# ક ર્ણા વ તી

કિંમત રૂપિયા સાડાત્રણ

સોલ એજંટ
ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો.
અમદાવાદ.

# પ્રસ્તાવના

'ચૌલાદેવી' અને 'રાજસંન્યાસી'ના અનુસંધાનમાં લખાયલી આ ત્રીજી નવલકથા છે. આના અનુસંધાનમાં પ્રગટ થનારી 'રાજકન્યા'માં મીનલદેવી પાટણમાં આવે છે ત્યાંસુધીના ચૌલુક્ય ઇતિહાસના પ્રસંગો આવી જશે.

શ્રી શંકરદત્તશાસ્ત્રીએ એમની હંમેશની કાળજી ભરેલી રીતે આ પુસ્તકને જોઈ જવામાં ઘણી મદદ કરી છે. અને અનેક અડચણો છતાં સૂર્યપ્રકાશપ્રેસના માલીક શ્રી. મૂળચંદભાઈએ ઘણી સગવડતા આપી છે. પ્રેસના ઉત્સાહી મેનેજર શ્રી. ભાલાભાઈએ તો પુસ્તક પ્રકાશનમાં અંગતરસ લઈને એના સ્વચ્છ મુદ્રણની પ્રથા જાળવી રાખી છે. એ માટે એ સૌનો આભાર માનવો ઘટે છે. ગુજરાતે મારી નવલકથાઓને ઉત્સાહથી વધાવી લઈને મને જે પ્રોત્સાહન આપ્યું છે એ વસ્તુનો પણ આ પ્રકાશનમાં જેવો તેવો ફાળો નથી.

ખાનપુર : અમદાવાદ
૩૧ : ૧૨ : ૪૨

ધૂમકેતુ

અનુક્રમ


પૂર્વભૂમિકા : પ્રવેશ . . . . . ૧
૧ ધારાનગરી તરફ જતાં . . . . . ૧૩
૨ એ અજાણ્યો આદમી કોણ ? . . . . ૧૯
૩ શ્વેતપાદનો વેપારી . . . . . . ૨૪
૪ મુંજસાગરમાં . . . . . . ૩૨
૫ પદ્મશ્રી . . . . . . . . . ૩૯
૬ કુલચંદ્રનું નિશાન . . . . . . ૪૭
૭ અણધારી મદદ . . . . . . . ૫૨
૮ દામોદરની ચિંતા . . . . . . . ૫૬
૯ દામોદર કુલચંદ્રને મળે છે . . . . ૬૦
૧૦ પંડિતરાજ ઉવટની વાટિકા . . . . ૭૫
૧૧ સરસ્વતીના મનોરથ . . . . . . ૮૨
૧૨ અંતે રસ્તો શોધ્યો . . . . . . ૮૯
૧૩ પંડિતની પુત્રી . . . . . . . ૯૪
૧૪ અરે ! આ તો કર્ણાટનો સેનાપતિ . . ૧૦૩
૧૫ સોમપતિ તેલી . . . . . . . ૧૧૦
૧૬ મહાકાલેશ્વરના મંદિરમાં . . . . ૧૧૯
૧૭ ચંડકિાશ્રમમાં . . . . . . . ૧૩૮
૧૮ કાર્તિક છટક્યો . . . . . . . ૧૩૫
૧૯ દામોદરની રત્નપરીક્ષા . . . . . ૧૪૪
૨૦ ઉદયાદિત્ય . . . . . . . . ૧૬૨
૨૧ દામોદરના સાંધિવિગ્રહિક પદનો સ્વીકાર થાય છે . . . . . . . . . ૧૭૫
૨૨ વાગડને પંથે . . . . . . . ૧૯૩

## અનુક્રમ


૨૩ કુલચંદ્રનું માતૃશ્રાદ્ધ . . . . . ૧૯૮
૨૪ સ્તમ્ભનકનો આચાર્ય . . . . . ૨૧૩
૨૫ દામોદરે આમ્રેશ્વરને શું કહ્યું . . . ૨૨૫
૨૬ ખેટકનો બ્રાહ્મણ અર્જુનભટ્ટ . . . ૨૩૩
૨૭ મધરાતનો અતિથિ . . . . . ૨૪૨
૨૮ મંત્રણા સભા . . . . . . ૨૪૮
૨૯ કુલચંદ્ર સપડાયો . . . . . ૨૬૦
૩૦ સર્વનાશ . . . . . . . ૨૬૬
૩૧ મહારાજભોજનો પ્રત્યુત્તર . . . . ૨૭૫
૩૨ વિષકન્યા થા વિષકન્યા . . . . ૨૮૯
૩૩ કુલચંદ્ર મૃત્યુનો મહોત્સવ માગે છે . ૨૯૫
૩૪ તમે કોને મદદ કરશો? . . . . ૩૦૪
૩૫ મહારાજ ભોજની છેલ્લી કનકસભા . ૩૧૫
૩૬ કુમાર જયસિંહ . . . . . . ૩૩૧
૩૭ મહારાજને મળેલી માથા . . . ૩૩૮
૩૮ કોણ સાચું? . . . . . . ૩૪૫
૩૯ સરસ્વતીની શોકાંગુલિ . . . . ૩૫૪
૪૦ કાં ભાગ લાવો કા શીર્ષ લાવો . . ૩૬૯
૪૧ જ્યારે દામોદર શસ્ત્ર લે છે . . . ૩૭૮
૪૨ કર્ણદેવને અદ્ભુત કાવ્ય સંભળાયું . . ૩૮૧
૪૩ નીલકંઠેશ્વર . . . . . . ૩૮૮
૪૪ સાબરમતીને કાંઠે-સ્વપ્નનગરી કર્ણાવતી . ૩૯૫

## લેખકની અન્ય કૃતિઓ

**નવલિકા સંગ્રહો**

તણખા [પાંચમી આવૃત્તિ]
તણખા મંડળ બીજું [ત્રીજી આવૃત્તિ]
તણખા મંડળ ત્રીજું [બીજી આવૃત્તિ]
તણખા મંડળ ચોથું [બીજી આવૃત્તિ]
પ્રદીપ [બીજી આવૃત્તિ]
અવશેષ [બીજી આવૃત્તિ]
ત્રિભેટો

**ગદ્યકૃતિઓ**

રજકણ [બીજી સચિત્ર આવૃત્તિ]
● જલબિંદુ
● જીવનચક્ર [બીજી આવૃત્તિ]
સર્જન અને ચિંતન

**નવલકથાઓ**

રાજમુગટ [બીજી આવૃત્તિ]
પૃથ્વીશ [બીજી આવૃત્તિ]
મલ્લિકા
અજિતા
● પરાજય
ચૌલાદેવી [બીજી સચિત્ર આવૃત્તિ]
રાજસંન્યાસી

**બાલનાટકો**

પડઘા [બીજી આવૃત્તિ]
ભીલકુમાર એકલવ્ય [બીજી આવૃત્તિ]

**નાટકસંગ્રહ**

ડંડીકુરતા ને બીજાં નાટકો

**કટાક્ષ-હાસ્યકૃતિ**

પાનગોષ્ઠિ

**જીવનચરિત્રો**

પરશુરામ [બીજી આવૃત્તિ]
નરકેસરી નેપોલિયન [બીજી આવૃત્તિ]
હેમચંદ્રાચાર્ય
 હ્યુએનસંગ
વીર વનરાજ

**પ્રવાસવર્ણન**

પગદંડી

'કર્ણાવતી'ના અનુસંધાનમાં
હવે પછી પ્રગટ થશે.

**રાજકન્યા**

[કર્ણાટની મીનલદેવી પાટણમાં
આવે છે ત્યાંસુધીની નવલકથા]

**વાચિનીદેવી**

[ચૌલાદેવીના પુરસ્સંધાનની
નવલકથા]

**આમ્રપાલી**

[ગુપ્તયુગની ઐતિહાસિક
નવલકથા]

## પૂર્વભૂમિકા—પ્રવેશ

**દક્ષિણમાં** આવેલ માન્યખેટના* રાષ્ટ્રકૂટ અને ઉત્તરના કનોજના પ્રતિહાર—એ બન્ને વચ્ચે ભારતવર્ષના સાર્વભૌમત્વની પ્રતિસ્પર્ધા લગભગ બે સદી—આઠમા અને નવમા શતકમાં ચાલી. ભગવતી ગોદાવરી અને નર્મદા વચ્ચેનો પ્રદેશ એ એમની રણભૂમિ. એ સ્પર્ધામાં બન્નેનો પરાજય થયો. હવે ભારતવર્ષમાં કોઈ ચક્રવર્તી સમ્રાટ નહિ થઈ શકે, એ સમય જ જાણે કે ગયો, એ પણ ત્યારે નક્કી થયું. આ સ્પર્ધા પૂરી થઈ, અને એના ઉપર વર્ષો વીતી ગયાં.

રાષ્ટ્રકૂટોની વધતી જતી અવશેષ સત્તાને માળવાના તેજસ્વી નૃપ સિયક બીજાએ ડારી. તેણે ઈ. સ. ૯૭૧–૭૨-માં માન્યખેટ લૂટ્યું. રાષ્ટ્રકૂટ ખોટ્ટિગ મરાયો, અને રાષ્ટ્રકૂટોની સત્તા અસ્તાચલે ઊતરી.

કર્ણાટના ચૌલુક્યરાજ તૈલપે એ તકનો લાભ લીધો. તેણે માન્યખેટના પરાજયનો લાભ લઈ પોતાની સત્તા વધારી દીધી. એણે માલવપતિ સિયક બીજાના પુત્ર વિખ્યાત મુંજરાજ શ્રીવલ્લભને યુદ્ધમાં પરાસ્ત કરી કેદમાં ભૂંડે હાલે

* હાલનું માલખેડ; નિઝામના રાજ્યમાં.

હણ્યો. મુંજનું બીજું નામ વાક્પતિરાજ પણ હતું.

વાક્પતિરાજના અકાલ મૃત્યુથી અવંતીની દૃઢ સત્તા ડોલી ઊઠી. માળવાને થયેલો આ પ્રહાર ભયંકર હતો. એની પ્રતિષ્ઠા ઉપર ન ભૂંસાય એવી કાલિમા આવી. વાક્-પતિરાજની વિદ્યાપ્રીતિએ કવિજનો પાસે અત્યંત વેદનાપૂર્વક ગવરાવ્યું કે गते मुंजे यशःपुंजे निरालंबा सरस्वती ।

એ સરસ્વતીને ફરી આધાર મળ્યો માળવાના પ્રસિદ્ધ રાજા ભોજરાજના સમયમાં. એણે માળવાની સત્તાનો ફરીને ઉત્કર્ષ કર્યો. એણે લાટને દબાવ્યું, પાટણના ચૌલુક્યોને શેહમાં રાખ્યા, અને કોંકણવિજય કરી કર્ણાટના પડખામાં ઘા માર્યો. પોતાના વિદ્વાન કાકા મુંજનું વૈર લેવા એણે કર્ણાટરાજ જયસિંહ બીજાને પણ હરાવ્યો તથા હણ્યો, ચેદિના ગાંગેયને 'વિક્રમાદિત્ય'નું બિરુદ ધારણ કરતો ભુલાવી દીધો, અને શાકંભરીનાથને હરાવ્યો. કલિંગ અને મેદપાટ એને નમી પડ્યાં. ઉત્તર હિંદમાં એણે માળવાની ગઈ પ્રતિષ્ઠાને ફરી જમાવી દીધી. છેક પંજાબમાં તેણે ચંપાના રાજાને દબાવ્યો. કુરુક્ષેત્રમાં એના સમર્થ સેનાપતિ સુરાદિત્યે વિજય મેળવ્યો. કાશ્મીરનો અનંતરાજ એનો મિત્ર થઈ રહ્યો.

અને નિરાલંબા સરસ્વતીને એણે સાલંબા કરી. એણે ધારાનગરીને ભારતવર્ષની વિદ્યાભૂમિ બનાવી. એની વિદ્યા-સભાનું ગૌરવ કાશ્મીરથી કોંકણ સુધી સ્વીકારાતું થયું.

અવંતીપતિ ભોજમાં એ શક્તિ હતી. અને એ સમયે એ તક પણ હતી કે, કનોજના સમ્રાટ હર્ષ પછીનું ભારત-વર્ષનું ખાલી પડેલું સિંહાસન એ લઈ શકે. એની પાસે ઉજ્જયિની જેવી મધ્યસ્થ નગરી હતી; વીર વિક્રમની પ્રણા-

લિકા હતી; પિતા, કાકા, પિતામહ અને પ્રપિતામહ સઘળાનો વીરત્વનો વારસો હતો. પૃથ્વી પરમારની—એવી ગૌરવવાણી જેમને વિષે ઉચ્ચારાતી એવા અણનમ યોદ્ધાઓ એના સૈનિકો હતા. એનું ગજદળ અદ્વિતીય ગણાતું. એની વિદ્યાસભા અનુપમ હતી. એ પોતે ધર્મસહિષ્ણુ ને જ્ઞાનજિજ્ઞાસુ રાજવી હતો. ભારતભરના સંસ્કારસ્વામીઓ ધારાનગરીના જ્ઞાનવાપિનું જલબિંદુ મેળવવા સ્વદેશ તજીને અવંતીવાસને ઉત્તમોત્તમ માનતા. મથુરાથી, મધ્યદેશથી, વારાણસીથી, કાશ્મીરથી, અહિચ્છત્રથી, ગુજરાતથી, કર્ણાટથી—એને ત્યાં વિદ્વાનો, કવિઓ, રસિકો, શિલ્પીઓ, વારાંગનાઓ, નર્તિકાઓ આવ્યે જ જતાં. ધારાનગરીમાં રહ્યા વિના કે અવંતીવાસ કર્યો વિના કોઈ વિદ્વાન સંસ્કારી મનાતો નહિ, કે સમર્થમાં ખપતો નહિ.

પણ વિદ્યાની ઉપાસનાનો આ અતિરેક એ માળવાના પતનનું એક મહત્ત્વનું કારણ બન્યું.

ભોજરાજની ઉત્તરવયના સમકાલીન અને સમર્થ પ્રતિસ્પર્ધીઓ બેઃ એક પાટણપતિ ભીમદેવ સોલંકી બાણાવલી—જેની સમશેરનું રણપાણી સોમનાથ મહાદેવના મંદિર પાસે અનેકોએ નીરખ્યું હતું; બીજો ચેદિના ગાંગેયદેવનો પુત્ર કર્ણદેવ હૈહય. એક ત્રીજો પણ હતોઃ કર્ણાટનો સોમેશ્વર—આહવમલ્લ. માળવાના વિસ્તીર્ણ રાજની ત્રણે દિશાના આ ત્રણે ખડા પહેરેગીરો. ચેદિને હરાવીને માળવા કાન્યકુબ્જ-કનોજનો હર્ષમૂક્યો વારસો ઉપાડી લે; પાટણને પાડીને સિંધુ ને સોમનાથ સુધી એ અનિયન્ત્રિત વિસ્તરે; કર્ણાટને હંફાવીને તો એ દક્ષિણમાં પણ સ્થિર બનેઃ કદાચ અદ્વિતીય થઈ રહે.

એ ત્રણેને અવંતીનાથ હરાવે તો એ ભારતવર્ષનો સ્વામી થાય. એનામાં રતિ હોય તો—એ હર્ષ બને, ચંદ્રગુપ્ત બને, સમુદ્રગુપ્ત થાય.

માલવપતિ ભોજરાજના જીવનની આ શક્યતા હતી.

પણ એ સિદ્ધિની આડે ઊભેલા આ ત્રણે બળવાન રાજ્યો એના સામર્થ્યની પ્રતીક્ષા કરતાં શાંત રીતે સાવધાન હતાં.

તેમાંનો કોઈ એક અવંતીને હંફાવવાની એકદમ હિમ્મત કરે તેમ ન હતું.

ભીમદેવનો દાદો મૂલરાજ હજી થોડાં વર્ષ પહેલાં જ માલવરાજ મુંજથી હારીને, કચ્છના રણમાં પાણી પાણી કરતો રખડચો હતો. ચામુંડ ને દુર્લભરાજ પણ માળવા સાથે આખડચા હતાઃ અને માળવા અજિત રહ્યું હતું.

ચેદિરાજ કર્ણદેવના પિતા ગાંગેયદેવને ભોજરાજે પોતે જ એવી તો સજ્જડ હાર આપી હતી કે એ 'વિક્રમાદિત્યે' ત્યારપછી માળવાનું નામ કોઈ દિવસ લીધું ન હતું. એણે પ્રયાગમાં સંન્યસ્ત લઈ દેહ તજ્યો, અને કર્ણદેવ ત્યારથી સાવધ રહીને માલવસત્તાની પ્રતીક્ષા કરતો થઈ ગયો.

કર્ણાટના સોમેશ્વર—આહવમલ્લનો પિતા જયસિંહ તો માલવરાજ સામે લડતાં હણાયો હતો. એ કથા હજી આહવમલ્લ માટે તાજી હતી.

માળવાની ગજસેના અજિત મનાતી. એના મદઘેલા હાથીઓ જ્યારે છૂટતા ત્યારે અરિદલમાં હાહાકાર થઈ રહેતો. એની હજારોની કતારને દેખીને દુશ્મનદળ ધ્રૂજી ઊઠતું. એટલે આ ત્રણે પ્રતિસ્પર્ધીઓ—માલવાના પતન વિષે

એકચિત્ત છતાં—અત્યંત સાવધ હતા.

એમાંથી હૈહય કર્ણદેવ સમર્થ હતો, વિદ્વાન હતો, વિદ્યાપ્રિય પણ હતો. એને ત્યાં વિદ્યાસભા હતી. એનો કવિરાજ વિદ્યાપતિનું બિરુદ ધરાવતો હતો. એની રાણી આવલ્લદેવી હૂણકૂલની હતી. એ પણ અત્યંત મહત્ત્વાકાંક્ષી હતી. હૂણકુલને માળવા સાથે જૂનું વેર પણ હતું. આવલ્લદેવીને માળવાનો વિજયગર્વ ગાળવો હતો. એટલા માટે ચેદિરાજ માળવાની રજેરજ પ્રવૃત્તિની તપાસ રાખતો. કોઈ નિર્બળ તત્ત્વ પ્રવેશ્યું છે કે નહિ એની જાણ મેળવવા ગુપ્તચરો જતા, ગાથાઓ મોકલાતી, નૃત્યાંગનાઓ જતી, કવિવાણી માનવપાંખે ચડીને મુસાફરી કરી લેતી, શિલ્પીઓ પણ કોઈ કોયડો મૂકી આવતા—એ સમયનો પરિસ્થિતિ જાણવાનો પ્રચલિત સર્વ કાર્યક્રમ આ પ્રમાણે ચાલ્યા કરતો હતો.

કર્ણાટનો સોમેશ્વર આહવમલ્લ નિડર હતો. એના પરાક્રમી ને રાજભક્ત મંડળિકોને લીધે એનું સામર્થ્ય અદ્વિતીય બની રહે તેવું હતું. તેનો સેનાપતિ નાગદેવ મહાન, રણયશસ્વી અને સમર્થ યોદ્ધો હતો. એ પણ સાવધ રહીને પગલું ભરવા માગતો હતો. માળવામાં એના ગુપ્તચરો તપાસ અર્થે ફર્યાં કરતા.

પાટણનો ભીમદેવ પરાક્રમી હતો. પણ કર્ણાટ ને ચેદિને મુકાબલે એની સત્તા હજી જામતી હતી. પાટણની શક્તિ ભીમદેવના પ્રતાપી વ્યક્તિત્વને લીધે, હતી તેના કરતાં ઘણી વધારે, મનાતી હતી. પણ અવંતીના ચિત્રવિચિત્ર રાજકારણને પહોંચી વળવાની એની શક્તિને ઘણી મર્યાદાઓ હતી. ભીમદેવ રણરસિયો, રણઘેલો, અને રણશૂર હતો. એ પોતે

એકલો હજારોની સેનાને ભેદીને બહાર નીકળી જવાનું સામર્થ્ય ધરાવતો. પણ પ્રશ્ન હજારોને ભેદવાનો નહોતો—માળવાને બરાબર સમજવાનો, કર્ણાટ-ચેદિની રાજનીતિ ઘડવાનો, અને જે ક્ષણે પાટણને યુદ્ધ જોઈએ તે ક્ષણે જ માળવા યુદ્ધ આપે ને અવશ્ય પરાજય પામે, એવી અત્યંત અટપટી રાજનીતિનો હતો. અધીરા ભીમદેવને માલવરાજ સાથે લડી કાઢવું હતું. દામોદર—એનો મહાઅમાત્ય—એ પણ જાણતો હતો કે માળવાને પરાજય પમાડ્યા વિના પાટણથી મહાન થઈ શકાય તેમ નહોતું. પણ એ વિચક્ષણ રાજપુરુષ એમ માનતો કે ખરા સમર્થ પુરુષો જ રાહ જોઈ શકે છે. રાહ જોવી—તકની પ્રતીક્ષા કરવી અને તક આવ્યે પોતાના સર્વ-સામર્થ્યથી અરિને દબાવી દેવો—એ એની રાજનીતિનો સિદ્ધાંત હતો. પાટણના દંડનાયક વિમલે આબુના પરમાર ધંધૂકને વશ કરી માળવાને દબાવવાની શરૂઆત તો કરી હતી તે આગળ આવી ગયું છે. એ જ રાજનીતિને વધારે આગળ ધપાવવા પાટણનું મહાઅમાત્યપદ તજી દામોદર પોતે માળવામાં આવી રહ્યો હતો. પાટણનો સાંધિવિગ્રહિક બનીને. એણે આનંદપુર—વડનગરના ગુજરાતી વિદ્વાન ઉવટ ઉપર અને મુંજ મહારાજની વિધવા કુસુમવતી ઉપર મદાર બાંધ્યો હતો. મુંજનું વેર લીધા છતાં—મુંજને ઘેરઘેર ભીખ મગાવીને જે દુર્દશાભરી રીતે કર્ણાટના તૈલપે એને હણ્યો હતો—એ વસ્તુ હજી કોઈનાથી ભૂલી ભુલાતી ન હતી. દામોદર પણ ઇચ્છતો હતો કે એ વસ્તુ કોઈ ન ભૂલે. માળવાને કર્ણાટમાં ને ચેદિમાં રોકીને, દામોદર પાટણને સમર્થ બનાવવા માટેનો સમય મેળવી લેવા માગતો હતો. એ બન્ને

સાથે સંડોવાયેલા માલવરાજને પરાજય પમાડી પાટણને સૌથી વધારે સમર્થ બનાવવાની એની મહત્ત્વાકાંક્ષા હતી.

પણ માલવામાં કુલચંદ્ર હતો, સમર્થ દંડાધીશ સુરાદિત્ય હતો, અને મહત્ત્વાકાંક્ષામાં યુદ્ધકલામાં અદ્વિતીય એવો ભોજરાજનો સંબંધી ઉદયાદિત્ય હતો. ત્યાં મહાન મંત્રી રોહક હતો, યુવરાજ જયસિંહ હતો, અને ભોજની પુત્રી પદ્મશ્રી હતી. માળવાનું રાજકારણ ઘણું અટપટું હતું: પણ એનું સામર્થ્ય તો એથી પણ વધુ અટપટું હતું. જે વખતે એ નિર્બળ દેખાય તે વખતે પણ એ સમર્થ નીવડે અને અરિદળને ઘડીના છઠ્ઠા ભાગમાં સંહારી કાઢે.

દામોદર પહેલાં પણ અવંતીમાં આવ્યો હતો, ત્યારે અવંતીને જોઈને એ છક્ક થઈ ગયો હતો. એને ત્યારે જ લાગ્યું હતું કે અવંતી ખરેખર અદ્‌ભુત છે, અને અદ્‌ભુત રહેવા માટે જ જાણે કુદરતે એનો પક્ષ લીધો છે. એણે જોયું હતું કે આંહીં સમૃદ્ધિ છે, સંસ્કાર છે, શૌર્ય છે, અને ભારતવર્ષ આખાને દોરવાની પ્રતિભા છે. અલકાનગરી જેવી રમણીય એની ભૂમિ છે. પાટણના સર્વોત્તમ શ્રેષ્ઠીને સ્વપ્નમાં પણ ન મળે એવી વારાંગનાઓ તો ઉજ્જયિની અને ધારાના અનેક ઉત્સવોને સૌન્દર્યથી અને પરિમલથી ભરી દે છે. એમની સાથે બે વાક્યો બોલવામાં પણ જે સુરુચિ, સંસ્કારિતા, અને સાહિત્યપારમલનો સ્પર્શ જોઈએ તે તો પાટણના વિદ્વાનમાં વિદ્વાન ગણાતા પંડિતરાજ પાસે પણ ન મળે!

અને ભોજરાજે રચેલી ધારાનગરી—એ તો જાણે કોઈ કવિરાજે પોતાનું સ્વપ્ન પૃથ્વી ઉપર ઉતાર્યું હોય એવી, નાજુક પારિજાતના પુષ્પ જેવી, સંસ્મરણમાં રમી જાય એવી

મનોહારિણી ચારુ નગરી હતી. હરિયાળા ઘાસથી છવાયેલી એની ચારે તરફની ટેકરીઓ ઉપર રસિક કુંજનિકુંજો ફુલ્લ પ્રફુલ્લ પદ્મ જેવી શોભી રહેતી. પૃથ્વીમાં સઘળે પાણી માટે પરબ બેસતાં; આંહીં ધારાનગરીમાં ઠેરઠેર વિદ્યાનાં પરબ હતાં. ક્યાંક ન્યાયનો અભ્યાસ થતો; ક્યાંક કાવ્ય, અલંકાર ને રસશાસ્ત્ર ચાલતાં; તો ક્યાંક નાટક ને ક્યાંક દર્શનશાસ્ત્ર શીખવાતાં. કોઈ સ્થળે વળી નવા આવેલા વાફજડ વાગડના વિદ્યાર્થી ફળીમાં ટિંગાતા પાંજરા પાસે બેસીને, એમાં બેઠેલાં મેનાંપોપટની વાણીમાંથી, માલવ-પંડિતોની સંસ્કૃત ઉચ્ચારણની ઢબછબ શીખતા નજરે પડતા!

અને નગરીમાં જેવી વિદ્યા હતી, જેવી શ્રી હતી, તેવી જ રસિકતા પણ હતી.

અવંતીની નારીની અળતોલગાડેલી લાલ પાની ઉપર વિદ્વાન કવિઓ જે કાવ્યપંકિત રચતા, તે તો ભારતવર્ષના એક છેડાથી બીજા છેડા સુધી માન મુકાવતી પ્રસરી જતી. ભોજરાજના પ્રસિદ્ધ ‘ સરસ્વતીકંઠાભરણ ’ની ‘ કંચનસભા ’-માં બેસવું એ ભારતવર્ષમાં ગૌરવની પરાકાષ્ટા ગણાતી. ત્યાં એ સભામાં—વિદ્વાનો, કવિઓ, રાજપુરુષો, નાટ્યાચાર્યો, વિદુષીઓ, સંગીતજ્ઞો, વારાંગનાઓ, શિલ્પીઓ, સાહિત્યકારો, નર્તિકાઓ—આખા આર્યાવર્તની સંસ્કાર-વિભૂતિ પ્રગટ થતી.

સમસ્ત ભારતવર્ષના ચક્રવર્તી થવાની જો કોઈનામાં એ જમાનામાં યોગ્યતા હોય તો એ એક અવંતીનાથ ભોજ-રાજમાં હતી. વિદ્વાનોએ તો એ ‘ ત્રિભુવનનારાયણ ’ ને ક્યારનો કાલ્પનિક ભારતવર્ષનો ચક્રવર્તી ‘ કવિરાજ ’ બનાવ્યો

પણ હતો. જીવનમાં જેવો એ રસિક હતો, તેવો જ યુદ્ધમાં પરાક્રમી હતો. માનસસૃષ્ટિમાં જેવો એ સંસ્કારી હતો તેવો જ અવિચલ કીર્તિનો અભિલાષી હતો. એ સ્વપ્નદ્રષ્ટા હતો અને સ્વપ્નસ્રષ્ટા પણ હતો. છતાં, એનામાં એક એવી અદૃશ્ય વસ્તુ હતી કે એ વસ્તુએ જ એના જીવનમાં પ્રધાનપદ લઇ લીધું. એ વસ્તુ તે એની કવિતા. એ યુદ્ધો લડ્યો—જીવન ભર—છતાં ન એ ચક્રવર્તી થયો, ખાસ ન તો એ માળ-વાનો સમર્થ અને સ્થાયી વિજયી અવનીપતિ ગણાયો, ન કોઈ વિજયને સ્થિર કરી શક્યો, અને ન રણયોદ્ધાની કીર્તિને પામી શક્યો. એ તો જન્મથી જ કલ્પનાનો બાળક હતો, કવિ હતો, અને મૃત્યુ સુધી કવિ જ રહ્યો.

સ્વપ્નસૃષ્ટિની મોહક ખુમારી અને ખુવારીમાંથી એ કોઈ દિવસ પૂરેપૂરો જાગી શક્યો નહિ. કાવ્યની સૃષ્ટિ આગળ દુનિયાનો વૈભવ એને મન કુછ વિસાતનો રહ્યો ન હતો. એને સર્વનાશનો, પરાજયનો કે મૃત્યુનો પણ ભય ન હતો. એને ભયમાં ભય માત્ર એક જ વસ્તુનો હતો. કોઈ પણ વિદ્વાનને—કોઈ પણ કવિને 'ના' કહેવાનો. દાન આપવા આડે સમૃદ્ધિ મેળવવાનો એને સમય પણ ન હતો: એણે એક રીતે આખું ભારતવર્ષ જીત્યું હતું: શસ્ત્રઅસ્ત્રથી નહિ, સરસ્વતીકંઠાભરણથી. માલવપતિ ભોજના કરતાં કવિરાજ ભોજ ઘણો વધારે વ્યાપક અને મહાન હતો: સ્વપ્નદેશમાં તો એ ભારતચક્રવર્તી જ લેખાતો. એનું નામ હમેશાં ભારત-વર્ષના એક ચક્રવર્તી રાજપુરુષની સાથે મુકાતું—ઉજ્જયિનીના મહાન વિક્રમની સાથે.

દામોદરે માલવમહત્તાનું આ સઘળું રૂપ જોયું હતું.

એ પોતે પણ એક વખત કવિપદેચ્છુ હતો. એટલે એને આનંદ પણ થયો હતો, અને પાટણની લઘુતા માટે ગ્લાનિ પણ થઈ હતી. પરંતુ ગમે તેવા ઉત્સાહપ્રેરક કે આવેશપ્રેરક પ્રસંગમાં પણ એ પોતાનો દોર ચૂકતો નહિ.

એટલે ધારાનગરીમાં રહેતાં રહેતાં, એણે એ વખતે એ પણ જોયું હતું કે, અવંતીદેશ મહાન છે, નગરી પણ મહાન છે, રાજા પણ મહાન છે—પણ એ સૌ એટલી ઊંચાઈએ પહોંચ્યા છે કે હવે ત્યાંથી ખીણનો એક જ માર્ગ એમને માટે અનિવાર્ય થઈ પડ્યો છે. 'ત્રિભુવનનારાયણ' ઉપર 'વિવેકનારાયણ*'નો વિજય એ એને મન સમયનો સવાલ હતો. વિદ્યા પાછળ ને કીર્તિ પાછળ ઘેલા બનેલા ભોજરાજને હંફાવવા માટે થોડા સમયની જરૂર હતી. ત્યારપછી એ સમયની પ્રતીક્ષા જ કરતો રહ્યો હતો. એ પ્રતીક્ષા હવે પૂરી થઈ હતી. હવે એ પોતે ધારાનગરીનું સાચું સામર્થ્ય સમજવા અને ચેદિ, કર્ણાટ, વાગડ, નડૂલ, શાકંભરી, અર્બુદ વગેરે સાથેના માલવપતિના સંબંધોમાંથી પાટણનો યશોમાર્ગ કરી લેવા સાંધિવિગ્રહિક બનીને ભોજરાજ પાસે આવી રહ્યો હતો.

એક મહાન ગુજરાતીએ વર્ષો સુધી માળવામાં રહીને સોલંકી યુગના વિજયપંથનું નિર્માણ કર્યું એને લગતી; આ કથા છે. ઈ. સ. અગિયારમી સદીના બીજા ચરણનાં છેલ્લાં વર્ષોને એમાં ગૂંથેલાં છે.

---

* ભીમદેવનું બિરુદ.

## ૧. ધારાનગરી તરફ જતાં

**સમીસાંજનો** સમય હતો.

નાના નાના ડુંગરાટેકરાઓમાંથી પસાર થતો, વાંકો-ચૂંકો, અને ધારાનગરી તરફ જતો સીમનો માર્ગ ધીમેધીમે મુસાફરવિહોણો બનતો હતો. અજવાળું ઓછું થતું હતું, અને આઘેનાં દશ્યો ઝાંખા અંધકારમાં વીંટાવા માંડ્યાં હતાં.

એ વખતે બે ઘોડેસવારો ઝપાટાબંધ ધારાનગરી તરફ જઈ રહ્યા હતા.

એમને નગરીમાં પહોંચી જવાની ઉતાવળ હોય એમ લાગતું હતું. દૂર—દૂર—ધારાનાં સપ્તશૃંગી ભવ્ય મહાલયો ઉપર એમણે દીપમાળા પ્રગટી નીકળતી જોઈ. એ દીપમાળાને આગલો સવાર નિહાળી રહ્યો.

કોઈ અપ્સરા જાણે મહામોલું વસ્ત્ર ઓઢીને રજની-રાણીને મળવા નીકળી હોય એવી ધારાનગરી શોભી રહી હતી. એનાં શૃંગ ઉપર શૃંગ લગાવેલા ગગનચુંબી ભવ્ય પ્રાસાદોની ટોચે દીપમાલાની પંક્તિ પ્રગટતાં, આકાશમાં સુવર્ણપદ્મ ખીલ્યાં હોય એવો ભાસ થઈ ગયો. ઘંટારવ, શંખનાદ અને સૈનિકોને રાત્રિની સૂચના આપતી રણભેરી—

નગરીમાંથી એકીસાથે રસળતા રસળતા ચાલ્યા આવતા શબ્દો—એ સાંભળીને અજાણ્યામાં અજાણ્યો માણસ પણ નગરીની મહત્તા જોઈને છક્ક થઈ જાય. ત્યાં આગલા સવારે કાંઈક ધીમો પણ ભારે લાગે તેવો નિઃશ્વાસ મૂક્યોઃ 'કાર્તિક!'

'જી! પ્રભુ! કેમ? કાંઈ અસુખ છે?'

'અસુખ તો કાંઈ નથી. આ નગરી તેં જોઈ? . . .

મારી નગરી પાટણ—એને હું આવી ક્યારે નિહાળું? આના સપ્તશૃંગી પ્રાસાદો તો જો—એક, બે, ત્રણ, . . . દસ. . . સત્તર . . એકવીસ . . ત્રીસ . . . . . એમનો તો પાર જ નથી,' તેણે ગણવાનું છોડી દેતાં કહ્યું.

'આપણી નગરી પણ પ્રભુ! એવી જ થાશે.'

'એવી જ થાશે . . થાશે કેમ નહિ? એ આશામાં તો હું જીવન વિતાવું છું. તે વિના તો મારી મા સરસ્વતી પણ શાની એને ખોળે મને લેશે? પણ આ નગરી—આ નગરી તો ક્યાંય વાવી નથી. તેં અંદરથી જોઈ છે?'

'હા, પ્રભુ!'

'મારી મા સરસ્વતી, જેણે જીવનભર કૌમાર્યવ્રત ધારણ કર્યું, એણે પણ પોતાના માની લીધેલા સંતાન પાટણ—પાટણને માટે તો ખંગ વાળી દે એટલો જલપ્રવાહ વહેવરાવ્યો છે. એ યુગ યુગ થયાં રાહ જુએ છે કે મારે કિનારે પણ, જેમનાં પ્રતિબિંબ જલમાં પડતાં, સોનેરી પદ્મ ખીલ્યાં છે એમ માનીને આકાશી અપ્સરાઓ તેમને વીણવા માટે ઊતરી આવે, એવા ભવ્ય ધવલ સપ્તશૃંગી મહાલયો, ક્યારે ઊગી નીકળે? કાર્તિક! દરેક નદી એક મહાન નગરીને

પોતાની કેડ ઉપર તેડવા માટે અધીરી હોય છે. પણ.. મહાન નગરી સરજવી કાંઈ સહેલી છે ?'

'આપણી નગરી, પ્રભુ ! એમ ક્યાં છેક નાની છે ? આપણે પણ એને મહાન બનાવી છે.'

'નગરી—નાની મોટી—વિસ્તાર તો ઠીક, પણ આપણે—આપણે કેટલા નાના ? નગરી મહાન બનાવવી—એટલે એક અણનમ પરંપરા ઉત્પન્ન કરવી. આપણે હજી એ કરી શક્યા નથી. આજે માળવા પાસે સંધિ માગવા આવવું પડે છે. પણ એ ના પાડે તો ?'

'પણ પ્રભુ ! એ ના પાડવાની હિમ્મત કરશે ?'

'એ તો ના પાડવાની હિમ્મત કરે જ—કેમ ન કરે ? કુલચંદ્રે સરજેલી ગજસેના તેં જોઈ લાગતી નથી. એ તો આપણે એવું કરવાનું છે કે—એ આપણને મહાન માનીને આપણી સંધિ યાચે—આજે નહિ તો કાલે. અને આપણે મહાન નથી એ હું ને તું બન્ને જાણીએ છીએ !'

'પણ, પ્રભુ ! ભોજરાજ—ભોજરાજ દેખાય છે એટલા મહાન રહ્યા છે ? એક કુલચંદ્ર . . .'

'મહાન તો દરેક ત્યાં સુધી હોય છે—જ્યાં સુધી એને બીજા મહાન માને છે . . પણ તેં ઠીક સંભાર્યું. કુલચંદ્રની વાત આવી ને આપણે જલદી પહોંચવું જોઈએ એ સાંભર્યું.'

કાંઈક મોડું થઈ ગયું છે ને હવે પહોંચી નહિ શકાય, એવી શંકાથી એ મનમાં કાંઈક અધીરા થયા. આવી પરિસ્થિતિના નિત્યના જાણકાર હોય તેમ, એમના ઊંચા ખમીરવંતા ઘોડાઓએ એમની અધીરતાને કળી જઈ વગર-કહ્યે વેગ વધારી દીધો. બન્ને જણા સપાટાબંધ, અંધારું

પૂરેપૂરું વીંટળાઈ વળે તે પહેલાં, ધારાનગરીના દરવાજામાં દાખલ થઈ જવાના ઉદ્દેશથી આગળ વધ્યા. થોડી વારમાં આગળ જતા સવારે કહ્યું: 'એમ કરીએ, કાર્તિક! પહોંચી શકીશું તોપણ હવે અંદર પ્રવેશ કરવા દેશે કે નહિ એ શંકા પડતું છે. આંહીં આટલામાં મુંજસાગરને કિનારે પશ્ચિમ બાજુ એક મઠ છે, ત્યાં જ રાતની રાત કાઢી નાખીએ. સવારમાં મુંજસાગરમાં નાહીધોઈને નિરાંતે નગરીમાં જઈશું!'

'પહોંચી તો જવાશે, પ્રભુ! હજી વખત તો છે!'

'દેવરાજે મોકલેલા ગોપાલકે રસ્તામાં આપણને શું કહ્યું હતું તે યાદ કર. પહોંચ્યે કાંઈ પાર ઊતર્યા? મહારાજ ભોજરાજ નગરીમાં નથી. એ તો ત્યાં ભોજસાગર ઉપર સ્નાનાર્થે પધાર્યા છે. ને નગરીના રક્ષણનો ભાર દંડાધીશ કુલચંદ્ર ઉપર છે. કુલચંદ્રનું શાસન એક પળ પણ ભૂલ ન ચલાવી લે, કે નાનામાં નાની વિગતને પણ જતી ન કરે. કુલચંદ્રને તો તેં જોયેલ છે ના?'

'કેમ નહિ, પ્રભુ? ત્યાં નંદગિરિમાં જ અર્બુદપતિ ધંધૂકરાજને મેળવી લેવા એ પોતે ચંદ્રાવતીમાં આવેલ હતા ને? એની દરેક વાત વજ્ર જેટલી કડક હોય છે એ ખરું.'

'ત્યારે પછી? એક ક્ષણનો પણ ફેર પડે તો તમને કોઈ પેસવા દે ખરા? અને પાછા આપણે તો રહ્યા પાટણના, એટલે તો પેસવા દેતા હોય તો પણ ના પાડે. પાટણે અર્બુદપતિને વશ કર્યો એ પરાજય કુલચંદ્ર હજી હજી ભૂલી શક્યો નથી. ત્યાર પછી એણે પાટણ લૂટ્યું પણ ખરું. પરંતુ રાજદ્વારમાં લૂણને બદલે કોડીઓ દટાવી

એ ભૂલ એને સાલતી હશે. મહારાજે તો એ ભૂલનો એને ઘણો વિપત્કારી અર્થ કહી સંભળાવ્યો હતો. એટલે આપણા પાટણના એક પંખીને પણ એ શંકા વિના ન જુએ. અત્યારે ઘોડા ફરીને પહોંચી જઈએ અને રાત તો નગરીની બહાર જ ગાળવી પડે એવું થાય, એના કરતાં આ શું ખોટું? મઠપતિ માણસ પણ સારો છે.'

'કુલચંદ્રને ખબર તો પડચા હશે ના?'

'શાના?'

'કે પાટણના મહાઅમાત્ય અવંતીમાં સાંધિવિગ્રહિક તરીકે આવી રહ્યા છે!'

'એનાથી એ તે કાંઈ અજાણ્યું હોય?' દામોદરે કહ્યું: 'એ સામે એણે વિરોધ પણ દર્શાવ્યો હતો. એ તો મહારાજ ભોજરાજે કહ્યું કે આવવા તો દો—પછી જોઈ લેવાશે, નહિતર એણે તો અવંતીદેશમાં જ પ્રવેશબંધી કરાવવા સ્થાનપુરુષને ક્યારનું કહેવરાવી દીધું હોત. આપણો આનંદપુરનો પંડિત ઉવટ આંહીં છે નાં? એના ઉપર કુલચંદ્રની સખત દેખરેખ છે. પંડિત રાજકુલમાન્ય પુરુષ રહ્યા, એટલે એના ઉપર દેખરેખ નથી એવો કુલચંદ્રને દેખાવ તો કરવો પડે છે. પણ દેવરાજે કહેવરાવ્યું તે પ્રમાણે, પંડિતને ત્યાં તરણું પણ હાલે તો કુલચંદ્રને એની ખબર પડી જાય. આપણે એ પંડિતને ત્યાં જ જવાનું છેઃ અને પાટણ વિષે એને તો આટલી બધી ટાઢક છે!'

'પંડિત તો ઉજ્જયિની છે ને?'

'પંડિત ઉજ્જયિની છે—પણ એનું ઘર તો હશે નાં? આપણે નિરાંતે સવારે જ જઈશું. અત્યારે તો મઠનો

૨

રસ્તો જ લો.'

દામોદરે નગરી તરફ જતો માર્ગ છોડી ઘોડાને બીજે માર્ગે વાળ્યો. કાર્તિક એની પાછળ પાછળ ચાલ્યો.

બીજે રસ્તે તેઓ થોડુંક ગયા હશે ત્યાં એમને કાને ઘોડાના ડાબલાનો અવાજ આવ્યો. બન્ને જણા થંભી ગયા. થોડી જ વારમાં નગરી તરફથી ચાલ્યા આવતા કોઈ ગજરાજની ઘંટાવલિનો ઘોષ પણ એમને કાને પડ્યો. સાથેસાથે ઘોડાના ડાબલા પણ વાગતા હતા.

'કોણ હશે? એ પણ આ રસ્તે મુંજસાગર તરફ જતા લાગે છે.'

દામોદરે ત્વરાથી પોતાનો માર્ગ બદલ્યો—અને પાસેનો થોરની નેળમાં ચાલ્યો જતો માર્ગ લઈ લીધો. પાછળ આવતા ગજરાજને જવા દેવા માટે બન્ને જણા ત્યાં શાંત ઊભા રહ્યા. ઘોડાની ડોક ઉપર વહાલથી લગાવેલી એક સહજ થાપટે બન્ને ઘોડાને ચિત્રમાં ચીતર્યા હોય તેવા સ્થિર ને શાંત બનાવી દીધા.

પાસે ને પાસે આવતા ગજરાજની ઘંટાવલિનો ઘોષ બન્ને જણા આતુરતાથી સાંભળી રહ્યા.

## ૨. એ અજાણ્યો આદમી કોણ ?

થોડી વારમાં એમણે એક મહાન ગજરાજને રસ્તા ઉપર આવતો દીઠો. એની આગળ સુગંધી તૈલની મશાલ લઈને બે જણ ચાલ્યા આવતા હતા. મશાલનું તેજ રસ્તા ઉપર પડીને પાછળ આવનારને માર્ગદર્શન કરાવતું હતું. ગજરાજની આગળપાછળ ત્રણચાર ધનુર્ધારી સવારો ચાલતા હતા. નાની સરખી ભપકાભરેલી, રાજના કોઈ નિકટવર્તી સંબંધીની સવારી હોય, તેવો દેખાવ લાગતો હતો. ગજરાજની ઉપર નાજુક સુંદર સુવર્ણમંડપિકામાં એક રૂપાળી તરુણી બેઠી હતી. એની નાની, રમણીય, ગૌર, સમર્થ લાગતી દેહ થોડી અંધકાર અને થોડી પ્રકાશમાં આવવાથી વધારે શોભતી હતી. મંડપિકામાં એની પાછળ બે શસ્ત્રધારી યુવતીઓ હતી.

દામોદર ને કાર્તિકસ્વામીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. રાજકુટુંબની જ કોઈ તરુણી અત્યારે મુંજસાગર તરફ જઈ રહી હતી. બન્ને જણાએ અર્થવાહી દૃષ્ટિથી એકબીજાની સામે જોયું.

'કોણ હશે ?' દામોદરે ધીમેથી પૂછ્યું.

જવાબમાં કાર્તિકે ધીમેથી કહ્યું: 'લાગે છે રાજકુટુંબી.'

ઘંટાઘોષ કરતો ગજરાજ પસાર થઈ ગયો. તેની પાછળ જતા ઘોડેસવારના દાબડાના પડઘા પણ શમી ગયા. દામોદર ને કાર્તિક પાછા રાજમાર્ગ ઉપર આવી ગયા. પણ બન્નેનાં ચિત્ત 'અત્યારે આ કોણ હશે ?' એ પ્રશ્નનો પ્રત્યુત્તર શોધવામાં મશગૂલ હતાં.

'એમ કરીએ, કાર્તિક ! આ પાસેના મઠમાં ઉતારો કરી ધીમેધીમે આની પાછળ જઈએ. મુંજસાગર ઉપર જતાં કાંઈક નવીન વાત મળી આવશે !'

'પણ આપણને દેખશે તો ?'

'દેખશે તો પાછા ફરી જઈશું.'

પાસેના મઠના અગ્નિની દિશા સાંધી બન્ને જણા તે તરફ વળી ગયા. ઘોડાંને બહાર રસ્તા ઉપર રાખી એક ઝાંપલી જેવું ઉઘાડી મઠના વિશાળ ફળીમાં બન્નેએ પ્રવેશ કર્યો. એક તરફ—છેક સામેની બાજુએ ધૂણી ધખતી હતી. દામોદર ને કાર્તિક એ તરફ ગયા.

કોઈ એકાકી જોગી બેઠો હતો. પાસે સળગતી ધૂણીની અગ્નિજ્વાળા વડે એની મુખમુદ્રા જાણે સળગી રહેલી જણાતી હતી. દામોદરે બે હાથ જોડીને એને નમસ્કાર કર્યા: જોગીને ચરણે સુવર્ણદ્રમ્મ ધર્યો.

'નમઃ શિવાય ગુરુજી !'

'શિવાય નમઃ,' ગુરુએ ભભૂત લગાવેલી લાલ આંખો એના તરફ ઠેરવતાં કહ્યું. 'ક્યાંથી આવો છો ?'

'આવવું વાગડમાંથી,' દામોદરે જવાબ વાળ્યો: રસ્તો ભૂલ્યા છીએ. સારું થાય એક ગોપનું કે એણે આ

પાસેનો મઠ બતાવ્યો. નગરી તો ઘણી દૂર રહી ગઈ!'

'બહોત દૂર તો નહિ હય—મગર અનજાન ઔર અંધ દોનું સરખા. ઇધર તુમારે જૈસે કોઈ અજાણ વ્યાપારી આદમી ભી સો રહે હય. કયું સોમકાન્તજી! સો ગયે?'

થોડે દૂર કોઈ એક આદમી ટૂંટિયું વાળીને માથે ઓઢી સૂતો હતો, પણ તે બોલ્યો નહિ. જોગી હસ્યો. 'બિચ્ચારા થાક સેં હેરાન હો ગયા હય———નગરી બહોત દૂર તો નહિ હય, મગર નગરી પહોંચનેસે ભી કયા ફાયદા હોતા? નગરી પહોંચને પર ભી અંદર જાને કે લિયે અજાણ આદમી-કુ રાતકે સમય બહોત તકલીફ હોતી હય. ઇધરઉધર રાજલોગ આપસઆપસમેં લડાઈટંટા કરતે હય ઔર ઉસકા ફલ તો રૈયતકુ મીલતે. આઓ બેસો—બાટી ઔર દૂધ, કુછ લો. દોનું હાજિર હય.'

'જી, ગુરુજી! અમારી પાસે સાથવો છે. ઘોડાને જરાક ઠેકાણે પાડી દઈ પહેલાં ખોળિયાંને પલાળી લઈએ. આટલામાં કોઈ તળાવ તો હશે કે?' દામોદરે કાર્તિક સામે જોયું. કાર્તિકે પેલા સૂતેલા આદમી તરફ જરાક નજર ફેરવી જવાબ વાળ્યો: 'હશે તો ખરું જ.'

'ઇધર તો બડા ભારી મુંજસાગર હય. ચલે જાઓ સીધા—આથમણી દિશામેં,' જોગીએ કહ્યું.

'ત્યારે તો એ જ દિશામાં . . .' દામોદર કહેતો અટકી ગયો.

'કયા બાત હય? કુછ ડર લગતે હય? ડરને કી કોઈ બાત મુંજસાગરમેં નહિ હય.'

'જી કુછ ડર નહિ. એ દિશામાં કોઈ રાજસવારી ગઈ

લાગે છે. રસ્તામાં એક મહાન ગજરાજ જતો જોયો !'

'હાં . . હાં . . વો—વો તો ભોજરાજકી કુમારી ઇધર આનેવાલી થી. વો તો ઉજ્જયિની જા રહી હય—મહા-શિવરાત્રીકે મહોત્સવકે લિયે. વો ઇધર નહિ ઠેરેગી. તો ભી—ક્યા માલૂમ રાજસોગકી બાત હય. સાગરમેં નૌકા-વિહાર ભી ચલે. ઇધર પાસમેં દૂસરા જલાશય હય. ઇધર જા કે સ્નાન કર લો !'

દામોદરનું ધ્યાન ધૂણીથી થોડે દૂર ટૂંટિયું વાળી માથે ઓઢી સૂતેલા આદમી ઉપર પડ્યું. રાજકુમારીનું નામ આવતાં તેણે જરાક સળવળાટ કર્યો હતો. માથે ઓઢેલું એમનું એમ રાખીને એણે બહાર ચોરનજર કરી. એટલામાં દામોદરની દૃષ્ટિ પડતાં જ એ પાછો સૂનમૂન થઈ ગયો. દામોદરને એમાં કાંઈ ભેદ લાગ્યો.

'ત્યારે તો એમ જ કરીએ, ચાલો, ઘોડાંને આંહીં અંદર લાવીએ,' તેણે કાર્તિકને કહ્યું. ઊઠતાં ઊઠતાં જ દામોદરે બધી બાજુ એક દૃષ્ટિ ફેંકી લીધીઃ ચારે તરફના વિશાળ ફળીને વીંટીને ઊભેલી થોરની વાડ જોઈ. ધૂણીથી થોડે દૂર કેટલાક ઝાડનું ઝુંડ હતું ને એમાંથી ખરતાં પાન ધીમો અવાજ કરી રહ્યાં હતાં.

દામોદર ને કાર્તિક ઘોડાંનો બંદોબસ્ત કરીને સ્નાન કરવા ચાલ્યા.

'ગુરુજી ! હમણાં આવીએ છીએ.'

'સીધા પૂરબ દિશામેં ચલે જાઓ. સુંદર જલાશય નજદિકમેં હી હય !'

દામોદર ને કાર્તિકસ્વામી બહાર નીકળ્યા. બહાર

નીકળતાં જ દામોદરે કહ્યું : ' કાર્તિક ! પેલો સૂતો હતો ટૂંટિયું વાળીને—તેને તેં જોયો ?'

' જોયો ખરો, પણ બરાબર નહિ. કેમ, પ્રભુ ?'

' એ વેપારી જેવો લાગે છે, પણ વેપારી નથી !'

' કેમ જાણ્યું ?'

' એણે ગુરુજીને પ્રત્યુત્તર આપ્યો નહિ, પણ રાજકુમારીની વાત આવી ત્યારે એ સળવળ્યો. આપણી તરફ ચોરનજરથી જોતાં પકડાઈ ગયો કે તરત એ ગુપચુપ—એકદમ વધારે શાંત બની ગયો. જાગતો હતો છતાં આપણી વાતમાં એણે હોંકારો પણ પુરાવ્યો નહિ. હું આ બાજુ થોરની વાડને આંટો મારી, છીડું શોધી, પેલા ઝાડના ઝુંડ પાસે બેસી જાઉં તો એમની વાતમાંથી કાંઈક મળે. તું મુંજસાગર ભણી જઈ ને આવી જા. ત્યાં ભોજરાજની પુત્રી ગઈ છે એટલે ખાસ બીજું જાણવાજેવું કાંઈ હશે નહિ. તારે આવવું ત્યારે સ્તોત્ર ગાતાં આવવું. હું તારી સાથે થઈ જઈશ.'

કાર્તિકસ્વામીએ દામોદરને નમીને મુંજસાગરનો રસ્તો લીધો.

## ૩. *શ્વેતપાદનો વેપારી

**કાર્તિકસ્વામી** મુંજસાગર તરફ ગયો એટલે ચોર-પગલે દામોદર પાછો ફર્યો. મઠ વિશાળ હતો અને તેને ફરતી થોરની વાડ હતી. એ વાડમાંથી કોઈ છીંડું શોધી કાઢવા માટે દામોદરે એની બીજી બાજુનો રસ્તો લીધો. દામોદર ચકરાવો લેતો હતો ત્યાં એને એક જગ્યાએ કાંઈક છીંડા જેવું દેખાયું. એ ત્યાં ગયો ને થોડી વાર ત્યાં ઊભો રહ્યો.

આ જગ્યા બરાબર ધૂણીના પાછલા ભાગમાં હતી, અને જે ઝાડના ઝુંડનો એને આશ્રય લેવો હતો એ પણ પાસે હતું. દામોદરે ત્યાંથી અંદર પ્રવેશ કર્યો, અને બહુ જ સાવધાનતાથી ઝુંડમાં આવીને, અંધારું વધારે ગાઢ લાગતું હતું તેવી જગ્યામાં તે બેસી ગયો.

પેલો વેપારી સોમકાન્ત હવે ઊંઘતો ન હોય તેમ લાગ્યું. એ ને જોગી કાંઈક વાતો કરી રહ્યા હતા. દામોદર તેનો શબ્દે શબ્દ પકડવા માટે એકકાન થઈ ગયો.

‘આ બન્ને હમણાં આવ્યા તે પણ તમારી પેઠે રસ્તો ભૂલ્યા લાગે છે, સોમકાન્તજી!’

---

* ખાનદેશનું નામ

'લાગે તો છે, ગુરુજી! પણ મારા બેટા ગઠિયા તો નહિ હોય નાં?'

'ગઠિયા હોય તો—ઈધિર લેનેદેનેકી કોઈ ચીજ તો નહિ હય. મઠ કી પાંચછ ગૌવાં હય—વો તો છુટ્ટી ચરંતી હુએ ગી. તુમ કીધર સે આતે હો?'

'હું તો *શ્વેતપાદથી આવું છું.'

'ત્યાં શું કામ કરો છો?'

'હું રત્નમાણિકયનો વ્યાપારી છું!'

'રતનમાણેકના વેપારી? ત્યારે તો તમને ડર લાગે. તમારી પાસે જોખમ પણ મોટું હશે. નગરીમાં પહોંચી ગયા હોત. આંહીં કાંઈ ડર તો નથી—ભગવાનકી કૃપાસે અભી તક કોઈ મુસાફર ઇધર હેરાન નહિ હુઆ હય—'

'મારો વિચાર તો નગરીમાં જ પહોંચી જવાનો હતો. પણ સાંભળ્યું કે સાંજ પડયે તરત દરવાજા બંધ થઈ જાય છે ને પછી કોઈને અંદર પેસવા દેતા નથી.'

'હા, કુલચંદ્રજીનો હુકમ છે. કર્ણાટ—ચેદિ—પાટણ બધી બાજુથી અવંતીને ભય છે, એટલે અમારા દંડાધીશ બહુ સાવધ રહે છે. ઠીક છે, સવારે ચાલ્યા જજો.'

દામોદરને મઠપતિ સાદો નિખાલસ સાધુ જણાયો. એને કાંઈ છુપાવવાનું હોય કે કાંઈ ખાસ જાણવાનું હોય એવું લાગ્યું નહિ. એના પ્રમાણમાં વેપારી વાતમાં વધારે રસ લેતો લાગ્યો.

'કર્ણાટ—ચેદિ તો બચારાં માળવાને નામે ધ્રૂજે, પાટણનો ભય ખરો. મેં તો બાધા લીધી છે, ગુરુજી! કે મહા-

---

* ખાનદેશ.

કાલેશ્વર–સોમનાથની આખી જાત્રા ગુરુકૃપાથી સફળ થઈ જાય, તો પાછા ફરતાં આવીને આ ભવાંતકેશ્વર મહાદેવને ચરણે રત્ન ધરવાં. એક બહુમોલું રત્ન તો નોખું જ રાખી મૂક્યું છે! બાપજી! મને તો આ બે જણ આવ્યા ને બહુ ડર લાગ્યો. ક્યાંના—પાટણના કીધા?'

દામોદર ચમકી ગયો. આ કોઈ ગુપ્તચર છે, એ વિષેની એની શંકા વધારે દૃઢ થઈ.

'ના, ના; વાગડથી આવ્યા છે.'

'તો તો ઠીક, બાપજી! હું તો તમારે આશરે આવીને માથે ગુપચુપ ઓઢીને પડ્યો છું. પેલા આવે તો એને મારાથી છેટે નાખજો. મારા બેટા ગઠિયા નીકળે તો મારા તો રામ જ રમી જાય ના?'

થોડી વાર એમાંથી કોઈ બોલ્યું નહિ. ધીમે ધીમે ધૂણીનું લાકડું વધારે પ્રજ્વલિત થયું. દામોદર એકીટશે પેલા વેપારીને નિહાળી રહ્યો હતો. તેણે પોતાના સ્મરણ-પટમાંથી અનેક પરિચિત મુખમુદ્રાઓ સંભારવા માંડી. પણ એમાંની કોઈ આની સાથે મળતી ન આવી. એટલામાં પેલો વેપારી બોલ્યો: 'જાત્રા તો સફળ થાવી ન થાવી ભગવાનના હાથમાં, પણ રાતની રાત નીકળી જાય, કાંઈ વિઘ્ન ન આવે, ને નગરીમાં પહોંચી જવાય—તો હે ભવાંતકેશ્વર મહાદેવ! નગરીમાંથી પાછા વળતાં એક પોખરાજ પ્રભુને ચરણે ધરીને પછી આગળ જાવું, હે ભગવાન!'

સાધુ એ સાંભળીને હસી પડ્યો: 'તમારાં આટલાં બધાં રત્નો બચાવે ત્યારે તમે ભગવાનને એક આપો કાં?'

'તમને હસવું આવે છે, ઈશાનરાશિજી! પણ મારો

કણીએ કણીએ જીવ કપાય છે. જાત્રાની જાત્રા થાય ને આવી મહાન નગરીઓમાં રત્નમાણિક્યના પરખંદા પણ નીકળે, એમ ધારીને મેં મૂરખે ભાર પણ ખૂબ લીધો છે. હે ભગવાન !' પેલો વેપારી જાણે ખરેખર નિરાશ બનતો હોય તેમ લાગ્યું. ઈશાનરાશિને એની નિઃસહાયતાની મનમાં દયા આવીઃ 'સોમકાન્તજી ! કુછ ફીકર મત કરો. ઈશ્વર તુમારા બાલ ભી બાંકા નહિ હોગા. મહાકાલેશ્વર જશો કે નહિ ?'

'ત્યાં જવા તો નીકળ્યો છું, બાપજી ! મહોત્સવ છે. તો દર્શનનાં દર્શન થાય ને મને બેચાર દ્રમ્મ પણ મળે. ત્યાં તો અનેક લોક આવવાના. મહારાજ પધારશે કે નહિ ?'

'કયું નહિ ? ભોજસાગરસેં વાપસ ઈશ્વર હી જાનેવાલે હય. ચાલીસ રોજકા મહોત્સવ હય. દેશવિદેશ સેં જોગંદર, વિદ્વાન લોક, કવિજન સબ કોઈ આવેંગે.'

'આપ જશો કે નહિ, ઈશાનરાશિજી ?'

'કયું નહિ ? હમ ભી ચલેંગે !'

'તો તો ઠીક, બાપજી ! તમારી સાથે સાથે જ હું પણ આવું. નગરીમાં તો બેચાર રોજનું જ કામ છે.'

'નગરીમાં કીધર ઠહરેંગે ?'

'છે. અમારો એક મિત્ર છે. શ્વેતપાદ દેશનો જ છે.'

'તબ તો અચ્છા—ધારાનગરી મેં વારાંગના લોક આંખમેંસેં કણીકી તરહ લોકસેં દ્રમ્મ ભિઠા લેતે.'

'અરે ! બાપરે ! હું તો કોઈની પડખે જ ચડું નહિ ને. સાંભળ્યું છે, મહોત્સવમાં કર્ણાટરાજ સોમેશ્વર આવવાના છે, ચેદિરાજ પણ મહાકાલેશ્વરને ચરણે મૌક્તિકમાલા ધરવા આવવાના છે, અને અવંતીનાથ તો હશે—ખ્યાતિ સાંભળી છે

ધારેશ્વરની કે પોતે જેવા કવિના, જેવા કાવ્યના તેવા રત્નના પરીક્ષક છે. એટલે આપજી ! મહોત્સવ ઉપર ઉજ્જેન જવું છે ! '

દામોદર સોમકાન્તના શબ્દે શબ્દને તોળી તોળીને તપાસી રહ્યો હતો. એને વહેમ તો પડ્યો જ હતો કે આ કર્ણાટનો કોઈ ગુપ્તચર લાગે છે. એણે શ્વેતપાદ દેશનું નામ તો ભુલાવામાં નાખવા માટે લીધું હતું.

' વો દિન અબ કહાં હય, સોમકાન્તજી ! વો દિન ગયે, ' ઈશાનરાશિ બોલ્યો. ' વો દિન જબ ભોજરાજ ખાલી હીરને ફીરને કુ નીકલતે, તો બેચાર સહસ્ર સુવર્ણ દ્રમ્મ, ઈધર-ઉધરહી અકિંચન જોગંદરકુ, કવિજનકુ, આતીજાતી કોઈ વિદેશી પંડિતપંક્તિકુ—દેનેલેનેમેં ચલે જાતે. વો દિન ગયે ! '

' ગુરુજી ! એમ કેમ બોલ્યા ? અમારા દેશમાં તો કાશ્મીરથી કોંકણ સુધીના પ્રવાસી પંડિતો આવે છે. બધા એક જ વાણી બોલે છે: નગરી ધારા, રાજા ભોજ; સારા ભારતવર્ષમાં એની તુલનામાં કોઈ ન આવે. '

' હય—ભારતવર્ષમેં ભી—દુસરે રાજા તો હય—ચેદિરાજ કર્ણદેવ કી ખ્યાતિ સુની હય. કાશ્મીર દેશ કે અનંતવર્મા કી પ્રશસ્તિ ભી હોતી હય. અભી—અભી—કુછ પાટણ કે લિયે ભી લોક બોલતે હય—રાજા બડા પરાક્રમી હય. મગર યે ભોજરાજ તો ભોજરાજ હય. ધારેશ્વરકી કીર્તિકી બાતમેં કોઈ રાજલોક ઉસકી સામને ખડે નહિ હો સકતે. યેહિ સચ્ચ હય. મગર મૈં તો યહી કહ રહા થા કિ અભી વો દિન નહિ જો કોંકણવિજય કે દિન થા. એક રોજ મેં કોટી દો કોટી દ્રમ્મ નહિ ખરચતે તો રાજાકુ નિંદ નહિ આતી થી. વો દિન થા. આજ યેહી દિન નહિ હય—'

'હોય—હવે દિન તો વૈસી હી આતેજાતે. પણ દાન કરી કરીને સુવર્ણ ઘટાડયું એ મહારાજને કવિજનો તો અમૃતવર્ષી સુધાકર સાથે જ સરખાવે છે નાં? મહારાજની મુખમુદ્રા પણ મહાકાલેશ્વરના શિરમાં બિરાજતી ચંદ્રકલાનું તેજ ધારે છે! એ કાંઈ જેવીતેવી વાત છે?'

'હય—હય—હય, નહિ કયું? ભોજરાજ ભારી દાની હય, સોમકાન્તજી! અવંતીપતિકી સાથ અભી તક તો વિના વીર વિક્રમ કોઈ કી તુલના નહિ હોતી—મગર યે તો દિનકી ચડતીપડતી કી બાત હય. આજથી દસકા પહેલાં તમે આવ્યા હોત તો તમારાં રત્નો એક કુલચંદ્રજી દંડાધીશ જેવો કોઈ ઉપાડી લેત!'

'કુલચંદ્રજીનું નામ તો સાંભળ્યું છે. બહુ પરાક્રમી છે. એમણે જ પાટણની રાજલક્ષ્મી ઘેર આણી નાં?'

'આણી છે ને વળી ફરી પણ આણશે. કુલચંદ્ર છે ત્યાં સુધી ધારાનગરી તો અજિત છે. એની ગજસેના જોઈને જ અનેક ધરતીપતિઓ ધ્રૂજે છે!'

'મારે એને પણ રત્નમાણિકય બતાવવાં છે. કહે છે, તુરંગ, તરુણી, ને તરલરત્નો એની જબરી પરીક્ષા એની પાસે છે!'

જવાબમાં ઈશાનરાશિ ભેદભરેલું હસ્યો.

'કેમ ગુરુજી! હસ્યા?'

'હસવા જેવી જ વાત થઈ નાં?'

'શું?'

'કુછ નહિ—આદમી ભી જોગભ્રષ્ટ હોતે—ઠીક હય—'

'હાં, હાં, કુલચંદ્રજી પહેલાં તો સાધુ હતા—એ તો

જાણીતી વાત છે.'

'સાધુ બાબા કેસા ? સારે દેશમેં—બિના જનમજોગંદર કોઈ ઉસકી શક્તિકી સાથ મુકાબલા નહિ કર સકતે. જબ્બર તપસી. શરીરને તો માખણના ગોળાની પેઠે વાળેલું—મનને હાથમાં રાખેલા આમળાની પેઠે સાચવેલું. આજ વો સેનાનાયક હય. ઠીક હય. આપ બડે પરાક્રમી હય. માલવને એણે મહાન બનાવ્યું છે. પણ એની દૈવી સંપત્તિ ક્યાં ? અને કેટલી ? આજ રાજાની કન્યા પદ્મશ્રીની એક તર્જની ઉપર એ નાચે—એવી એની દશા છે—જનમજોગંદરની !'

'પણ ત્યારે મહારાજને તો ગમતી વાત હશે નાં ?'

'ચાલો જવા દ્યો—આપણે શું કામ છે, સોમકાન્તજી ! મહારાજ ભોજરાજ તો નહિ બોલે—નથી બોલતા—એ વાત પસંદ નાપસંદ કાંઈ નહિ કરતા હોય—પણ રાજકુમાર જયસિંહનું મન ખાટું થઈ ગયું છે. ચાલો—જવા દો—સંસારની વાત—'

'જવા દ્યો ત્યારે, પ્રભુ ! આપણી વાત ચલાવો. મારી પાસે એક પોખરાજ છે, ગુરુજી ! મહારાજને બતાવું તો તો પાછું નહિ આવે. એટલે સવારે આંહી જ શંકરચરણે ધરીને પછી જ નગરીપ્રવેશ કરીશ ! ભગવાન શંકરની કૃપાથી જ હું સાજેતાજો નગરીપ્રવેશ કરી શકું છું ના ? જય ભોળા ! જય બમ્, જય મહાકાલેશ્વર !'

'નગરી મેં કબ તક ઠહરોગે ?'

'એકાદ અઠવાડિયું તો થશે, ગુરુજી ! પાછા આપણે ઉજ્જયિનીમાં મળીશું. તમે ત્યાં ક્યાં હશો, ગુરુજી ?'

'ચંડિકાશ્રમ હય. ઈધર મઠપતિ મૌનિરાશિ હય.'

'એમ ? ત્યારે હું એ શોધી કાઢીને પણ તમારાં દર્શન કરી જઈશ.'

બન્ને પાછા શાંત થઈ ગયા. દામોદરે રાહ જોઈ પણ કોઈ કાંઈ બોલ્યું નહિ. આ ક્યાંકનો ગુપ્તચર છે ને આંહીં આવેલ છે એ દામોદર સમજી ગયો. સાધુ ઈશાનરાશિ ભોળો-ભલો ભદ્ર માણસ લાગ્યો. તે એની કોઈ વાતમાં કાંઈ સમજ્યો હોય તેમ લાગ્યું નહિ.

બન્નેને ચૂપ થઈ ગયેલા જોઈ દામોદરને હવે સાંભર્યું કે કાર્તિક હજી આવ્યો નથી.

કાર્તિકની રાહ જોઈને આંહીં બેસવા કરતાં તેને રસ્તે જ સામે જવા માટે તે બહાર નીકળ્યો.

## ૪. મુંજસાગરમાં

કુલચંદ્રને જનમજોગેંદર કહેવામાં ઈશાનરાશિએ અતિશયોક્તિ કરી ન હતી. સાધુ હતો ત્યારે કુલચંદ્ર નિસ્પૃહતાને જીવનકલા તરીકે પોતાની બનાવી શક્યો હતો. રાગમાત્રને મનમાં ને મનમાં શમાવી દઈને એણે પોતાના સ્વાનંદની એક અનોખી સૃષ્ટિ જ ખડી કરી હતી. ઉજ્જયિની જેવી મહાન નગરી ભારતવર્ષના કેન્દ્રસ્થાને કેમ ન હોય—એવી ઘેલી અભિલાષા એને એક દિવસ જાગી. એણે રણક્ષેત્ર જોયાં હતાં: અનેક ઠેકાણે યુદ્ધ નિહાળ્યાં હતાં. એ રણયોદ્ધો પણ હતો. માલવપતિ મુંજના શિરચ્છેદની કથા એણે સાંભળી હતી. એનું લોહી ઊકળી આવ્યું. એણે સાધુનો સ્વાંગ ફેંકી દીધો, હાથમાં ધનુષ લીધું, અને પોતાની જૂની સમશેર શોધી કાઢી. કવિરાજ ભોજરાજની સભામાં જઈને કાવ્યપંક્તિથી એણે વિદ્વાનોને ડોલાવ્યા, રસિકતાથી તરુણીઓને ડોલાવી, અને મહત્ત્વાકાંક્ષાની પ્રેરણા આપીને રાજનીતિજ્ઞોને ડોલાવ્યા. ભારતવર્ષની રાજલક્ષ્મી આપણી જ છે—લેતાં આવડે તો—એમ કહીને એણે મહામંત્રી રોહકને વશ કર્યો. પાટણ લૂંટીને એણે ભોજરાજને પ્રસન્ન કર્યા. વાગડ ને

આણુને શેહમાં રાખીને એણે સૈનિકોને ને સેનાધીશોને મુગ્ધ કર્યા. અવંતીમાં કુલચંદ્રનું નામ હરેક વિજય સાથે જોડાતું ગયું: જોતજોતામાં તે આખા દેશનો પ્રતાપી પુરુષ બની ગયો. કુલચંદ્રની તૈયાર થતી મહાન ગજસેનાની વાત રાજકુમારીને કાને આવી. તેને પણ એક સ્વપ્ન જાગ્યું: માળવા શા માટે—વીર વિક્રમનું માળવા ન બને? એ એના મનની રાત ને દિવસ ઝંખના બની ગઈ. કુલચંદ્રની મહત્ત્વાકાંક્ષાએ એને આકર્ષી. પછી તો એ પોતે કુલચંદ્રની પ્રેરણા અને શક્તિદાયિની બની ગઈ.

યુવરાજ જયસિંહને આ વાત રુચી નહિ. પણ એ એનો સહોદર ન હતો. સહોદર નહિ એવા ભાઈની પ્રસન્નતા-અપ્રસન્નતા વિષે પદ્મશ્રીને થોડી ચિંતા હતી. તેના મનમાં પણ ગર્વ હતો : 'ભલે મહારાજની ભોગિની, પરંતુ વિદ્વાનો પણ જેને શિર નમાવે છે, એવી પંડિતા રાણી વિજયાની હું પુત્રી છું. હું જેવાતેવાની પુત્રી નથી.' આ અભિમાનથી ઉન્નત બનેલું પદ્મશ્રીનું શિર કોઈને નમતું આપવા તૈયાર ન હતું—ઓરમાન ભાઈ જયસિંહને તો ખસૂસ નહિ.

મહારાજને કાને એ વાત આવી હતી. એ કાંઈ બોલ્યા ન હતા. મહારાજને કુલચંદ્ર પ્રત્યે અનુરાગ હતો. એની વાત સાંભળી એ પોતે એક ઘડીભર જુવાન બની, હજારોની સેનાના સેનાની થઈ, પોતાના ગજરાજોને સ્વપ્નમાં રેવાસ્નાન કરતા જોઈ રહેતા. પણ એમનો એ ઉત્સાહ થોડીવારમાં ઓસરી જતો. એ તો પાછા કાલિદાસની અલકા-નગરીની યક્ષકન્યાઓના સાન્નિધ્યમાં સ્વર્ગંગાનાં પુષ્પોની વેણી ગૂંથતા, કોઈ અપ્સરાની જલનૌકામાં બેસીને સાંધ્ય

રંગોના સમુદ્રમાં ફરતા—એવા તો આકાશગામી પંથે ચડી જતા, કે એમને આ પૃથ્વી નાની લાગતી, વૈભવ તુચ્છ જણાતો, કાલમર્યાદા સંકુચિત લાગતી. એવે વખતે એ કુલચંદ્રને કહી નાખતા : ' અરે ઘેલા ! તેં તારી મનઃસૃષ્ટિનો આનંદ ખોયો—હવે પાછો મારો ખોવરાવવા આવ્યો છે ? આ નગરીમાં જ્યાં ભર્તૃહરિ જેવા જોગી થઈ ગયા—ત્યાં તું ભારતને એકચક્રે કરવાની વાત લાવ્યો છે ? '

એક રીતે કુલચંદ્રને એ પોતાના સ્વજન જેવો ગણુતા થઈ ગયા હતા. પદ્મશ્રીની વાતથી—એમના અંતરને શું થયું એ હજી કોઈ કળી શક્યું ન હતું. જયસિંહને પણ મહારાજના મનનો તાગ મળ્યો ન હતો.

એટલે પદ્મશ્રી ને કુલચંદ્ર પણ સાવધ હતાં. મહારાજ ભોજસાગર ઉપર સ્નાનાર્થે પધાર્યા હતા; ધારાનો રક્ષણભાર વહેતો કુલચંદ્ર ધારાનગરીમાં હતો. પદ્મશ્રી ધારાનગરી આવી હતી—પંડિત ઉવટની પુત્રી સરસ્વતીને મળવાને નિમિત્તે—તે પાછી ઉજ્જયિની જઈ રહી હતી. સંકેત પ્રમાણે કુલચંદ્ર મુંજસાગર ઉપર અત્યારે આવવાનો હતો. પદ્મશ્રી થોડીવાર ત્યાં રોકાઈ પોતાને પંથે ઉજ્જયિની જવાની હતી. સંદેશવાહકના કહેવા પ્રમાણે કુમાર જયસિંહ *ઉદયપુરમાં હતા, તે પણ ઉજ્જયિની જવા નીકળ્યા હતા. મહારાજ ઉજ્જયિની આવે તે પહેલાં સૌ ઉજ્જયિની પહોંચી જવાના મેળમાં હતાં.

* આ ઉદયપુર ગ્વાલિયરરાજનું, ભીલસા પાસે. ત્યાં ઉદયાદિત્ય પરમાર હતો. એ ઉદયાદિત્ય પાછળથી માળવાની ગાદી ઉપર આવ્યો. એનો એક પુત્ર વિખ્યાત જગદેવ પરમાર.

પદ્મશ્રીના અંતરમાં એક નવું શલ્ય પેઠું હતું. એણે સાંભળ્યું હતું કે કુમાર જયસિંહ મહારાજને કાને એક નવી જ વાત નાખી રહ્યો હતો.

કર્ણાટનો સોમેશ્વર જો માળવાનો મિત્ર થાય, તો ચેદિ અને પાટણને ક્ષણમાં રોળી નખાય. કર્ણાટને મિત્ર બનાવવાની વાત જયસિંહે ચલાવી હતી—એ મૈત્રી સાધવા આહવમલ્લના બીજા કુમાર વિક્રમાદિત્યને પદ્મશ્રી આપી હોય તો? તો શું ખોટું?

પદ્મશ્રીને કાને એ વાત આવી અને એનો અંતરાત્મા કકળી ઊઠ્યો.

એટલા માટે એ કુલચંદ્રને મળી ગઈ: અત્યારે પાછી ઉજ્જયિની ફરી રહી હતી. મહારાજ પાસે જયસિંહ વાતને વધારી ન મૂકે એ એને જોવાનું હતું.

મહારાજ ભોજરાજ દર વર્ષે ચાલીસ દિવસનો મહોત્સવ કરતા. ભોજસાગરમાં સ્નાન કરી શરીરસંપત્તિ પાછી મેળવી એ ઉજ્જયિની આવતા હતા. મહાકાલેશ્વરમાં મહાશિવરાત્રીનો મહોત્સવ થવાનો હતો—તેમાં આ સમાચારે વધારે આનંદ આપ્યા. આખો દેશ જાણે ઉજ્જયિની જઈ રહ્યો હતો. એટલે પદ્મશ્રીને પોતાનાં થોડાં વધારેઓછાં માણસ હોય તેનો ભય ન હતો. તેણે રાતે જ મુસાફરી કરવાનો નિશ્ચય કર્યો.

દામોદરથી છૂટા પડ્યા પછી કાર્તિકસ્વામી મુંજસાગર ભાગી ગયો હતો. એ ત્યાં પહોંચ્યો ત્યારે તો મુંજસાગરનું આઘેનું જળ ચંદ્રપ્રકાશથી શોભી ઊઠ્યું હતું. પણ આ કિનારે હજી અંધકાર હતો. એણે સાગર વચ્ચે આવેલા પદ્મકુંજ તરફ દૃષ્ટિ કરી તો હજી ત્યાં કોઈ આવ્યું ન હતું. એને આશ્ચર્ય થયું. પોતે પગેપાળો હતો—રાજકુમારી તો ગજ ઉપર હતી, છતાં

પોતાની પહેલાં હજી એ આંહીં આવેલ ન હતી. રસ્તામાં ક્યાંક હશે એમ ધારીને એ પોતે મુંજસાગરને કિનારે કિનારે જઈને એક ઠેકાણે થોભ્યો. એટલામાં એણે પાસે જ માણસનો અવરજવર સાંભળ્યો. તેણે ચપળતાથી કિનારા ઉપરની એક દેરીના સ્તમ્ભનો ઓથ લઈ લીધો.

'આ બાજુ, દેવી—! ત્યાંથી પદ્મકુંજમાં જવાશે. મેં રણેન્દ્રને કહ્યું છે, એટલે તમારો ગજ ને બધાં માણસો સામે કિનારે આવીને ઊભાં હશે! નૌકા થોડી વાર પછી લેવા આવશે.'

'પણ ચોક્કસ ખબર છે કે જયસિંહ આંહીં આવવાના નથી?'

'મહારાજના સમાચાર છે કે પોતે ભોજસાગરથી ઉજ્જયિની આવવા માટે નીકળવાના છે. એટલે જયસિંહ ને ઉદયાદિત્ય બન્ને—ત્યાં ઉદયપુરમાં નીલકંઠેશ્વર મહાદેવની આરાધના પડતી મૂકી, ભોજસાગર જવા ઊપડ્યા છે. આંહીં શું કરવા આવે?'

'વખતે આવી પહોંચે—'

'મહારાજની સાથે નીકળાય એટલા માટે ભોજસાગર જાય. આંહીં તો શું કરવા આવે?'

'મેં સાંભળ્યું છે કે જયસિંહ વહેલા નીકળ્યા છે આ બાજુ આવવા માટે, કદાચ આવી ચડે જાતે સમાચાર મેળવવા—'

'તોય શું?'

પદ્મશ્રી ને કુલચંદ્ર મુંજસાગર ભણી ચાલ્યાં. જમીન ઉપરથી એક સુંદર આરસબંધીનો માર્ગ મુંજસાગરમાં રચેલ એક કોઠાકૃતિ સુધી પહોંચતો હતો. આ કોઠાને

બહારથી શિલ્પીઓએ *વૃત્ત સ્તમ્ભનો આકાર આપી તેને અંદરથી પોલો બનાવ્યો હતો. તેની ઉપર રચેલ આરામસ્થાનને ખીલતા કમળની પાંદડીના જેવી આકૃતિમાં ગોઠવ્યું હતું. કમળાની આ પાંદડીઓ જલ ઉપર થોડી ઝૂલતી રહેતી. નીચે ભરણીમાં ગોઠવેલી સુંદર મત્સ્યકન્યાઓ એમને ઝીલી રહી હતી. રાજા પરીક્ષિતે તક્ષકની બીકે બંધાવેલ જલમંડપ હોય એવો દેખાવ દૂરથી લાગતો.

કુલચંદ્ર અને પદ્મશ્રી થોડે દૂર ગયાં કે તરત કાર્તિકસ્વામી પોતાના સ્થાનમાંથી નીકળી સાગર ભણી ચાલ્યો. રાજકુમારીનું કોઈ માણસ પોતાને નિહાળે તેમ નથી એની તો ખાતરી થઈ ગઈ હતી. મુંજસાગરને કિનારે કિનારે દૂર થતો જતો ગજઘંટારવનો અવાજ એને કાને પડતો હતો. કાર્તિકે સાગરને કિનારે પહોંચી, કાંઠાથી જલમંડપ સુધીનું પાણીનું અંતર કાઢ્યું. પછી જે દિશામાં વધારે અંધારું લાગતું હતું તે દિશા તરફ તેણે નજર કરી. સાગરની ચારે તરફ ફરતી આવેલી નાનાં મંદિરોની પંક્તિને લીધે કિનારા બાજુ ઠેકાણે ઠેકાણે છાયા પથરાયેલી હતી. ચંદ્ર પણ હજી ઊગી રહ્યો હતો. કાર્તિકે ઉપવસ્ત્ર કેડે વીંટી લીધું. કછોટો વાળ્યો ને તે માછલાની પેઠે પાણીમાં સરકી પડ્યો. જરા પણ અવાજ ન થાયએની સંભાળ રાખતો એ આગળ વધ્યો. એટલામાં એણે કુલચંદ્ર ને પદ્મશ્રીને જમીન તરફને માર્ગે થઈને પદ્મકુંજ તરફ જતાં જોયાં. એ થોડી વાર હતો ત્યાં ને ત્યાં પાણીસરસું માથું રાખીને થંભી ગયો.

થોડીવારમાં કુલચંદ્રે જલમંડપ ઉપર દેખા દીધી. પછી એક બેઠકને આધારે સાગર તરફ વાંસો રાખી બન્નેને

*વૃત્ત=ગોળાકાર સ્તમ્ભ.

બેસતાં કાર્તિકે જોયાં. તેણે તરત લાંબી ડૂબકી મારી કેટલુંક અંતર કાપી નાખ્યું. થોડી વારમાં જ એ પદ્મકુંજના સ્તમ્ભને તળિયે આવી પહોંચ્યો. જળમાં અવાજ ન થાય તેમ એ ઊભો ઊભો તરતો હતો.

કાર્તિકે જળના વિશાળ સાગર ઉપર ચારે તરફ એક દૃષ્ટિ કરી. રાજકુમારીને લેવા આવનાર હોડી વિષે કુલચંદ્ર બોલ્યો હતો. તેને ભય લાગ્યો કે જો એ આવી રહી હશે તો એને પાછું પાણીમાં પેસવું ભારે થઈ પડશે. હજી સુધી તો કોઈ ક્યાંય દેખાતું ન હતું.

તેણે ધીમે ધીમે ખાંખાંખોળાં કરી કોઠામાં પડેલાં કાણાં શોધવાં શરૂ કર્યાં. પગનો અંગૂઠો ને હાથની આંગળીઓ ભેરવી તે બહુ જ આસ્તેથી પાણીની બહાર નીકળ્યો: ધીમે ધીમે શ્વાસને પણ થંભાવતો, અવાજ થઈ ન જાય એની સરત રાખતો, તે સ્તમ્ભ ઉપર ઊંચે ને ઊંચે ચડવા લાગ્યો.

જે ઝૂલતા પર્ણાકાર છજ્જા ઉપર કુલચંદ્ર ને પદ્મશ્રી બેઠાં હતાં, તેની પાસેના છજ્જા નીચે આવીને એ થોભ્યો.

ઝૂલતી પાંદડીને ટેકો આપવા ત્રિભંગ કરતી સમર્થ મત્સ્યકન્યાને જોતાં એના આનંદનો પાર રહ્યો નહિ. તેણે તેના કટિપ્રદેશને પોતાના હાથ વડે પકડી લીધો: નીચે સ્તમ્ભ-માંનાં બે મોટાં કાણાંમાં પોતાના પગના અંગૂઠાને બરાબર ગોઠવ્યા. પછી જરાક ધીમો શ્વાસ લઈ તેણે પોતાના શરીર-ને બહુ જ આસ્તેથી ત્યાં સમતોલ ગોઠવી લીધું.

એ રીતે સ્થિર થઈ જતાં એના આનંદનો પાર રહ્યો નહિ.

ઉપર જે વાતચીત ચાલતી હતી તેના શબ્દે શબ્દ સ્પષ્ટ રીતે એને કાને પડતા હતા.

## ૫. પદ્મશ્રી

'કવિકુલગુરુ કાલિદાસ, માળવી સ્ત્રીની કલ્પના કરતાં શા માટે સ્વર્ગગાના સોનેરી પદ્મરેણુથી શબ્દોને છાઈ દે છે એ હવે મને સમજાયું, દેવી !'

'શા માટે?' પદ્મશ્રીએ જવાબ વાળ્યો. પણ એની ઠંડી જોઈને કુલચંદ્ર ચમકી ગયો. પદ્મશ્રી ઉત્સાહમાં ન હતી.

'તમે કહો !'

'મને કાંઈ સમજણ પડતી નથી !'

'કારણ કે માલવની નારી હૃદય હરી લે છે—અને કલ્પના આપે છે !'

'તમારું હૃદય કોઈએ હરી લીધું છે?'

'એક જણ છે.'

'ક્યાં છે?'

'હૃદય હરીને પાછો એણે હૃદયમાં જ વાસ કર્યો છે.'

'કોણ છે એ?'

'કહું? મારી સામે જ બેઠેલ છે.'

'તમને આજે કાંઈ કાવ્ય સ્ફુરતું લાગે છે! ગાથા

બનાવો એટલે પાટણ મોકલીએ!' પદ્મશ્રીએ કુલચંદ્રના ઉત્સાહને રોક્યો. એનું મન કર્ણાટ અને જયસિંહના વિચારથી ઘેરાયેલું હતું.

'જ્યારે જ્યારે હું તમને જોઉં છું ત્યારે ત્યારે મને શું થાય છે, એ તમને ખબર છે?'

'શું થાય છે? બહુ બહુ તો ગાથા કરવાનું મન થાતું હશે!'

'મને થાય છે—જાણે હું અમરાવતીના ગજેન્દ્રોને તમારે ચરણે ધરું!'

'હવે અમરાવતીના ગજેન્દ્રોને બદલે, કુલચંદ્રજી! કર્ણાવતીના ગજેન્દ્રો આપોને. હું ઉજ્જયિની જાઉં છું ત્યાં જ લાવજોને!' પદ્મશ્રી હસતી હસતી બોલી: 'અરે! મારા કવિરાજ! તમે અવંતીમાં બધા જ કવિ થશો કે કોઈ પછી રાજ કરવા રહેશો? કુલચંદ્રજી! મેં તમને પેલું કહ્યું હતું તે યાદ છે?'

'શું?' કુલચંદ્ર ઉપર રાજકુમારીના ગાંભીર્યની અસર થઈ.

'અવંતીનાથનું ભારતવર્ષમાં એક વિશિષ્ટ સ્થાન છે એ? કાં એ ભારતના સ્વામી તરીકે શોભે, અથવા તો કોઈ મહાકાવ્યના પ્રણેતા તરીકે દીપે. હજી સુધી એ નથી બન્યા મહાકવિ કે નથી થયા ભારતચક્રવર્તી. એ તો માત્ર માલવરાજ રહ્યા છો! કુમાર જયસિંહનું નાનું માપ તો તમે જાણી ગયા છે. તમારે—કુલચંદ્રજી! ગાથાઓ કરવી છે, માલવ-નારીની અલકલટની શોભા નિહાળવી છે—કે કોઈ મહાન સ્વપ્નની ભૂમિકા રચવી છે? માલવ સેનાપતિ થવા માટે

તમે સાધુપદ તજ્યું હોય તો એ કાંઈ બહુ મોટું કાર્ય નથી થયું. કુલચંદ્રજી! કાલિદાસના શબ્દોમાં આ સોનેરી પદ્મરેણુ ક્યાંથી આવી એ જાણો છો? એ ભારતસમ્રાટનો કવિરાજ હતો માટે. ભારતસમ્રાટના કવીન્દ્રને તો અલકા જ સ્વપ્નમાં રમે ને? કોઈ નાના સ્વપ્નદર્શીની પ્રેયસી થવા કરતાં— તો હું પણ, પાછી હતી તેવી પથિકાશ્રમની રાંધનારી બનું એ મને વધુ ગમે!'

કાર્તિકસ્વામી તો પદ્મશ્રીનો અવાજ સાંભળીને મુગ્ધ બની ગયો. અવાજ એટલો મોહક રીતે મૃદુ હતો—અને છતાં એવો તો દૃઢ ને પ્રેરક હતો કે કાર્તિકને ત્યાં ઊભાં ઊભાં જ જાણે આ નારીનો પરિચય મળી ગયો. માલવ-નારીની વાણીમાં વારુણીનો મદ હોય છે એ એને કેવળ કવિની કલ્પના ન લાગી. એક ઘડીમાં કુલચંદ્રનું વિનોદી વાતાવરણ વીજળીનો પ્રકાશ ધારણ કરતું બની ગયું.

'અવંતીને ભારતચક્રવર્તી કરવાની તમારી કલ્પના —હજી તો કલ્પના જ રહી છે!' પદ્મશ્રી બોલી.

'માલવના ગજેન્દ્રોને હું તો બંગસમુદ્રમાં સ્નાન કરતાં નજરોનજર જોઈ રહ્યો છું!' કુલચંદ્રે ગૌરવથી કહ્યું.

'કર્ણાટ—ચેદિ—પાટણ—એ સઘળાં ઊભાં છે, છતાં?'

'હા; છતાં.'

'કર્ણાટ—કર્ણાટનો સંબંધ બાંધી લેવા તો—જયસિંહ તલપાપડ થઈ રહ્યો છે, એ ખબર છે? એ માટે મને કર્ણાટનો પંથ દેખાડવાની એની ઇચ્છા છે. છતાં તમે હા કહો છો? એ તો સારું છે—મહારાણીબા વિરુદ્ધ છે ને ઓરમાન ભાઈના એવા શબ્દનું માન રાખવાની માતાજીએ પોતે

પણ ના પાડી—નહિતર મંત્રીઓ શું ધારે, એ ખબર છે?'

'શું?'

'મહારાજની આ તો ભોગિનીની પુત્રી નાં? એ કર્ણાટ જાય તો શો વાંધો છે? એ રીતે કર્ણાટનો સંબંધ બંધાતો હોય—તો પછી ચેદિ ને પાટણ બન્નેને અવંતી પહોંચી વળશે!'

'જુઓ, દેવી! હું તમને કહું. આ મહોત્સવ પછી એ પ્રશ્ન જ મુખ્ય બનવાનો છે. ચેદિનો કર્ણદેવ મહાન છે—ભલે રહ્યો. ચેદિને અવંતીએ કેટલી વખત રોળી નાંખ્યું છે, એની ગણતરી કરી? કર્ણાટ—માળવાએ કેટલા પરાભવ એને આપ્યા છે? પણ હાર્યા છતાં કોઈ દિવસ હાર્યું નથી—એ એક પાટણ જ. એનામાં ન હારવાની શક્તિ છે. પાટણને જો અવંતી આજે નહિ જીતે—તો પછી કોઈ દિવસ નહિ જીતે.'

'એમ શા આધારે કહો છો?'

'સંભારો, દેવી! મૂલરાજ, ચામુંડરાજ, વલ્લભરાજ, દુર્લભરાજ—અને છેલ્લે મહારાજ ભીમદેવ. બધાએ માળવાને યુદ્ધ આપ્યું. કોઈક વખત પાટણ હાર્યું. ક્યારેક માળવા જીત્યું. પણ પાટણની સત્તા ક્યારેય ઘટી? એના મંત્રીઓ જોતા આવો. આજે દંડનાયક વિમલ છે, દામોદર છે—'

'પેલો—મહારાજે એક વખત જેની મશ્કરી કરી હતી કે દ્રમ્મના દાસ જેવો દેખાય છે તે?'

'હા . . . એ . . એ દેખાય છે દ્રમ્મના દાસ જેવો, પણ એના મસ્તકમાં અનેકને દાસ કરવાની બુદ્ધિ ભરી છે. પાટણે આબુને વશ કર્યું છે. માલવ ઉપર તીર તાકીને એ ત્યાં બેસી ગયું છે. દંડનાયક ત્યાં છે. અને આંહીં હવે દામો-

દર આવે છે !'

'એ તો સાંધિવિગ્રહિક તરીકે આવે છે નાં ? એનો અર્થ તો એટલો કે પાટણને યુદ્ધ જોઈતું નથી. એને સંધિ જોઈએ છીએ.'

'એટલે જ આપણે એને યુદ્ધ આપવું જોઈએ—એને જ્યારે જોઈતું નથી ત્યારે.'

'પણ—આંહીં તો તમારી રાજનીતિ પાટણ ને કર્ણાટ વચ્ચે ઝોલાં ખાય છે, તેનું શું ? તમે પાટણ જશો—ને શું કર્ણાટ એઠું રહેશે ?'

'એ એઠું નહિ રહે—એને બેસવું પડશે.'

'શા રીતે ?'

'શ્વેતપાદ દેશ ઉપર ચેદિની કરડી નજર છે. એ બાજુ ચેદિ આગળ વધે તે કર્ણાટને પોસાય તેમ નથી. એ બન્ને ત્યાં આથડે—એટલે બસ.'

કાર્તિકની નજર સમક્ષ માળવાની સમગ્ર રાજનીતિનો સાર આવી રહ્યો હતો. વાર્તાલાપ જેમજેમ આગળ વધતો ગયો, તેમતેમ કાર્તિકના હૃદયમાં આનંદની છોળો ઊભરાવા લાગી. ધારાનગરીમાં પોતે એવા શુકને આવતો હતો કે નગરીમાં પ્રવેશ કર્યાં પહેલાં જ એને અવંતીની વાતનો તાગ મળી ગયો હતો. મહાઅમાત્ય તો આ વાત સાંભળતાં ઘેલા બની જશે. એ એકધ્યાન બનીને શાંત ઊભો રહ્યો.

'કુલચંદ્રજી ! તમે સ્વર્ગગાની અનેક વાતો મને સંભળાવી. જુઓ, હું તમને મારી એક વાત સંભળાવું. તમે કહ્યું દામોદર આંહીં આવે છે. શા માટે આવે છે ?'

'એમ કહેવા કે પાટણ તમારું મિત્ર છે. ચેદિ તમારું

દુશ્મન છે. કર્ણાટ દુશ્મન છે. પાટણ સાથે વિગ્રહનો ખ્યાલ જવા દો—હું આંહીં પાટણનો સાંધિવિગ્રહિક તમારે ત્યાં રહું—પાટણ તમારી વિરુદ્ધ કોઈ હિલચાલ કરે તો મારું માથું દૂલ—એની પાસે આ વાત હશે. એ આ વાત કહેવા આવે છે.'

'બરાબર—એ વાત સાંભળશે કોણ ?'

'મહારાજ પોતે !'

'અને કુમાર જયસિંહની વાત કોણ સાંભળશે ?'

'એ પણ મહારાજ પોતે !'

'કુલચંદ્રજી ! ત્યારે હવે મારી આ વાત તમે સાંભળી લ્યો. આનું પરિણામ ગમે તે હો—પાટણ કે કર્ણાટ ગમે તે અવંતી સાથે વિગ્રહમાં ઊતરે—પણ જો જયસિંહનો હાથ ઉપર આવે ને કર્ણાટની મૈત્રી માટે થઈને જ પદ્મશ્રીને કર્ણાટનો પંથ લેવો પડે, તો તમે શું કરશો ?'

કાર્તિકનો શ્વાસ અટકી ગયો. પ્રશ્ન એટલો સીધો હતો કે કુલચંદ્ર ઉત્તર આપતાં પહેલાં થંભી ગયો.

'હું ?'

'હા—તમે—તમે પોતે ?'

'તમે શું કરશો દેવી ?'

'એ પછી. હું શું કરીશ એ હું જાણું છું. તમે શું કરશો એ મારે જાણવું છે !'

'હું એ અટકાવીશ—'

'શી રીતે ?' પદ્મશ્રીનો પ્રશ્ન ટૂંકો હતો. પણ રણકામાં અગ્નિકણ ભર્યો હતો. જવાબ આપવો—કુલચંદ્ર માટે ભયંકર હતો. જવાબ ન આપવો—એ એથી પણ વધારે ભયંકર હતો.

'રહો, કુલચંદ્રજી! તમે અત્યારે એનો જવાબ નહિ આપી શકો. પણ જવાબ આપવાનો સમય આવે—ત્યારે તૈયાર રહેજો. હું કાંઈ જેવાતેવાની પુત્રી નથી. મારો પિતા ભારતવર્ષનો શ્રેષ્ઠ પુરુષ છે. મારી માતાએ કવિત્વના અમૃતનું પાન કર્યું છે. હું મહારાજની ભોગિનીની પુત્રી છું—તેથી શું? શું હું અવંતીની રાજપુત્રી નથી? કર્ણાટ—જ્યાં યુદ્ધ સિવાય બીજો નાદ નથી, ગજઘંટા સિવાય બીજો ઘોષ નથી, તીર ને તલવાર સિવાય અન્ય કોઈ વસ્તુની ઉપાસના નથી—ત્યાં હું—હું, પંડિતા વિજયા ને કવિરાજ ભોજ મહારાજ જેવાની પુત્રી, એવા અસંસ્કારી, અશિષ્ટ—જંગલી દેશમાં જઈને વસીશ? અને તે પણ આ નિર્માલ્ય જયસિંહની રાજનીતિની એક નિર્માલ્ય કાંકરી તરીકે? એ કદી થવાનું નથી, સમજ્યા! કુલચંદ્રજી! કાં તો તમે સાધુ રહ્યા હોત તો સારું હતું, અને કાં હવે સમ્રાટ થાવ તો સારું છે. હજી તો તમને ખબર પણ નથી કે તમારે શું કરવું જોઈએ! તમારે શું કરવું જોઈએ એ મારે કહેવાનું હોય?'

કુલચંદ્ર વ્યગ્ર થઈ ગયો. તે જવાબ આપવા જતો હતો ત્યાં પદ્મશ્રી હસી પડી: 'મૂંઝાઈ ગયા નાં?'

'ના—દેવી! પણ—'

'હવે પણ ને બણ—મેં તમને પ્રેમ આપ્યો ત્યારે શો બોલ કહ્યો હતો તે યાદ કરો.*'

---

* नव जल भरिआ मग्गडा सजल घडुक्कइ मेहु।
इअ वारि जइ आविसिइ तउ जाणीसिइ नेहु॥
કર્દમ ભરિયો માર્ગ, વાદળ ગરજે ગગનમાં,
એ ટાણે જો આવ્ય, તો જાણું તું નેહમાં.

ફુલચંદ પ્રત્યુત્તર આપે તે પહેલાં તેણે કોઈને આવતો જોયો: 'કેમ, ભેરુમલ્લ?'

'પ્રભુ! નીચે નૌકા આવી રહી છે. સમય થયો છે.'

'ક્યાં છે?'

'જી, પ્રભુ! નીચે . . .'

'હાં . . . હાં . . .' ફુલચંદ નીચે ઊતરીને એક તરફ ગયો. ભેરુમલ્લે આગળ આવીને નીચે કોઠામાં ચાલી જતી પગથિયાંની પરંપરા બતાવી. ફુલચંદ પણ સાથે નીચે ઊતરવા જતો હતો એટલામાં રણેન્દ્ર દોડતો આવ્યો: 'કેમ --રણેન્દ્ર?'

'પ્રભુ! પ્રભુ! કુમાર જયસિંહ આવે છે—આવી રહ્યા છે!'

'આવી રહ્યા છે, એટલે? ક્યાં છે?'

'ઠીક ત્યારે, ફુલચંદજી! હું જાઉં છું—હું તમને ત્યાં મળીશ—મૌનરાશિના ચંડિકાશ્રમમાં.'

એક ક્ષણમાં પદ્મશ્રી અદૃશ્ય થઈ ગઈ.

## ૧. કુલચંદ્રનું નિશાન

**ભેરુમલ્લે** જ્યારે કહ્યું કે નૌકા આવી રહી છે ત્યારે ત્વરાથી નીચે શી રીતે પાછા કિનારે પહોંચી જવું—એ કાર્તિકસ્વામીને એક કોયડો થઈ પડ્યો. ઉપર જાય તો માલવના કોઈ ને કોઈ માણસની નજરે ચડે. નીચે પાણીમાં ઊતરી તરતો જાય તો હોડીવાળાની દૃષ્ટિએ પડે. એણે મુંજસાગર ઉપર એક દૃષ્ટિ ફેંકી. વિશાળ સાગર ઉપર, પવન વડે થતી લહરીઓમાં તેજની સુંદર રૂપેરી રચના આવતીજતી હતી. ધ્યાનથી જોયું તો સામે કાંઠેથી—આ બાજુ તરફ હોડી જેવું કાંઈક આવતું નજરે ચડયું.

થોડી વારમાં જ એ હોડી આ બાજુ આવી રહી છે, એ સ્પષ્ટ થયું. રાજકુમારી માટે જ એ છે એ પણ ચોક્કસ હતું. કાર્તિકસ્વામી તો ત્વરાથી નીચે ઊતરી, છેક પાણીસરસો થઈ, કોઠાને આધારે પોતાની દેહને પાણીમાં તરતી રાખી, હોડી આવી પહોંચવાની રાહ જોતો ઊભો રહ્યો. હોડી પાસે આવી રહી છે એ જોતાં જ એણે કોઠાનો આધારછોડી પાણીમાં ડૂબકી મારી.

હલેસાને કોઠાની સાથે ટકાવ આપતાં હોડી જરા

'પણ આ આંહી કોણ છે, રણેન્દ્ર ! જો તો ?' કુલચંદ્રે કહ્યું.

રણેન્દ્ર પેલા માણસની છેક નજીક ગયો—ટીકી ટીકીને જોવા લાગ્યો. ચંદ્રના જરા જરા ઝાંખા ઉજાસમાં એણે મોં ઓળખ્યું: 'અરે ! પ્રભુ ! આ તો હોડીવાળો જ છે. મેં સામે કિનારેથી મોકલેલ તે છે—એને ઘાયલ કોણે કર્યો ? એ આંહીં ક્યાંથી ? હોડી કોણ હંકારી ગયું ? હોડી તો સામે કાંઠે ક્યારની પહોંચી ગઈ છે !'

'એની સાથે કોઈ બીજું આવ્યું હશે !' કુલચંદ્ર બોલ્યો.

'ના—રે—બીજું કોઈ આવે જ નહિ એવો પાકો બંદોબસ્ત કર્યો હતો ને ! નક્કી હોડીને કોઈ ભળતો જ માણસ હંકારી ગયો લાગે છે !'

'હજી એ સામે કાંઠે જ લાગે છે—' કુલચંદ્રે તીક્ષ્ણ દૃષ્ટિથી સાગરનો પટ માપ્યો. આકાશમાં હવે ચંદ્ર બરાબર ઊગ્યો હતો. એટલે એના ઉજાસને લીધે ઠેકાણે ઠેકાણે રમતા જલતરંગની રજતવર્ણી શોભા નજરે પડતી હતી. સામે કાંઠે પહોંચી ગયેલી હોડી કુલચંદ્રની નજરે ચડી. હોડી પાસે ઊભેલો કોઈ માણસ પણ દેખાયો. પદ્મશ્રીનો ગજરાજ કે ઘોડેસ્વારો કોઈ નજરે પડ્યાં નહિ.

'ભેરુમલ્લ ! રાજકુમારી—તો ગયાં લાગે છે ! એમનો ગજરાજ, ઘોડા કોઈ દેખાતાં નથી.'

'એ તો ગયાં—મહારાજ !' રણેન્દ્રે કહ્યું.

'પણ પેલો—એક માણસ ત્યાં ઊભો છે— હોડી પાસે એ દેખાય છે ?'

'લાગે તો છે, પ્રભુ! પણ એ જ હશે એમ કેમ કહેવાય?'

'ગમે તેમ—બીજો હોય તો મુંજસાગર ઉપર ફરવાની અત્યારે મના છે. એની શિક્ષા—મારું ધનુષ ઉપરથી લાવ તો—અથવાં રહે ઉપર આવવા દે.'

કુલચંદ્ર ઉપર ગયો. બરાબર નિશાન લઈને ધનુષ ખેંચ્યું.

કુલચંદ્રે ધનુષમાં તીર સાંધ્યું. સૌ આશ્ચર્યમાં થંભી ગયા. એક ક્ષણમાં પાણી ઉપર સરરર કરતું તીર ચાલ્યું ગયું. સામે કાંઠે કાંઈક નીચે પડયું પણ ખરું. 'રણેન્દ્ર! તું ત્યાં જઈને જોજે, કોણ હતું—'

'કુમાર જયસિંહ આ આવ્યા, પ્રભુ!' ભેરુમલ્લે પાછળ દૃષ્ટિ કરતાં કહ્યું.

'આંહીં?— આંહીં આવે છે?' કુલચંદ્રે ત્વરાથી પૂછ્યું.

'કાંઠા તરફથી આવતા લાગે છે.'

કુલચંદ્ર ઝપાટાબંધ સામે ગયો. તેણે જતાં જતાં ભેરુમલ્લને કહ્યું: 'ભેરુમલ્લ! આ ઘાયલને તમે સંભાળજો. ને પેલું તીર—એ માણસને જ ખભામાં વાગ્યું છે—એ તપાસ કરીને પછી તું આવજે, રણેન્દ્ર! સમજ્યો? મને સવારે મળજે.'

## ૭. અણધારી મદદ

ઉલચંદે જે તીર ફેંક્યું તે બરાબર એના નિશાનને જ વીંધી શક્યું હતું.

કાર્તિકસ્વામી હોડીને સામે કાંઠે પહોંચાડી, રાજકુમારીની વિદાય થવાની રાહ જોતો ઊભો રહ્યો હતો. રાજકુમારીની સવારી એણે ધાર્યા કરતાં કાંઇક વધારે ઝડપથી ઊપડી ગઈ. એ સમજી ગયો કે જયસિંહની હાજરી આને માટે કારણરૂપ હતી. રાજકુમારી ગયા પછી પોતે જે સાંભળ્યું હતું તેના ઉપર મનન કરતો એ શરીરને જરા લૂછવા ને ધોતિયું નિચોવી કાઢવા કાંઠે ઊભો રહ્યો.

પરંતુ એટલામાં જેમ ઊડતો બાજ આવે ને ઝડપ મારીને ચાલ્યો જાય તેમ એના ખભાને છરકતું કાંઈક ચાલ્યું ગયું. તેણે સહેજ ખભા ઉપર હાથ મૂક્યો. તે ચમકી ગયો. ખભામાંથી લોહી વહેતું હતું. સામે કાંઠેથી કોઈકે એને બરાબર લક્ષીને તીર માર્યું હતું. તે પોતાનો ભય સમજી ગયો. પેલો અર્ધભાનવાળો માણસ હવે કોઈના જોવામાં આવ્યો હોય—કે તેણે કાંઈ વાત કરવા જેટલી સંજ્ઞા મેળવી હોય—કે પછી કુમાર જયસિંહના કોઈ

માણસે જાણીજોઈને આ તીર ફેંક્યું હોય—ગમે તેમ હોય, પણ હવે એક ક્ષણ પણ આંહીં ઊભવું એને સલામત લાગ્યું નહિ. તે ત્વરાથી દોડીને પાછળના ઝાડની ઓથે આવી ગયો. એટલામાં એને ઘામાં બળતરા થતી લાગી. એને ડર લાગ્યો કે કોઈએ વિષસીંચેલું તીર માર્યું છે. પગમાં કાંઈક અટવાતાં તે નીચો વળ્યો—તો પેલું તીર જ હાથમાં આવ્યું! ઝેરસીંચેલું તીર જણાતાં કાર્તિકના હાંજાં ગગડી ગયાં. એને લાગ્યું કે એનું મૃત્યુ આંહીં જ થશે તો દામોદરની આખા અવંતીમાં મશ્કરી થશે. તે ઝાડને ઓથેથી નીકળીને રસ્તે પડ્યો. એ પૂરાં બે ડગલાં પણ નહિ ગયો હોય, ત્યાં કોઈકને પાલખી નીચે મૂકતાં—ને કોઈકને પાલખીમાંથી ઊતરતાં એણે જોયાં.

'ગયાં લાગે છે! આપણે મોડાં પડ્યાં!' કાર્તિક ચમકી ગયો. કોઈ સ્ત્રીનો મધુર અવાજ હતો.

'ચાલો થયું—સામે કાંઠે નથી એ તો ખાતરી હતી—હવે આ કાંઠે પણ નથી એ ખાતરી થઈ. આપણે પણ મળીને તો જે કહેવાનું હતું તે તો થઈ ગયું છે. કુમાર જયસિંહ સાથે નાહકનું ઘર્ષણ ન થાય માટે વેળાસર ઊપડવાની વાત કરવાની હતી, ત્યાં એ સમજી ગયાં લાગે છે! આંહીં—કોઈકની હોડી જેવું પણ પડ્યું છે ને!'

પાલખીવાળા આગળ આવ્યા: 'હા બા, કોઈની હોડી તો છે!'

કાર્તિક ઝાડ પાછળથી નીકળી આવ્યો: 'કેમ? તમારે હોડીમાં જવું છે?'

'ના, જવું નથી, પણ આ હોડી તું લાવ્યો?'

'હા, કેમ ?'

'સામે કાંઠેથી ?'

'હા.'

'અંદર કોણ હતું ?'

'અંદર રાજકુમારીબા હતાં—ને જુઓ, એ માટે આ પારિતોષિક પણ મળ્યું છે !'

પેલી સ્ત્રી આગળ વધી. ખભા ઉપર વહેતું લોહી જોઈ એ છળી ઊઠી : 'અરર ! આ કોણે કર્યું છે ?'

'કર્યું ગમે તેણે હોય—' કાર્તિકને લાગ્યું કે એના ઉપર ઝેરની અસર થતી લાગે છે.

'કર્યું ગમે તેણે હોય—પણ ઝેર—ઝેર—ડંખીલું ઝેર ભર્યું છે !'

પેલી સ્ત્રી ત્વરાથી પાલખીવાળા તરફ ફરી : 'અલ્યા, જલદી કરો—આને ઉપાડી લ્યો. તું ક્યાંનો આંહીંનો છે ?'

'મને તો રાજકુમારીબાને આ કાંઠે લાવવા કોઈ પકડી લાવ્યું. હું પાસેના ગામડાનો છું.'

'તારું નામ ?'

'મારું નામ . . . મારું નામ,' કાર્તિક નામ આપવાની મૂંઝવણમાં પડી ગયો: 'મારું નામ સોમપતિ.'

'ચાલો ત્યારે, એક સોમપતિ તૈલી અમારી પાસે રહે છે. તું બીજો.'

'સૈનિક છો ?' પેલી સ્ત્રીએ કાર્તિકને અંદર બેસારી કાંઇક વાત કરવાના હેતુથી કહ્યું.

પાલખી ચાલતી થઈ: કાર્તિકે જવાબ વાળ્યો : 'હા—પણ ઘા ઝેરી છે. ઝેર નહિ ચુસાય તો નહિ

પહોંચાય—આ . . . હા . . . !' તે પાલખીમાં જ ઢળી પડતો લાગ્યો.

વિચાર કરવાનો વખત ન હતો, ક્ષણનો વિલંબ થાય તેમ ન હતું. પેલી સ્ત્રીએ ત્વરાથી એના ઘાનું ઝેર ચૂસવાનું શરૂ કરી દીધું. તે ઝેર ચૂસતી ગઈ ને થૂંકતી ગઈ.

કોઈ મધુર સ્પર્શથી આનંદલીન હોય તેમ કાર્તિક એમાં પડ્યો રહ્યો.

## ૮. દામોદરની ચિંતા

દામોદરે ઘણા વખત સુધી કાર્તિકની રાહ જોઇ પણ રસ્તા ઉપર કોઈ આવતું હોય તેવું લાગ્યું નહિ. તે ચિંતામાં પડી ગયો: ગુપચુપ છેક મુંજસાગર સુધી પણ જઈ આવ્યો. ત્યાં સઘળું શાંત હતું. એના મનમાં હવે કુશંકા જન્મી. ચોક્કસ કુલચંદ્રને કોઈ ગુપ્તચરે સમાચાર આપેલા—ને તેણે કાર્તિકને સપડાવ્યો લાગે છે. તે વ્યાકુળ બનીને પાછો મઠમાં ફર્યો.

'ક્યું કીધર ગયે તુમ્હારે દોસ—કુછ ખાનાપીના કરના હય નહિ?'

'અરે! ગુરુજી! આ તો કાંઈ ઓડનું ચોડ થયું લાગે છે. મુંજસાગર ભણી એ ગયો . . .'

'એ ગયો?' અચાનક પેલો વેપારી ત્વરાથી વચ્ચે બોલી ઊઠ્યો.

આ માણસ કોણ છે એ જાણવાની દામોદરને જરૂર હતી. બરાબર એ જ વખતે કાર્તિક ગુમ થયો હતો. એટલે કાર્તિકનું દુઃખ દ્વિગુણિત બની ગયું.

'એ ગયો ત્યારે તમે નહોતા ગયા?' પેલા વેપા-

રીએ કહ્યું. દામોદર એની તીવ્ર ગ્રહણશક્તિથી આશ્ચર્યચકિત થઈ ગયો.

'ના, ના, હું પણ ગયો—અમે ગયા—સોમકાન્તજી ! પણ એ કહે, હું હમણાં આવું છું—એ દિશાએ ગયો તે પાછો આવ્યો જ નહિ !'

સોમકાન્ત કાંઈ બોલ્યો નહિ : પણ તે દામોદરની વાત માનતો હોય તેમ એના મોં પરથી લાગ્યું નહિ : 'ત્યારે તો ચોક્કસ ભિલ્લુ ઉપાડી ગયું !'

ઈશાનરાશિએ એના વિનોદને વાર્યો : 'અરે ! એવી નાખી દેવાની વાત શું કરો છો માણસ જેવો માણસ . . .'

'પણ માત્ર માણસ નાં, ગુરુજી ? એ શું કાંઈ કોઇ કુસ્તીબાજ હતો તે ભિલ્લુને રોકી રાખે. બિચારા—વેપારી માણસો ! કેમ ?'

'ઓત્ તારીની—મારો બેટો—' દામોદર મનમાં ઘા ખાઈ ગયો. હરખમાં આવીને જો પોતે બોલી કાઢે કે ના ના કુસ્તીબાજ હતો, તો તરત વધુ જાણવા માટેની ભૂમિકા તૈયાર થાય. મારો બેટો—'

પણ દામોદર કાંઈ બોલ્યો જ નહિ.

'પાસે કાંઈ જોખમ તો ન હતું નાં ?'

દામોદરને કાર્તિકની ચિંતા હતી—તેમાં આ સોમકાન્ત સાથે રાખવાની સાવધાનતાની ચિંતા વધી. દામોદરના ગયા પછી, તેણે ઈશાનરાશિ સાથે પોતાના જોખમની વાત કરી હતી. દામોદરને એ યાદ હતું. એ વાત આ માણસે જો સાંભળી હશે તો ઉતાવળથી એ બોલી દેશે કે 'ના ના,

અમારી પાસે શું જોખમ હોય—તમારા જેવું,' કે એવું કાંઇક, તો તરત એ ક્યાં હતો તેની ખબર પડી જાશે. પણ સોમકાન્તની ગણતરી ઊંધી વળી. જવાબ આપે એ બીજા. દામોદરે કહ્યું:

'માણસ જેવો માણસ ગુમ થાય—સોમકાન્તજી! મારું તો મન ભમી ગયું છે!'

'સૌનું ભમી જાય—ભાઈ, સાનું. માણસ ગુમાવવાં કાંઈ રસ્તામાં પડ્યાં છે?'

'મહાકાલેશ્વરનું નામ લ્યો, સવારમાં જ્યાં હશે ત્યાંથી આવી પહોંચશે!'

'પણ વખતે ન આવી પહોંચે તો?' સોમકાન્ત બોલ્યો: 'તો ઉપાધિ નાં? આવી પહોંચે તો તો નિરાંત થાય કે ભાઈ! તેં જે કર્યું તે આંખ માથા ઉપર. પણ ન આવે તો?'

દામોદર સોમકાન્તની દ્વિઅર્થી વાણી સાંભળી રહ્યા. સોમકાન્તના મનમાં શંકા જન્મી હતી કે કાર્તિકને જાણી જોઈને આણે ક્યાંક કાંઈક જાણવા મોકલ્યો છે. દામોદર એનો અર્થ સમજી ગયો. તે મનમાં ને મનમાં સોમકાન્તના વાક્યનો વધુ વિચાર કરી રહ્યો. સોમકાન્ત ગુપ્તચર છે એ તો ચોક્કસ થયું. ને આંહીંની કાંઈક અગત્યની વાત જાણી લેવા માટે આવ્યો છે એ પણ નક્કી થયું. પણ એ ક્યાંનો ગુપ્તચર છે એનો પત્તો લાગ્યો નહિ. એણે બોલવામાં એવું અસલ માળવી ઉચ્ચારણ બતાવ્યું હતું.

દામોદરે આખી રાત અસ્વસ્થ અવસ્થામાં ગાળી. છેક પ્રભાત સમયે એની આંખ કાંઈક મીંચાઈ ગઈ. સવારે

પંખીના અવાજ સાંભળીને તે જાગી ઊઠ્યો ત્યારે કાંઇક મોડું થયું હતું. તેણે સોમકાન્તને જોયો નહિ.

'સોમકાન્તજી ગયા?'

'એ તો ક્યારના ગયા. બિચારો રાત્રે જ મૂંઝાતો હતો. એની પાસે જોખમ હતું!'

'એમ?'

'ત્યારે? રત્નમાણિક્યનો વેપારી છે કે વાતો?' દામોદરને ઈશાનરાશિના ભોળપણ ઉપર હસવું આવ્યું.

સોમકાન્ત ક્યાં ગયો—ને શું કરવા ગયો—એ જાણવાનું કામ પણ દામોદર ઉપર આવી પડ્યું.

તેણે ધારાનગરીની બહાર કોઈ શિવાલયમાં મુકામ રાખી—કાર્તિકનો પત્તો મેળવવાનો પ્રયાસ કરવાનો નિશ્ચય કર્યો. પણ તે પહેલાં એણે હવે તુરત જ કુલચંદ્રને મળવાનું જરૂરનું હતું.

## ૯. દામોદર કુલચંદ્રને મળે છે

કુમાર જયસિંહના અચાનક થયેલા આગમનને લીધે કુલચન્દ્ર પોતે ફેંકેલા તીર વિષે એ વખતે વધારે જાણી શક્યો ન હતો. પરંતુ એને અંતરમાં દઢ શ્રદ્ધા હતી કે સામે કાંઠે જે માણસ હોડી લઈ ગયો છે—તે ગમે તે હોય—પણ એને શિક્ષા થઈ ચૂકી છે. વર્ષોની તાલીમ વડે આ દઢ શ્રદ્ધા એણે મેળવી હતી. આગલા અનુભવો વડે પોતાનું નિશાન પડશે જ એવી એને ખાતરી હતી. પોતાનો નિત્યનો ધનુર્વિદ્યાનો અભ્યાસ કરી, પોતાના પ્રિય શ્યામ અશ્વ પાસે ઊભો ઊભો એ રણેન્દ્રના આવવાની રાહ જોતો હતો. રણેન્દ્ર મળવા આવ્યો કે તરત જ એણે એને પૂછ્યું: ‘પેલો માણસ કોણ હતો? પત્તો લાગ્યો?’

‘પ્રભુ! ત્યાં તો કોઈ માણસ જ હતો નહિ ને!’

‘માણસ ન હતો? ત્યારે એ હોડી સામે કાંઠે પહોંચી શી રીતે? તેં જેને મોકલ્યો હતો તે તો એ પડ્યો હજી ઘાયલ—એ તો હજી પથારીવશ છે. જે માણસ ત્યાં ઊભો હતો તેણે હોડી પાર કરી એ ચોક્કસ. એ કોણ હતો?’

‘રાતે માત્ર એક જ પાલખી નગરીમાં આવી છે.

એમાં એ ચાલ્યો ગયો હોય તો ભલે. એ કાંઠે—ઉવટ પંડિતની પુત્રી—સરસ્વતી—રાજકુમારીબાને મળવા ગયેલ —માત્ર એની એકની જ પાલખી રાતે નગરીમાં પ્રવેશ કરી શકી છે! બીજું કોઈ કહેતાં કોઈ રાતે આવ્યુંગયું નથી!'

'ત્યારે— . . ત્યારે...' કુલચંદ્ર વિચારમાં પડી ગયો. બીજી ક્ષણમાં એનો ચહેરો ગંભીર બની ગયો: 'રણેન્દ્ર! ત્યારે તો એ માણસ ચોક્કસ પાલખીમાં બેસીને નગરીમાં આવ્યો!'

'મને પણ એવું લાગે છે, પ્રભુ!'

'એ માણસને જ્યાં હોય ત્યાંથી આંહીં લાવો. એ કોણ છે? ત્યાં ક્યાંથી આવ્યો? રાજકુમારીની હોડી એણે હંકારી તે પહેલાં એણે શું શું કર્યું? એ માણસને તો રેઢો નહિ મુકાય. પંડિતની પુત્રીને—સરસ્વતીને પછી તું મળ્યો હતો?'

પંડિતની પુત્રી જેને લઈ જાય તે પાટણનો જ હશે એવી શંકા કુલચંદ્રના મનમાં જન્મી. અને દામોદર આવવાનો છે એ વાતના સમર્થનથી એ શંકા વધારે દૃઢ થઈ.

'મળ્યો નથી, પ્રભુ! વાત ચોળાય ને પેલા માણસને કાને જાય, તો એને છુપાઈ જવાની તક મળી જાય. આવી રીતે કામ કરી જનાર કાંઈ જેવોતેવો નહિ હોય!'

'ઠીક, હવે તો એ ઘરમાં હોય ત્યાં જ એને પકડવો જોઈએ. આજ સાંજે—તું આવજે. આપણે ત્યાં ગુપચુપ જઈશું!'

રણેન્દ્ર નમીને ચાલ્યા જવાને બદલે ઊભો રહ્યો.

'કેમ? હવે છે બીજું કાંઈ?'

'પ્રભુ! પંડિતની પુત્રી—એને હું જાણું છું. એ અતિથિને નહિ સોંપે. એનામાં ગજબની હિમ્મત છે—ને આવે પ્રસંગે તો એ વજ્જર જેવી સખત બની જાય છે. મેં એને વજ્જરની બની જતી ઘણી વખત જોઈ છે!'

'તે હશે, પણ આ તો રાજનીતિનો પ્રશ્ન છે, રણેન્દ્ર! અતિથિને શું નહિ સોંપે? સોંપવો પડશે. રાજરહસ્ય જાણી જનારને એમ એક ક્ષણ પણ કોઈનાથી રાખી શકાય નહિ. પંડિતની પુત્રી હોય કે ગમે તે હોય—તેથી શું થયું? તું તારે જા—બરાબર સાંજે આવજે.'

રણેન્દ્ર ચાલતો થયો. એ હજી માંડ દ્વારમાંથી બહાર નીકળ્યો હશે, ત્યાં ભેરુમલ્લની સાથે કોઈ માણસ પ્રવેશ કરતો કુલચંદ્રની નજરે પડ્યો. એને આશ્ચર્ય થયું. મહાઅમાત્ય દામોદર આવી રહ્યો હતો. ભેરુમલ્લ વિજ્ઞાપન કરવા માટે આગળ આવ્યો હતો.

દામોદર ઉજ્જયિનીમાં ભોજરાજને મળતા પહેલાં કુલચંદ્રની રાજનીતિનો દોર જાણી લેવા માગતો હતો. એ પંડિતરાજ ઉવટને ત્યાં પણ ન જતાં શિવાલયમાંથી-પ્રાતઃ-કર્મ પરવારી સીધો જ કુલચંદ્રને મળવા આવ્યો હતો. એને ખબર હતી કે અવંતીમાં અત્યારે આ દંડાધીશ— સેનાપતિનું અદ્વિતીય સ્થાન હતું. એ કુશળ સેનાપતિ હતો, વિદ્વાન પણ હતો, તરંગી સ્વપ્નદ્રષ્ટા હતોઃ આખા ભારતવર્ષને માળવાના છત્ર નીચે લાવવાની ઘેલી મહત્ત્વાકાંક્ષા સેવનાર સમર્થ પુરુષ હતો.

દામોદરે પોતાની આ મુસાફરીમાં પણ જોયું હતું કે કુલચંદ્રે પોતાના આ મહાન સ્વપ્નની મદિરા માળવામાં દરેક

દરેકને પાઈ હતી. આખા અવંતીમાં દરેકે દરેક વસ્તુ ઉપર જેવી રીતે ભોજરાજના કવિત્વની છાપ પડી હતી, તેવી રીતે કુલચંદ્રે આપેલ રણમદિરાની ઘેલી છાપ પણ પડી હતી. કુલચંદ્રનું નામ સાંભળતાં જ માલવી યોદ્ધો અજિત બની જતો. કુલચંદ્રની આ અજબ મોહિની એણે મુસાફરી દરમ્યાન નિહાળી. ધારાનું નાનામાં નાનું બાળક પણ છાતી કાઢીને બોલતું કે બંગથી સોમનાથ સુધી ને કાશ્મીરથી કોંકણ સુધી વિસ્તરેલા ભારતવર્ષનું કેન્દ્ર તો અમારી ધારાનગરી જ છે. ગામડે ગામડે ને ગામડાને ચૌટે ચૌટે ભવિષ્યના કોઈ મહાન યુદ્ધની ને એક મહાન વિજયની વાત કરતા અનેક લોકને દામોદરે કાનોકાન સાંભળ્યા હતા.

કુલચંદ્રે પ્રેરેલા વિદ્યુત્‌વાતાવરણની અસર નીચે દેશ આખો જાણે યુદ્ધની છાવણી જેવો બની ગયો હતો. ઠેકાણે ઠેકાણે ધનુષના ટંકારવ સંભળાતા હતા. ગામડે ગામડે અશ્વોની ને હાથીઓની સેના જોઈ લોકો જયગર્જના કરી ઊઠતા. સૌને જાણે કે કુલચંદ્રે રણકીર્તિની ઘેલછા લગાડી હતી. કુલચંદ્રે પાટણ લૂંટયું—ત્યાર પછી એ અવંતીનો મહાપુરુષ બની ગયો ને એ દામોદરે અનુભવ્યું. પાટણને તો અવંતીના માંડલિક લેખે જ ગણવાની લોકોમાં જાણે તીવ્ર ઇચ્છા જાગી હતી. ગુર્જરો વિષે ઘરની દાસીઓ પણ અંદર-અંદર મશ્કરી કરીને જ બોલતી.

કુલચંદ્ર કરતાં પણ કુલચંદ્રે જગાડેલ આ વાતાવરણનો ભય દામોદર અનુભવી રહ્યો. આખો દેશ જાણે યુદ્ધે ચડ્યો હોય એવી સ્થિતિ જ્યાં પ્રવર્તતી ત્યાં સાંધિવિગ્રહિક બનીને રહેવું, એ પોતાના માટે કાંઈ સહેલું ન હતું.

કુલચંદ્ર કેવો રણરસિક યોદ્ધો છે એની વધુ પ્રતીતિ અત્યારે જ દામોદરને મળી ગઈ. ધનુર્વિદ્યાના અભ્યાસમાંથી એ હમણાં જ આવ્યો લાગતો હતો અને પોતાના સુંદર કાળા ઘોડાની પાસે ઊભો રહી એને વાંસે હાથ ફેરવી રહ્યો હતો. આટલો વહેલો પણ એ નખશિખ આયુધથી સજ્જ હતો. એની તેજસ્વી આંખો દશે દિશાને વીંધી નાખે એવી સમર્થ દેખાતી હતી. એની મુખમુદ્રા ઉપરનું તેજ કોઈ મહાન સ્વપ્નદ્રષ્ટાની ઘેલછામાંથી જન્મેલું અપાર્થિવ સત્ત્વ હોય, તેમ એના સાન્નિધ્યમાં આવનાર દરેકને એકદમ શેહ પમાડતું, મહાત કરતું, ને એની પાસે આવનાર વાત કહેવા કે જાણવાને બદલે એને જોવામાં જ અટવાઈ જતો.

કુલચંદ્રે દામોદરને દૂરથી આવતો જોયો. એ પોતે જ્યારે ચાર તસુની લંગોટી આગળ આખા વિશ્વનો વૈભવ તુચ્છ ગણતો ત્યારે એણે દામોદર—પાટણના સાંધિવિગ્રહિક વિષે કાંઇક સાંભળ્યું હતું ખરું. પણ તે વખતે એને સમ્રાટના સમ્રાટની પણ પરવા ન હતી, તો દામોદર કોણ ? આજ તો એ દંડાધીશ હતો—દામોદર એક પરદેશી રાષ્ટ્રનો મંત્રીશ્વર હતો. એટલે એણે એનો સત્કાર કર્યે જ છૂટકો. પણ તે છતાં પોતે જાણે એને ઓળખતો ન હોય તેમ તે અશ્વશાસ્ત્રવિશારદ સાથે વધારે ને વધારે રસથી વાત કરવા લાગ્યો. દામોદરે એ જોયું. એટલામાં સામે હાથ જોડી ઊભા રહેલા ભેરુમલ્લે કાંઇક કહ્યું. તરત દામોદરને મળવા માટે કુલચંદ્ર પોતે આ તરફ આરામખંડમાં આવ્યો.

દામોદર ધારાનગરીમાં આવશે એટલે એને મળવા આવશે જ, એ તો કુલચંદ્રના ખ્યાલમાં હતું. પણ પોતાને

આબુરાજ ધંધૂક સંબંધે રાજનીતિદ્વારા પરાજય આપનાર માણસ કેટલો ય તેજસ્વી ને પ્રતાપી હશે, એ ધારણા હતી. પણ એણે દામોદરને જોયો અને એના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

અત્યંત વિનમ્ર, સાદો, કોઇને લાગે પણ નહિ કે આ પાટણનો મહાઅમાત્ય હશે એવો નિરાડંબરી, રંગે થોડો કાળો, અને કાંઇક કદરૂપો લાગે તેવો, કદે કાંઈ નાનો એક સામાન્ય માણસ પોતાની સામે ઊભેલ જોઈને કુલચંદ્રને પ્રથમ તો આશ્ચર્ય થયું: પછી શંકા થઈ. દામોદરે પોતાની મશ્કરી કરવા કોઇક વેષધારીને મોકલ્યો છે કે શું એવો તેને વહેમ પણ ગયો. ન માનતો હોય તેમ એ દામોદરની સામે જોઈ રહ્યો. દામોદર એની મૂંઝવણ કળી ગયો. તેણે તરત બે હાથ જોડી પોતાની લાક્ષણિક વિનમ્રતાથી નમસ્કાર કર્યા. તે બોલતાં મીઠું હસ્યો: ‘ આપણે ક્યારેય મળ્યા નથી કાં ? ’

કુલચંદ્રે નમસ્કાર કર્યા, ને મહાઅમાત્યને પોતાની પાસે જ આસન ઉપર બેસારતાં કહ્યું: ‘ હા, જુઓને—હું આવ્યો તમને સામે ચાલીને મળવા, પણ ત્યારે તમે મળ્યા જ નહિ ! ’

‘ હા . . હા . . હા ! ’ દામોદરે કુલચંદ્રના પાટણની લૂંટ વિશેના કટાક્ષને હસી કાઢ્યો: ‘ ત્યારે વળી મહારાજે મને સિંધમાં મોકલ્યો હતો. બોલો . . . અમારો સંદેશો મળ્યો હતો. ’

‘ એ પછી—પહેલાં તો કહો કે—તમારો ઉતારો ક્યાં છે ? ’ કુલચંદ્રે ઊભરાઈ જતા પ્રેમથી પૂછ્યું.

‘ હમેશ હોય ત્યાં જ—કુલચંદ્રજી ! ’

‘ એટલે ? ’

'એટલે શિવાલયમાં. ધારેશ્વર પાસેના નાના ચંદ્રમૌલીશ્વર મંદિરમાં.'

'મેં કીધું, પંડિતરાજ ઉત્કટને ત્યાં હશે. ત્યારે ધર્મશાળામાં રહીને તો તમારે અમને ભારતભરમાં લજવવા છે, એમ નાં ! અવંતીને, મહામંત્રીશ્વર ! લડવું હશે ત્યારે લડશે. પાટણ ને અવંતી તો લડતાં આવ્યાં છે ને રમતાં આવ્યાં છે—પણ તમે અતિથિ રાજના છો. તમને ત્યાં ઊતરવા નહિ દેવાય. ભેરુમલ્લ !' કુલચંદ્રે મોટેથી સાદ કર્યો.

બહારથી ભેરુમલ્લ દોડતો આવ્યો: 'મહાઅમાત્યનો ઉતારો રાજગઢના અતિથિગૃહમાં કરાવો. જાઓ, ચંદ્રમૌલીશ્વર મંદિરમાં જે કોઈ હોય ને જે કાંઈ હોય તેમને આંહીં લાવવાનો પ્રબંધ કરો.' કુલચંદ્રે ભેરુમલ્લને કહ્યું, ને તે દામોદર સામે જોઈ રહ્યો.

દામોદર મનમાં વિચાર કરી રહ્યો હતો: 'મારો બેટો ! આ વળી યોદ્ધો મટીને આવો ખેલાડી ક્યારે થયો ? મને રાજગઢ પાસે રાખવો એટલે મારી હિલચાલ બધી અંકુશમાં આવી જાય. અને ચંદ્રમૌલીશ્વર મંદિરમાંથી "જે કોઈ હોય ને જે કાંઈ હોય" તેને લાવવાં—આણે વળી ભગવાન કૌટિલ્યનું શરણું ક્યારથી લીધું ? મારી સાથે કોણ હતું એ આને જાણવું લાગે છે. તે મોટેથી બોલ્યો: 'કુલચંદ્રજી ! હું પાટણનો છું. પાટણ માળવાનું છે એ કાંઈ હવે નવેસરથી કહેવું પડે તેમ છે ? રાજઅતિથિ થવાથી કાંઈ વિશેષ છે ? હું અતિથિ વળી કે'દા'ડાનો ? હું તો હવે આંહીંનો જ છું. તમને કદાચ ખબર નહિ હોય—મહારાજ ભીમદેવે તો મને સાંધિવિગ્રહિક તરીકે જ આંહીં મોકલ્યો છે.

મહાઅમાત્યપદ તો ભોગાદિત્ય સંભાળે છે !'

'એ તો તમે આવવાના છો, મહારાજ ઉપર સંદેશો પણ હતો—પણ એ બધું તો થાય ત્યારે—ત્યાં સુધી તમે અતિથિ તો રાજના જ છો ! સાંધિવિગ્રહિક હો કે ન હો.'

'જેવી તમારી ઇચ્છા—મને કાંઈ વાંધો નથી—હું તો અવંતીની કાવ્યસભાના સોપાનની રેણુ લેવા આવ્યો છું. એ હો હો—વર્ષો થયાં, કુલચંદ્રજી ! કાવ્યના રસમાં સૃષ્ટિ આખી ડૂલ થતી અમે અનુભવી રહેતા, એ વાતને વર્ષો થયાં. ત્યાર પછી એવો કાવ્યાનંદ અનુભવ્યો નથી કે એવી કાવ્યસભા પણ જોઈ નથી !'

'એક વખત જોઈ હશે . . .'

'ક્યારે ?'

'એ કાંઈ મારે કહેવાનું હોય, દામોદરજી !'

'હાં . . હાં . . હા ! હા ! હા !' દામોદર હસી પડ્યો: કુલચંદ્રે ચિત્રકોટમાં ભીમદેવ ને દામોદર બન્ને આવ્યા હતા તે સંભારી આપ્યું હતું. 'તમારી સ્મરણશક્તિ બહુ તેજ રહી છે, કુલચંદ્રજી ! કેટલાં ચાલીસ થયાં ?'

'વયમાં તો આપણે બન્ને સરખા નહિ હોઈએ, મંત્રીશ્વર ?'

'મંત્રીશ્વર !' શબ્દ ઉપર મુકાતો ભાર દામોદર જાણી ગયો. પોતે સાંધિવિગ્રહિક તરીકે આવ્યો છે—પણ હજી અવંતી એને એમ નહિ સ્વીકારે એ વિષેનું એમાંથી મળતું સૂચન એ કળી ગયો. તેણે હવે પોતાનો ખરો સ્વાંગ—કોઈ સ્વીકારે કે ન સ્વીકારે—તે પહેલાં જ ઉપાડી લેવામાં પાટણનું ગૌરવ સચવાતું જોયું.

'જુઓ, કુલચંદ્રજી! તમે ત્યાં મળવા આવેલા પાટણમાં, પણ એ સંજોગ સાવ અફળ ગયો. આજ હવે હું મળવા આવ્યો છું. આ સંજોગ પણ શું અફળ જશે? આપણે મિત્રો બનીને રહીએ અને નહિતર...'

'અને નહિતર હાડોહાડ અમિત્ર બનીને.. એમ તમારે કહેવું છે નાં, મહેતા?' કુલચંદ્ર હસ્યો.

'ના, ના, અમિત્ર તો આપણે ક્યારેય નહિ બની શકીએ, કુલચંદ્રજી! તમારાથી એ ક્યાં અજાણ્યું છે? પણ તમે પાટણ આવ્યા એ સંજોગ અફળ ગયો—હું ત્યારે ત્યાં નહિ...'

કુલચંદ્ર ચોંકી ઊઠ્યો. એનું અભિમાન ઘવાયું. દામોદરની દ્વિઅર્થી વાણીએ એને પાછો યોદ્ધો બનાવી દીધો. એ ઉત્સાહથી બોલી ગયો:

'અફળ સફળ તો ઠીક, મહેતા! તમે આંહીં આવ્યા એ જ અમારે મન મોટી સફળતા. નહિતર તમે આંહીં કાંઈ થોડા આવી રીતે આવત?'

"આવી રીતે" દામોદરે એનો શબ્દ પકડી લીધો. કુલચંદ્રના અભિમાની શબ્દનો ઘા એને ખૂંચી ગયો. પણ તે વધુ વિનયથી બોલ્યો: 'અમેય આવીએ—શું કરવા ન આવીએ? દેશ રૂપાળો છે, જોઈને કોને મન ન થાય? પણ કહે છે ન જેવું ટાણું તેવું ગાણું!'

દામોદરની વાણીએ કુલચંદ્રને વધારે ખુલ્લો ઘા કરવા પ્રેર્યો. દામોદરને એ જ જોઈતું હતું. એ આવ્યો હતો, કુલચંદ્ર યોદ્ધાને જોવા, કુલચંદ્ર મુત્સદ્દીને નહિ.

'જુઓ, મહાઅમાત્યજી...!'

દામોદરે એને વચ્ચે જ અટકાવ્યો: 'જુઓ, કુલ-ચંદ્રજી! તમે મને જે માન આપો છો તે મિત્રભાવે આપો છો એ હું સમજું છું. પણ મારે રાજાની આજ્ઞાને પણ માન આપવું જોઈએ. હું પાટણપતિ ભીમદેવ મહારાજનો સાંધિવિગ્રહિક છું—હું મહાઅમાત્ય પણ નથી કે મહા-મંત્રીશ્વર પણ નથી!'

'પરંતુ અવંતીને અત્યારે કોઈની પાસેથી સંધિ ઇચ્છવાની રહી નથી!'

'સંધિ ન ઇચ્છે તો ભલે; વિગ્રહ તો ઇચ્છે છે નાં?'

'હા,' કુલચંદ્રે ગૌરવથી જવાબ વાળ્યો: 'એની ગજસેના રણભેરીની રાહ જુએ છે ખરી.'

'થયું ત્યારે. હું તો સાંધિવિગ્રહિક રહ્યો—સંધિ જોઈતી હોય તો સંધિ, વિગ્રહ જોતો હોય તો વિગ્રહ. તમને બન્ને રીતે પાટણની ઓળખાણ કરાવું. અવંતીને વિગ્રહ જોતો હોય, તો આવે ટાણે એવો કોણ મૂરખ અક્ષત્રી હશે કે, જે અવંતીને વિગ્રહની ના પાડશે?'

'આવે ટાણે એટલે?' કુલચંદ્રે કાંઈક તોછડાઈથી પૂછ્યું.

'એ તો મારા કરતાં તમે વધુ સમજો, કુલચંદ્રજી! માળવામાં તમારા જેવા દૂરંદેશી રાજનીતિજ્ઞો પડ્યા છે. સૌ સારી રીતે સમજે છે કે પગ નીચે બળતું પહેલું ઠારો, પછી પહાડ ઉપર બળતું ક્યાં નથી ઠરાતું!'

'પણ પહેલાં તો તમને સાંધિવિગ્રહિક તરીકે સ્વીકા-રવા... અવંતી તૈયાર છે કે નહિ...'

એક મહાન અટ્ટહાસ્યથી દામોદરે આખો ખંડ

ભરી દીધો.

'પ્રભુ પ્રભુ કરો, કુલચંદ્રજી ! પાટણ સાંધિવિગ્રહિક મોકલે અને એને ન સ્વીકારે એવું કોઈ રાષ્ટ્ર—'

'—ભારતવર્ષમાં નથી એમ તમારે કહેવું છે નાં ? ત્યારે તમે ભૂલો છો, મંત્રીશ્વર ! અવંતી તમને આંહીં ખાતેના પાટણના સાંધિવિગ્રહિક તરીકે સ્વીકારવા તૈયાર નથી.'

'આ અવંતીનો છેલ્લો જવાબ છે ?'

'ના, ના; આ તો મારું અનુમાન છે ! જવાબ તો માત્ર મહારાજ જ આપી શકે.'

'ક્યાં ?'

'મહારાજ ત્યાં ઉજ્જયિનીમાં જવાના છે—મહોત્સવ ઉપર. તમને ઠીક લાગે તો ત્યાં જ મળોને.'

'તમે ત્યાં આવશો, કુલચંદ્રજી ?'

'ના.'

દામોદરને એની નામાં વિશ્વાસ બેઠો નહિ.

'ત્યારે જુઓ, મહારાજ ભીમદેવે જે સંદેશો—'

'અમે મોકલેલી ગાથાનો તમે જવાબ વાળ્યો હતો એથી વધુ કાંઈ સંદેશામાં છે ? અવંતીમાં આવા સંદેશા મહારાજ સાંભળે છે. અને મહારાજ જ એને માટે આજ્ઞા આપે છે.'

'બરાબર—છે. આ સંદેશો . . .'

'શો છે ?'

'ટૂંકો જ છે. પાટણ ઉપર તમે જ્યારે આવશો ત્યારે પાટણનો ને તમારો બન્નેનો નાશ થઈ જશે.'

'શી રીતે ?'

'તમે પાટણને છિન્નભિન્ન કરશો. તમને ચેદિ ને કર્ણાટ

છિન્નભિન્ન કરશે. તમે એ બન્નેની વચ્ચે પડચા છો. એ બેમાંથી એક મહાન થશે—ને તમે પૃથ્વીપટ ઉપરથી ઊખડી જશો. પાટણને તજીને તમે કર્ણાટ-ચેદિ સાથે યુદ્ધ કરશો, તો પાટણ તમને મદદ કરશે—અથવા શાંત રહેશે.'

'અમારી તૈયારી જુદી જ છે, મંત્રીશ્વર ! અમે કર્ણાટ, ચેદિ ને પાટણ ત્રણેને . . . !'

'ત્રણેને ?' દામોદરે પોતે આશ્ચર્ય પામ્યો હોય તેમ દેખાડયું. જો કે કુલચંદ્રની વાત તેને અશક્ય ન લાગી.

દામોદરના આશ્ચર્યથી કુલચંદ્ર વધુ ઉત્સાહમાં આવ્યો: 'હા, ત્રણેને !'

દામોદરને જોઈતી વાત તો મળી ગઈ હતી. કુલચંદ્ર પાટણને કોઈ રીતે છેડ્યા વિના નહિ રહે એ ચોક્કસ થયું. દામોદરનો આંહીં નિવાસ ન થાય એ વિષે પણ તે મક્કમ હતો. છતાં એણે હજી વધારે જાણવા માટે કુલચંદ્રને જરાક વધુ છંછેડ્યો.

'તમે ત્રણેને પહોંચી શકશો, કુલચંદ્રજી ! પણ પાટણ સાથે જ્યારે લડો—ત્યારે પીઠ સંભાળજો. પીઠ પાછળના ઘા વસમા લાગે, બાપ !'

'અવંતીની મહત્તા શી રીતે સંભાળવી તે એના સેનાપતિઓ હજી તો બીજેથી શીખ્યા નથી.'

'ખરી રીતે એમ કહો કે, એ શીખતા નથી. સેનાપતિ સાઢાને શીખતાં આવડયું ? કર્ણાટ જતાં સૌને આવડયું, પણ લેતાં કોને આવડયું ?'

'મહારાજે કર્ણાટને ભોંભેગું કર્યું એને કાંઈ બહુ વર્ષો થયાં નથી. પણ તમે જે નથી સમજતા તે હું સમજાવું . . .

હું તો, દામોદરજી! એમ માનું છું કે અવંતીનું પૂર્વદ્વાર ત્યાં બંગમાં છે: એનું પશ્ચિમ દ્વાર સિંધુતટ ઉપર છે. કુરુક્ષેત્રમાં અમારા દંડાધીશ સુરાદિત્યે પરાક્રમ કરી ચંપાને વશ કર્યું એ સમાચાર તો તમારે ત્યાં પહોંચ્યા હશે નાં? કાશ્મીરના અનંતદેવ તો અવંતીનાથના મિત્ર રહ્યા—એટલે હવે માળવાને તમારી તરફ જ આવવું રહ્યું—મૈત્રી માટે કે વિગ્રહ માટે.'

'આવો તો અમારા આંખ માથા ઉપર, બાપલા! સામે ચાલીને મળવા આવે એને કાંઈ તરછોડાય છે?'

'મહારાજ મુંજે સ્વપ્ન અધૂરું રાખ્યું—ને કર્ણાટ ને પાટણ બન્ને રહી ગયાં—એ સ્વપ્ન કોઈકે તો પૂરું કરવું પડશે નાં? દામોદરજી! હું તો તડ ને ફડ કહેનારો માણસ છું. હું મુત્સદ્દી હતો નહિ, ને થવાનો નહિ—મારી રીત તો યોદ્ધાની છે. હું તમને જ પૂછું છું, અવંતી સિવાય ભારત-ચક્રવર્તી થવાનું સામર્થ્ય અત્યારે છે પણ કોનામાં?'

'કેટલાંક સ્વપ્નાં, કુલચંદ્રજી! મધુરાં હોય છે. એને ન છેડો ત્યાં સુધી એની મજા—છેડો એટલે ઝાકળનાં બિન્દુ!'

'એ તો જેવો સ્વપ્નઘડનારો. હું તો અત્યારે જ અવંતીના ગજરાજોને બંગસમુદ્રમાં સ્નાન કરતા નિહાળી રહ્યો છું!' કુલચંદ્રે ગૌરવથી કહ્યું. એનો ચહેરો પણ એ શબ્દો બોલતાં બોલતાં અનોખું તેજ ધારી રહ્યો. દામોદરને પણ ઘડીભર લાગ્યું કે આ માણસ પોતે જે બોલે છે તે કરવાની શક્તિ ધરાવે છે. તે પોતાના વિચારમાં ઘડીભર મગ્ન બની ગયો.

એટલામાં પોતાના સ્વામીની વાણીનો પડઘો પાડતો હોય તેમ બહાર શ્યામલ ઘોડાએ હણેહણાટી આપી. એથી ચારે તરફનાં મેદાનો ગાજી ઊઠ્યાં.

ભેરુમલ્લ બહારથી આવ્યો : ' મહારાજ ! '

' કેમ અતિથિગૃહમાં બધી ગોઠવણ કરી દીધી ? '

' જી ! '

' ત્યારે હું રજા લઉં—ત્યાં મંત્રસભામાં વાત નક્કી થશે, ત્યાં સુધી તો હું છું. મહારાજનાં તો હવે ઉજ્જયિનીમાં જ દર્શન થાશે કેમ ? ' દામોદર બેઠો થયો.

' એમ જ થાશે. મહાશિવરાત્રીમહોત્સવ પણ પાસે છે. '

' તમે પણ ત્યાં આવવાના તો હશો નાં ? '

' કોણ હું ? ના રે, હું તે ક્યાંથી આવું ? મારે તો પૂર્ણપાલજી રાહ જોતા હશે ! '

' એમ કે ? ત્યારે જય મહાકાલેશ્વર ! ' દામોદરે લેશ પણ અસ્વસ્થતા બતાવ્યા વિના રજા લીધી : ' પૂર્ણપાલજીને મળો તો ત્યાંનાં આરસનાં દેરાં જોજોઃ કુલચંદ્રજી ! ત્યાં અમારા દંડનાયકે શું મનઃસૃષ્ટિ ખડી કરી છે ! જુગજુગાંતરમાં ન ભૂંસાય એવી ! જાઓ તો જોજો. માલવી શિલ્પીઓને ઘણું ઘણું જાણવાનું મળશે. ઠીક ત્યારે, જય સોમનાથ ! '

કુલચંદ્ર એને જતો જોઈ રહ્યો.

પૂર્ણપાલ વિષે પોતે કહ્યું છતાં દામોદરે એ સાંભળીને લેશ પણ શાંતિ ગુમાવી ન હતી એ વસ્તુ કુલચંદ્રને સૂચક લાગી. આબુ તો પાટણનો દરવાજો ગણાય, ને ધંધૂકરાજનો પુત્ર પૂર્ણપાલ પોતાનું ગૌરવ પ્રાપ્ત કરવા પાછો મથી રહ્યો હતો. એટલે પૂર્ણપાલને મળવાની વાત કહીને દામોદરને

પાછો આંહીથી જ જલદી પાટણપ્રયાણ કરાવવાની કુલચંદ્રની નેમ હતી. પરંતુ એની લેશ પણ અસર એના ઉપર થઈ હોય એમ લાગ્યું નહિ.

એ અદૃશ્ય થતાં કુલચંદ્રને વિચાર આવ્યો—પોતે ગૌરવમાં ને ગૌરવમાં દામોદરને પાટણ વિષેની માળવાની આક્રમણકારક રાજનીતિની સાચી હકીકત આપી દીધી હતી, ત્યારે દામોદરે પોતે તો કાંઈ જ કહ્યું ન હતું! એને પોતાની ઉતાવળ ખૂંચી રહી. પોતાને જે શંકા પડી હતી—દામોદર સાથેના બીજા માણસની, તેની તો વાત જ રહી ગઈ, ને દામોદરે તો જાણે એ સંભારી જ નહિ!

તે માથું ખંજવાળતો ત્યાં ઊભો રહ્યો. એને લાગ્યું કે આ માણસ જો માળવામાં રહેશે તો એ વસ્તુ માળવા માટે અતિ ભયંકર હશે.

દામોદર પૂર્ણપાલની વાતથી લેશ પણ અસ્વસ્થ ન થયો—એટલે ત્યાં પાટણનું જબરજસ્ત સૈન્ય છે, એમ માનવું? કે એણે અસ્વસ્થ ન થવાનો ડોળ કર્યો, એમ ગણવું? એને વિમલની દૃઢ રાજનીતિમાં ભારે શ્રદ્ધા હશે કે એણે પોતાની વાત સાચી જ નહિ માની હોય? શું સમજવું? કુલચંદ્રને તેમાંથી કોઈ એકે વસ્તુની સમજ પડી નહિ. તે વિચારી રહ્યો કે દામોદરના મનની ખરી સ્થિતિ શી હશે?

કુલચંદ્ર એમ ને એમ થોડી વાર ઊભો રહ્યો. પણ એમાં એને કાંઈ સમજ પડી નહિ. એણે પાસે પડેલી એક ટોકરી લઈને વગાડી.

જવાબમાં દ્વારપાળ હાજર થયો.

## ૧૦. પંડિતરાજ ઉવ્વટની વાટિકા

કાર્તિક વહેલી સવારે જાગ્યો ત્યારે આશ્ચર્યચકિત થઈ ગયો. પોતે ધારાનગરીમાં હતો. એને પાલખીમાં જ ગાઢ નિદ્રા આવી ગઈ હતી, એટલે શી રીતે પોતે આંહીં આવ્યો એ વિષે એને કાંઈ જ ખબર ન હતી. એની વેદના તો ઘણી ઓછી થઈ ગઈ હતી, પણ હજી ખભા ઉપરનો ઘા કળતો હતો. એ હાથની હરફરમાં જરા મુશ્કેલી પણ જણાતી હતી. આસપાસનાં સ્થળો પરથી પોતે નગરીમાં કોને ત્યાં આવ્યો છે એ અનુમાન કરવા તેણે પ્રયત્ન કર્યો પણ કાંઈ સમજાયું નહિ. એ પથારીમાં જાગતો પડ્યો હતો, એટલામાં શુદ્ધ, સુંદર, અને ભાવવાહી ગીર્વાણભાષાના પ્રસન્ન મધુર ઘોષથી વાતાવરણ જાગ્યું : કોઈક પૃથ્વીક્ષમાપનના શ્લોક બોલી રહ્યું હતું. પાસેના ખંડમાંથી મેનાંપોપટ આ વાણી બોલી રહ્યાં છે એવું જાણતાં એના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પણ તે તરત સમજી ગયો કે પોતે માળવાના કોઈ મહાવિદ્વાનને ત્યાં આવ્યો છે. એ વિદ્વાન કોણ છે એ એના મનની તલપાપડનો વિષય થઈ પડ્યો.

એના તીરનું વિષ ચૂસી લેનાર તરુણીનો ચહેરો સંભા-

રવા એણે પ્રયત્ન કર્યો, પણ થોડી આછી રેખાઓ સિવાય વિશેષ કાંઈ એની સ્મૃતિમાં આવ્યું નહિ.

થોડી વાર પછી આછો ઉજાસ થયો. પોતે જે ખંડમાં હતો ત્યાંથી એણે બહાર દૃષ્ટિ કરી, તો સુંદર, સ્વચ્છ, વિશાળ ફળીમાં આમતેમ છૂટી છૂટી પર્ણકુટીઓ એની નજરે પડી. વચ્ચે વચ્ચે રચાયેલા ક્યારાઓમાં તુલસીની મંજરીઓ ડોલી રહી હતી. ફળીની ચારે તરફ આવેલા અનેક છોડવાઓ ને લતાઓમાંથી સુગંધી પુષ્પોના પરિમલને લાવતો પ્રભાતનો મંદ વાયુ વાતો હતો. થોડી વારમાં પર્ણકુટીઓમાંથી પણ મધુર રમ્ય અને સંસ્કૃત કાવ્યપદાવલિનો ઘોષ કાને આવવા માંડ્યો. કાર્તિક કાન દઈને સાંભળવા લાગ્યો. કોઈ મધુર અવાજે ગાઈ રહ્યું હતું: એક બે પદ સંભળાયાં: एको महाकाल जटार्धचन्द्रः । . . . . . . . . *मुक्ताट्टहासेव विभाति शिप्राः ।' ઓહો ! આ તો કવિ પરિમલનું ઉજ્જયિનીનું વર્ણન !' કાર્તિક પણ આનંદમાં આવીને ગાવા લાગ્યો : कृतावधानातिशयेन मन्ये या वेधसा मध्यमलोकरत्नम् ।'

વર્ષો પહેલાં જ્યારે પોતે સોમનાથમાં વિદ્યાર્થી હતો ત્યારે વિદ્યાનું જે આકર્ષણ પોતે અનુભવતો હતો એવું જ આકર્ષણ આજે પહેલી વાર—પાટણના રાજતંત્રમાં પડ્યા પછી પહેલી વાર—તે અનુભવી રહ્યો, અને આ વાતાવરણના અજબ માધુર્યમાં ઘડીભર લીન બની ગયો.

પ્રાચીન કુલપતિના આશ્રમની યાદ આપતી આ નાની સુંદર વાટિકામાં કાર્તિકે એક હરણના બચ્ચાને પણ હરિયાળા ઘાસ ઉપર આમતેમ ફરતું જોયું. દૂરની લતા

*નવસાહસાંકચરિતમાંથી.

મંડપિકા પાસે એક સુંદર પુષ્પખચિત કાષ્ટસ્તમ્ભિકા ઉપર એક મોર નૃત્ય કરતો હતો. એના પગની સોનેરી ઘુઘરીના ઘંકાર સાથે હાથની તાળી વડે તાલ દઈ એક તરુણી એને નચાવી રહી હતી. એક તરફ પૂર્વ દિશામાં નાનું સરખું શિવાલય દેખાતું હતું. તેની આસપાસના સ્વચ્છ રીતે લીંપેલા ઓટા ઉપર અનેક પંખીઓ મધુર કલરવ કરી રહ્યાં હતાં. આ દૃશ્યે કાર્તિકના મન ઉપર ઊંડી અસર કરી. એને પોતાનું વિદ્યાર્થીજીવન યાદ આવી ગયું. પોતે બ્રાહ્મણજીવનનો મહિમા સમજતો હતો. એનો રસાસ્વાદ એણે માણ્યો હતો. આજે એના જૂના સંસ્કાર જાગૃત થયા.

એટલામાં શંખનાદ થયો. શિવાલયનો ઘંટઘોષ જાગ્યો. બેત્રણ સવત્સ ગાયો આવીને ફળીમાં એક બાજુ ઊભી રહી ગઈ. પેલી તરુણી મયૂરને નૃત્ય કરાવવાનું છોડી દઈ ગોપૂજા માટે કંકાવટી લેવા દોડી. તેણે આવીને ગાયોને ચાંલ્લા કર્યા, તેમને અત્યંત ભાવથી નમન કર્યું, અને તેમના વાંસા ઉપર હાથ ફેરવી તેમને વિદાય આપી. કાર્તિક આ સઘળું જોઈ રહ્યો હતો. એના મન ઉપર પંડિતના ઘરના વાતાવરણની ઊંડી છાપ પડી. એટલામાં કોઈનો પગરવ સંભળાયો. એક વિદ્યાર્થી પાણીનો લોટો ને દાતણ લઈને ત્યાં ઊભો હતો.

'ઊંઘ તો બરાબર આવી હતી કે, ભટ્ટરાજ!' પેલાએ પૂછ્યું ને તેને ઊઠવામાં ટેકો આપવા તે આગળ આવ્યો.

'મને? ઓહો હો! આવી ઊંઘ તો જિંદગીમાં ક્યારેય નહિ કરી હોય. શી સુંદર જગ્યા છે? આ કોની વાટિકા છે?'

'આંહીં પંડિતરાજ ઉવટ રહે છે.'

'એમ ?' કાર્તિક આશ્ચર્ય પામી ગયો. પોતે જ્યાં આવવા માગતો હતો ત્યાં જ અકસ્માત્ આવી ચડ્યો હતો.

કાર્તિકને પૂછવાનું મન થઈ આવ્યું કે દામોદર મહા-અમાત્ય આવ્યા છે કે નહિ—પણ હજી પરિસ્થિતિની પૂરે-પૂરી જાણ વિના કાંઈ પણ ન બોલવામાં એણે ડહાપણ જોયું.

તે ઊઠીને ઊભો થયો: દાતણપાણી કરી સ્નાનસંધ્યા-દિમાં પડ્યો. પેલો વિદ્યાર્થી શિષ્ય સઘળો સમય એની પાસે જ હતો. પરવારીને શાંતિથી એ એક દર્ભાસન ઉપર બેઠો, એટલામાં કોઈનો મંજુલ સ્વર પાસે આવતો જણાયો:

* श्रुत्यर्थधर्मविमुखान् सुगतान् निहन्तुं
जातं गुहं भुवि भवन्तमहं नु जाने ।

મૃત્યુ સમયે કુમારિલભટ્ટને મળવા આવનાર ભગવાન શંકરની વાણી કાર્તિક સાંભળી રહ્યો. પોતાના ઉપર અનુ-કંપા કરનાર પેલી તરુણીને જ એણે ગાતાં ગાતાં આવતી જોઈ. તેણે પેલા શિષ્યને ધીમેથી પૂછ્યું: 'આ આવે છે—બહેન . . . ?'

'પંડિતરાજનાં પુત્રી છે—સરસ્વતી.'

એટલામાં સરસ્વતી પાસે આવી પહોંચી. કાર્તિકે એના તરફ વિનયથી બે હાથ જોડી માથું નમાવ્યું ને ઊઠવાનો પ્રયત્ન કર્યો.

'ઊઠતા નહિ, ઊઠતા નહિ, હું તો કહેવા આવી હતી

* કુમારિલભટ્ટે બૌદ્ધ ધર્મની અસર ટાળી એ વિષે ઉલ્લેખ છે એમ કહેવાય છે કે કુમારિલભટ્ટ ચિતાપ્રવેશ કરવાની તૈયા-રીમાં હતા, ત્યારે ભગવાન શંકરાચાર્ય એમને મળતાં તેમણે આ સ્તુતિ કરી હતી. ઐતિહાસિક દૃષ્ટિએ તો બન્ને વચ્ચે સો વરસનું અંતર છે.

ગોપાળકને કે તમારી જરૂરિયાતોને બરાબર સંભાળી લે—ત્યાં તો એ આંહીં જ છે. કેમ નિદ્રા તો સુખમય આવી હતી નાં? ઘા કળે છે ખરો હજી?'

અત્યારે કાર્તિકને જોતાં જ સરસ્વતીને લાગ્યું કે રાતે એણે કાંઈક અસત્ય જ કહ્યું લાગે છે. પણ એ કોણ છે—ખરી રીતે—એ પછી જાણી લેવાશે. અત્યારે તો એ અતિથિ હતો.

'જરાક કળે છે—પણ આ સ્થાનનું માધુર્ય રોગ-માત્રને હરી લે એવું છે! હવે અસુખ તો નથી. મારે તમારી ક્ષમા પણ માગવાની છે.'

'તમારા જેવા અમારે ત્યાં અતિથિ ક્યાંથી? ગોપાલક! સોમપતિ તૈલી ઘેર હોય—'

'સોમપતિ તૈલી?'

કાર્તિકને સાંભર્યું કે પોતે પણ પોતાનું નામ સોમપતિ આપ્યું હતું. એની ક્ષમાયાચના વિષે જ એ કહેવા જતો હતો.

'એ અમારા પાડોશી છે. ઘા રુઝવવાની વિદ્યાના નિષ્ણાત છે. જુઓને આ સામે દેખાય—આંહીંથી સપ્ત-ભૂમિકાપ્રાસાદ—એ જ એમનું ભવન...'

કાર્તિકને લાગ્યું કે પોતાની જાત ને વાત પ્રગટ કરવાની ઢીલ થશે તો હવે કદાચ કાંઈક ઓડનું ચોડ થઈ જશે. પછી તો પરિસ્થિતિ ગૂંચવાશે એવો એને ભય લાગ્યો. સરસ્વતીએ કહ્યું હતું તે દિશા તરફ તેણે નજર કરીઃ 'ત્યારે મને મહાઅમાત્યે કહ્યું હતું....'

'મહાઅમાત્ય?' સરસ્વતીએ આશ્ચર્યથી પૂછ્યું ને તેણે ગોપાળક જતો હતો તેને રોક્યો. 'ગોપાળક! પહેલાં

આપણી ચંદનશાળામાંથી સુગંધી ધૂપ લાવો ને !'

ગોપાળક ગયો કે તરત કાર્તિકસ્વામી બોલ્યો: ' તમને ખબર તો હશે, દેવી ! કે પાટણના મહાઅમાત્ય દામોદર મહેતા રાજદ્વારી કારણો માટે આંહીં આવી રહ્યા હતા !'

' પિતાજીએ કહેવરાવ્યું હતું ને તે આંહીં જ આવવાના હતા. એટલા માટે તો કુલચંદ્રજીનો અંતેવાસી ભેરુમલ્લ એક-બે વખત આંહીં ખબર કાઢવા પણ આવી ગયો !'

' એમ છે? ત્યારે તો . .'

કાર્તિક વિચાર કરી રહ્યો. પોતે પંડિતજીના આગ્રહે આવી રીતે આવ્યો તેથી વધારે ઘર્ષણનો સંભવ ઊભો થતો હતો: ' પણ, મહાઅમાત્ય હજી આંહીં આવ્યા નથી ?'

' ના; પણ તમે મહાઅમાત્યની વાત કરો છો એટલે તમે એમના પરિચયમાં હશો. તમારું નામ હું જાણતી નથી, એ મારા અજ્ઞાનની મને શરમ આવે છે !'

' અને મને વધારે શરમ આવે છે. રાતે મેં તમને અસત્ય કહ્યું હતું. હું મહાઅમાત્યની સાથે જ આવી રહ્યો હતો.'

' એમ ?'

' મારું નામ કાર્તિકસ્વામી !'

' હાં, હાં, પિતાજીએ કહ્યું હતું તે હવે સાંભર્યું. તમે તો પાટણના એક સુભટ રત્ન છો. તમારા આતિથ્યમાં અજ્ઞાનતાને લીધે અમે કાંઈ ભૂલ તો નથી કરી નાં ?'

કાર્તિક સરસ્વતીની મનોહર વાણી સાંભળી રહ્યો. સરસ્વતીનો આખો દેહ પુષ્પથી ઢંકાયો હોય તેમ એના કર્ણમાં, કંઠમાં, કેશમાં અને હાથમાં સુંદર પુષ્પોનાં આભૂષણો શોભી રહ્યાં હતાં. એ જ પુષ્પના પરિમલની બની હોય એવી

સરસ્વતીની વાણી, જેને સંસ્કારિતાની પરાકાષ્ઠા ગણીએ એટલી ચારુ હતી.

કાર્તિકે પોતાની પરિસ્થિતિનો, પંડિતની વાટિકાનો, આ સંસ્કારી તરુણીને સહન કરવા પડે એવા ઘર્ષણનો, કુલચંદ્રની કડક નીતિનો, અને દામોદર હજી આવ્યો ન હતો— એ સૌનો એક ઘડીમાં ખ્યાલ કરી લીધો. તે બોલ્યોઃ 'બહેન! આપણે થોડી વાત કરી લઇએ તો કાંઈક પરિસ્થિતિની સમજ પડે. મહાઅમાત્યજી હજી આવ્યા નથી— એ મારી ચિંતાનો વિષય છે—'

એટલામાં એક શિષ્ય ત્યાંથી પસાર થતો હતો તે બોલ્યો 'મહાઅમાત્ય તો આવ્યા છે—સુભટ્ટરાજ!'

'આવ્યા છે?' સરસ્વતી ને કાર્તિક બન્ને ઉત્સાહથી બોલી ઊઠયાં. 'કયાં છે?' સરસ્વતીએ પૂછ્યું.

'ત્યાં રાજભવન પાસે અતિથિગૃહમાં એમનો ઉતારો કર્યો. આપણા બ્રહ્મચારી શિવાલયમાં ગયા હતા તેમણે એ નજરોનજર જોયું. હમણાં જ એમણે સમાચાર આપ્યા.'

કાર્તિક હવે શું કરવું તેનો વિચાર કરી રહ્યો. દામોદર રાજભવનનો અતિથિ હતો. ત્યાં હવે આવી સ્થિતિમાં જવામાં અત્યારે એને માટે જોખમ રહ્યું હતું.

ગોપાલક સુગંધી ધૂપ લાવીને ઊભો હતોઃ 'દેવી! તૈલીને બોલાવવા છે?'

'અરે! ના રે, ગોપાલક! આપણા અતિથિને ઘણું સારું છે. તમતારે અભ્યાસ કરો' ગોપાલક નમીને ગયો.

કાંઈક રસ્તો શોધી કાઢવાના ઉદ્દેશથી કાર્તિકે સરસ્વતી સાથે આડીઅવળી વાતો શરૂ કરી.

## ૧૧ સરસ્વતીના મનોરથ

'તમે, બહેન ! ગુજરાતનાં છો એ અમારા સુભાગ્યની વાત છે,' કાર્તિક બોલ્યો.

'ગુજરાતના હોવાનું ગૌરવ તો મને છે, સુભટ્ટરાજ ! પણ અવંતીએ મને અમૃત આપ્યું છે. મારો દેહ ગુજરાતનો, પણ મારો પ્રાણ તો માળવાનો. રાજદ્વારી વિષય મને પ્રિય નથી, અપ્રિય પણ નથી. આતિથ્યધર્મ એ જ અમારી ચિરંતન સમૃદ્ધિ. બોલો, હવે તમે જે કહેવું હોય તે સુખેથી કહો.'

સરસ્વતીએ ત્રણચાર વાક્યોમાં જ પોતાની પરિસ્થિતિની ચોખવટ કરી દીધી હતી. કાર્તિકને એમાં રહેલી વિનમ્રતા ને દૃઢતા બન્ને આકર્ષક લાગ્યાં. પણ તે વિચારમાં પડી ગયો. કુલચંદ્રે પોતાને વિષે તપાસ તો કરી જ હશે, અથવા તે કરતો હશે. રાજરહસ્ય જાણનારની આ શોધખોળ પણ ઘણી ચીવટથી થતી હશે. દામોદર તો ત્યાં રાજભવનમાં રહ્યા—એટલે હવે એની પાસે જવામાં પૂરું જોખમ હતું. મુંજસાગરની પેલી હોડીમાં રાજકુમારીને લઈ જનાર પોતે હતો—એ દોષારોપણ જો આવે, તો અત્યારે તેનો બચાવ કરવો પણ મુશ્કેલ હતો. એટલી નાની વાત ઉપર તો દામો-

દરનું સાંધિવિગ્રહકનું પદ પણ જોખમાઈ જવાની ધાસ્તી હતી. એની ગણના ગુપ્તચરમાં થઈ જાય ને ગુપ્તચર માટે દેશમાં કોઈ સ્થાન ન હોય. એટલે હવે પોતે શું કરવું—અને કુલચંદ્ર તથા આ પંડિતકુમારીના ઘર્ષણને કારણ આપ્યા વિના શી રીતે આંહીંથી ખસી જવું—એ એક મોટો કોયડો થઈ પડ્યો. હરકોઈ પળે ભેરુમલ્લ આવી પહોંચવાનો ભય તો હતો. સરસ્વતીએ જ કહ્યું હતું કે મહાઅમાત્ય આંહીં આવવાના છે એટલે ભેરુમલ્લ બેત્રણ વખત તપાસ અર્થે આવી પણ ગયો હતો. એણે આંહીંથી નાસી છૂટવાની બારી શોધવા માંડી. તે બોલ્યો:

'તમને આ રાજખટપટમાં રસ ન હોય—એ તો દેખીતી વાત છે, આ વાતાવરણથી હું પોતે મુગ્ધ થઈ ગયો છું ને!'

'ખરેખર?'

'ત્યારે નહિ? મને એમ થાય છે કે આંહીં પંડિતજીનો શિષ્ય બનીને હું રહી જાઉં!'

'તો તો પંડિતજીના ભોગ મળે નાં?'

'કેમ?'

'એક શિષ્ય છે કુલચંદ્રજીએ મોકલેલો. બીજો આવે મહાઅમાત્યનો મોકલેલો. એટલે કાલિદાસ ને ધનપાલ ને ધનંજય—અમારી એ અનોખી સૃષ્ટિનો વિનિપાત જ થાય નાં? તમને સુભટ્ટરાજ! શું ખરેખર યુદ્ધમાં રસ આવે છે?'

સરસ્વતી એવા નિર્દોષ ભાવથી બોલી હતી કે કાંતિકને એના અવાજનો રણકો યાદ રહી ગયો.

'મને? યુદ્ધમાં રસ?'

'ત્યારે શું ના કહો છો ? તો તો હું તમને 'તિલક-મંજરી'ના કોઈ સરોવરને કિનારે લઈ જાઉં !'

સરોવર શબ્દે કાર્તિકને પોતાના ભવિષ્યનો ખ્યાલ પાછો આપી દીધો.

'મારું જીવન યુદ્ધ વડે ઘડાયું છે અને યુદ્ધમાં જ ગયું છે એ ખરું, પણ ઘણી વખત બ્રાહ્મણજીવનના અત્યંત શાંત વાતાવરણની મોહિની મને નથી લાગતી એમ નથી. આજે જ હું વિચાર કરી રહ્યો હતો કે ક્યાં હું સોમનાથનો બ્રાહ્મણશ્રેષ્ઠ અને ક્યાં આ મારું જીવન ?'

સરસ્વતીને કાર્તિકના શબ્દોથી આનંદ થયો. 'હું તો તમને એમ કહું, કાર્તિક ! કે કોઈ ઝાડની શાંત શીતળ છાયા નીચે બેસીને કાવ્યનો રસ માણવો એના કરતાં રાજસભામાં બેસવું તમને—બ્રાહ્મણને—વધારે ઉત્તમ લાગે છે એમ ?'

'ઉત્તમ ન લાગે, પણ એ અનિવાર્ય થઈ રહે છે.'

'કારણ કે યુદ્ધને, યોદ્ધાને, રાજખટપટને એટલું બધું મહત્ત્વ આપવામાં આવે છે !'

કાર્તિકસ્વામી જ્ઞાનગોષ્ઠિમાં ખેંચાતો ગયો. પણ એનું ધ્યાન તો આંહીંથી શી રીતે વહેલી તકે સટકી જવું—ને સટકીને ક્યાં જવું એની શોધમાં હતું. ભોજનનો સમય થયો એટલે સરસ્વતીએ એને પોતે જાતે પીરસીને જમાડ્યો.

બપોર પછી કાર્તિકસ્વામી પુષ્પવાટિકામાં જઈને જરા બેઠો. થોડી વારમાં સરસ્વતી પણ ત્યાં આવી.

એક દર્ભાસન ઉપર બેસીને એણે પોતાની પુષ્પમાળા ગૂંથવી શરૂ કરી. એને આવેલ દેખી, એક બાજુથી કૂદતો કૂદતો આવીને એનો નૃત્યમયૂર ત્યાં બેસી ગયો. હરણનું

બચ્ચું આવીને એના શરીર સાથે ખંજવાળવા લાગ્યું, અને માતૃવાત્સલ્ય પામવાથી આનંદમગ્ન હોય તેમ એના ખોળામાં માથું નાખીને શાંત બેઠું. કાર્તિક જોઈ રહ્યો.

'તમને થતું હશે આ કેવી રમત છે—જેમાં યશ ન મળે, અને પ્રતિષ્ઠા પણ ન મળે, કેમ? નિર્જીવ કાં?'

સરસ્વતીએ જરાક હસીને કાર્તિક સામે જોયું. કાર્તિકને પદ્મશ્રી સાંભરી. એ તરુણી જુદા જ ખવાસની હતી. આ સરસ્વતીની વાત વળી તદ્દન જુદા પ્રકારની હતી.

'તમે, કાર્તિકસ્વામી! મહાઅમાત્ય સાથે આવ્યા છો કે જેથી પાટણની મહત્તા વધે ને માળવાની ઘટે! કુલચંદ્ર આંહીં પરિશ્રમ કરે છે કે માળવા વધે ને પાટણ ઘટે! કર્ણાટ, ચેદિ સૌ એ જ રમતમાં પડ્યાં છે. તમારી એ રમતને મુકાબલે પણ મારી આ રમત વધારે સારી નહિ?'

કાર્તિક ચમકી ગયો. સરસ્વતી એના કાર્યને સારી રીતે જાણતી હતી. માત્ર એ વિષયને ઉખેળવાની એની ઇચ્છા ન હતી. સરસ્વતીના પ્રસન્ન, શાંત, અને મધુરતાભર્યા અવાજમાં પણ ગજબનું આકર્ષણ હતું. કાર્તિકને લાગ્યું કે આ તરુણીમાં શસ્ત્રસંન્યાસ કરાવવાનું સામર્થ્ય છે.

'પણ દેશ-વિદેશ વર્ષોથી આ ચાલ્યું આવે છે. એમ જ એ નહિ ચાલે? પરાક્રમ વિના પુરુષજીવનની કિમ્મત શી છે,?'

'પરાક્રમ વિષેનો તમારો ખ્યાલ શો છે? કુલચંદ્ર સાધુ હતા. પોતાની એક અનોખી રસસૃષ્ટિ ધરાવતા હતા. કોઈ વસ્તુમાં એમને આકર્ષવાનું બળ ન હોતું, અને એ નિજાનંદમાં મગ્ન હતા. એ કુલચંદ્ર મહાન—કે આજના કુલચંદ્ર

મહાન ? આજે એમણે એવી ભયંકર ગજસેના તૈયાર કરી હશે કે કોઈ એમની સામે યુદ્ધમાં ટકી ન શકે. પણ એ કુલચંદ્રમાં મહાન કોણ? પોતાને જીતનાર સાધુ કુલચંદ્ર ? કે સૌથી શ્રેષ્ઠ સંગ્રામ કરનાર સેનાપતિ કુલચંદ્ર ? તમે સોમનાથ ભગવાનને ચરણે જલ ધરતા, સમુદ્રસ્નાન કરતા, મનોહારી ગીર્વાણ-ભાષામાં શંકરસ્તુતિ વડે મંદિરનો ઘુમ્મટ ગજવતા, દીપમાળા પ્રગટાવતા, ઘેરા શંખનાદે આકાશ જગવતા, એક નાની ચટાઈ મળતાં મોટા પ્રાસાદોનો વૈભવ તુચ્છ માનતા—તમે ત્યારે મહાન હતા કે આજે ? આજે તમે મહાઅમાત્ય પછીનું ગૌરવભર્યું સ્થાન મેળવ્યું છે એ ખરું. પણ જે શાંતિ તે સમુદ્રકિનારે તમને મળી હતી તે હવે તમારી રહી છે ખરી ?'

'તમે પ્રશાંત જીવનનો મહિમા સારો ગાઈ શકો છો !' કાર્તિક બોલ્યો.

'બસ, એટલું જ ? ત્યારે તો પ્રશાંત જીવનનો મહિમા ગાવા માટે છે—અને ગાળવા માટે નથી, એમ તમારું માનવું છે ?'

'એવું જીવન તમને રુચે એમ લાગે છે !'

'ને તમને ?'

'મને પણ તમારું આ જીવન રુચે છે. અત્યંત પ્રશાંત ..'

'હજી આ જીવન પ્રશાંત નથી ! કાર્તિકસ્વામી !' અત્યારે કદાચ એ જીવનનો મહિમા સમજવા જેટલી અવંતી નગરી મહાન રહી પણ નથી. પણ કોઈ સુંદર શાંત ઝરણને કિનારે, આર્યાવર્તના ઋષિમુનિ જેવું જીવન ગાળતા એવા રસિક જીવનની હું વાત કરું છું. જેને વિદ્યાનું

અમૃત મળ્યું હોય—એને બીજા જીવનનો મોહ હોય ખરો ? હું એવા પ્રશાંત જીવનની વાત કરું છું—મહાકાલેશ્વર ભગવાન અને માતા જગતધરિત્રી ઉમા જે જીવન દર્શાવે છે તે.'

'આ તો કલ્પના જ હશે નાં, બહેન !'

'એકની કલ્પના તે બીજાનું સત્ય પણ હોય. એ તો યાજ્ઞવલ્ક્ય ને મૈત્રેયી ઉપર આધાર છે ! પણ રહો—આપણે બહુ જ ગગનાંગણમાં ચાલ્યાં ગયાં. એ પ્રતાપ તો આ ભૂમિનો છે,' સરસ્વતી હસી પડી. 'જોજો, કાર્તિકજી ! આ ભૂમિને જીતતાં તમે પોતે જ જિતાઈ જાઓ નહિ હો !'

'મને ભય તો લાગ્યો છે !'

'હજી ભય છે—કે આકર્ષણ પણ થયું છે ?'

'હજી તો ભય છે !'

'થયું ત્યારે. હજી તમારે વધારે પવન લેવો પડશે.'

'હવે જુઓ, આપણી અત્યારની વાત કરીએ. તમારી કાલ રાતની વાતની જાણ તો થઈ ગઈ હશે જ. કુલચંદ્રજી તમને શોધતા આવશે. અમારો આતિથ્યધર્મ આ બાબતમાં સ્પષ્ટ છે.'

'કુલચંદ્રજી આવશે ખરા ? એટલી બધી ઝીણવટભરી તપાસ કરશે ?'

'ચોક્કસ. એમની એ કડક નીતિ જાણીતી છે.'

'ત્યારે એને હાથ જવું અત્યારે પોસાય તેમ નથી.'

'હાથ તો શી રીતે જશો ? એમ તો હજી પંડિતરાજ ઉવટનું આતિથ્ય જીવે છે. દંડાધીશ તો શું અવંતીપતિ પોતે પણ આ વિદ્યાધામમાંથી કોઈને લઈ ન શકે.'

'પણ એમની રાજનીતિ—'

'તે મહારાજને કહી શકે છે. મહારાજ આનો ન્યાય આપી શકે છે. એમને તમારા વિષે તપાસ કરવી હશે અને અમને સાચવવાનું કહેશે તો અમે તમને સાચવીશું. પણ સોંપીશું તો નહિ જ.'

'પંડિતરાજ ઉત્કટ ઉપર તો મહાઅમાત્યે મદાર બાંધ્યો છે.'

'જુઓ, સુભદ્રરાજ! હું તમને એક વાત સ્પષ્ટ કરું. તમે અમારા અતિથિ. અમે અતિથિને સોંપીશું નહિ, પરિણામ ભલે ગમે તે આવે. તમારે નિર્ભયતાથી આંહીં રહેવું—પછીની વાત પછી.'

'બરાબર,' કાર્તિક બોલ્યો. પણ એ ઊંડા વિચારમાં પડી ગયો હતો.

સરસ્વતી પોતાની માળા પૂરી કરીને બેઠી થઈ: 'હું હમણાં આવું—જરાક ગોપાલકને કહી દઉં—પિતાજી કદાચ આજકાલ આવે!'

'આવવાના છે?'

'સમાચાર છે.'

## ૧૨. અંતે રસ્તો શોધ્યો

કાર્તિક સરસ્વતીની દૃઢતા જોઈને આશ્ચર્ય પામ્યો હતો. તે કુલચંદ્રને પણ ગણકારતી ન હોય તેમ કેવળ અતિથિધર્મની વાત કરી રહી હતી. એની ગણના પ્રમાણે તો કુલચંદ્ર એના અતિથિને લઈ શકે નહિ—પછી એ ધારાનગરીનો દંડાધીશ હોય કે ગમે તે હોયઃ પણ આતિથ્ય-ધર્મની એ ભાવના કુલચંદ્ર કેટલે અંશે માન્ય રાખે એ સવાલ હતો. પણ એથી વધુ તો પોતાને આંહીં સપડાઈ રહેવું પડે—ને મહાઅમાત્ય દામોદરના એક સાથીના કૃત્યને ગુપ્તચર જેવું ગણાવી એમને આંહીં નીચું જોવરાવવાની કુલચંદ્રને તક મળી જાય—એ ખ્યાલ જ કાર્તિકને વ્યાકુળ બનાવનારો હતો. એટલે તેણે તો ગમે તે જોખમે પણ આ સ્થાન તત્કાલ તજી જવાનો નિશ્ચય કરી લીધો. તેણે થોડી વાર પછી ગોપાલકને બોલાવ્યોઃ ‘આપણે શિવમંદિરમાં દર્શન કરી આવીએ!’ એણે તો અટકે અનુમાન કર્યું હતું કે ફરતાં ફરતાં કાંઈક યુક્તિ મળી આવશે.

‘હા, ચાલોને, સુભદ્રરાજ! મંદિર છે જોવા જેવું!’

‘કોણે પંડિતરાજે બંધાવેલું કે?’

'ના, એનો તો ઇતિહાસ છે—'

બન્ને જણા બહાર નીકળ્યા. ફરતા ફરતા શિવાલય તરફ ગયા.

'તમે કહ્યું, આનો ઇતિહાસ છે?' કાર્તિકે અધૂરી વાતનો દોર ઉપાડી લીધો.

'હા. આ જમીન—વાટિકા સઘળું મૂળ તો સોમપતિ તૈલીના પિતાનું. એને પંડિતરાજ ઉપર અચલ શ્રદ્ધા. અનુષ્ઠાનના બદલામાં એણે આ ભૂમિદાન આપવા માંડ્યું. પંડિતરાજે ના પાડી. એણે આગ્રહ કર્યો, પણ ઉત્કટ પંડિત ચળ્યા નહિ. છેવટે એણે તિલમોદકમાં ગુપ્તદાન આપીને આ સઘળું પંડિતને ચરણે ધર્યું. ત્યારથી આ વાટિકા એક વિદ્યાધામ જેવી બની ગઈ છે. બહેન એની પ્રતિષ્ઠાની લેશ પણ હાનિ થવા દે તેમ નથી, ને સહન પણ કરે તેમ નથી. તમે જોયું નાં એમનું આતિથ્ય.? હમણાં હમણાંમાં જરાક કુલચંદ્રજીની કડક રાજનીતિને લીધે પંડિતરાજને ક્યારેક ઘર્ષણના પ્રસંગો આવે છે—બાકી એમનું રાજમાં માન છે. ને પોતે પણ મોટા ચમરબંધીની પણ પરવા કર્યા વિના કેવળ યજ્ઞદેવતાની ને વિદ્યાદેવીને ઉપાસના કર્યા કરે છે.

'કુલચંદ્રજી સાથેનું ઘર્ષણ—એ તો રાજકારણને લીધે હશે.'

'હાસ્તો.'

બન્ને શિવમંદિરમાં આવી પહોંચ્યા હતા. જુવાન ગોપાલક જરા વાતો કરવાનો ઉત્સાહી હતો. તેણે પોતાના અતિથિના મનોરંજનાર્થે ચારે તરફ ફરતાં ફરતાં જગ્યા બતાવવા માંડી: 'આંહીં સવારમાં પંખીઓ કલરવ કરે છે.

પેલું દેખાય—એ અમારા ચિત્રગુપ્ત મયૂરનું પ્રિયસ્થાન છે. આ બાજુ ચંદ્રલાંછન બેસે છે '

' ચંદ્રલાંછન ? '

' અમારું હરણ. એને જોઈને કુમારી સરસ્વતી ઘેલાં થાય છે, ત્યારે અમે એને શકુંતલા કહીએ છીએ. ને પંડિતરાજને કુલપતિ ગણીએ છીએ. માત્ર આ આશ્રમમાં હજી કોઈ દુષ્યંત આવ્યો નથી. '

' એ પણ આવશે. '

' આવશે તો ક્યાંથી ? વિદ્યાની જ એકાંતિક ઉપાસના ન સ્વીકારે એવા બ્રાહ્મણને તો એ તુચ્છ માને છે. દેશકાલ તો ફરતો આવે છે—સુભદ્રરાજ ! આજે તો લક્ષ્મી માટે સૌ સરસ્વતીભક્ત થાય છે. એમાં એકચિંતનતાને વરનારી નારી વખતે કન્યાના કંકણની પેઠે એકલી જ રહે ! '

' શિવમંદિર છે તો સરસ ! ' કાર્તિક ઝીણી દૃષ્ટિથી હરેક હરેક જગ્યાને જોઈ રહ્યો હતો.

' શું જુઓ છો ? '

' પ્રાચીન સ્થળ લાગે છે. ઘણી વખત એમાં ભોંયરાં હોય છે ! '

' આમાં પણ છે ! '

' શું ? ખરેખર ? '

' ત્યારે ખોટું માનો છો ? ચાલો બતાવું—'

' આપણે શું કરવું છે જોઈને—હશે ક્યાંક, મંદિરના ગર્ભભાગમાં. '

' ચાલો તો ખરા—'

' ના—ના, હવે જવા દો ને, આપણે શું કામ છે.? '

કાર્તિકને મનમાં તો બહુ જ આનંદ થયો હતો. તેને લાગ્યું કે કાંઈક નવીન મળશે. પણ તે આગ્રહથી ખેંચાતો હોય તેમ ગોપાળકની પાછળ ચાલ્યો. ગોપાળક અંદર જઈ એક ખૂણા ઉપર પહોંચી, એક પથ્થર ઉપર ઊભો રહ્યોઃ જુઓ આ—'

કાર્તિક ન માનતો હોય તેમ ત્યાં ગયો. 'લાગતું નથી!' તે બોલ્યો.

'તમે નહિ માનો?' ગોપાળકે ઉત્સાહમાં પથ્થરમાં જડેલી એક લોઢાની કડી ઊંચકી—નીચેનો પથ્થર ઊંચકાઈ આવ્યો—અંદર નાની નાની પગથીની પંક્તિ દેખાતી હતી.

'આ તો આટલામાં પૂરું થતું લાગે છે. મેં તો બહુ મોટાં જોયાં છે,' કાર્તિકે અંદર દૃષ્ટિ કરી અને એક પગથી ઊતરતાં કહ્યું.

'જોજો, સંભાળજો હો. તમે કહ્યું આટલામાં પૂરું થાય છે? આંહીં આવો—આ ગોખલામાંથી બહાર દૃષ્ટિ કરો. ત્યાં સામે શું દેખાય છે!'

'પેલો સપ્તભૂમિકાપ્રાસાદ—'

'સોમપતિ તૈલીનો છે. એના ફળીમાં આ બાજુ પેલું શિવાલય રહ્યું. તે જોયું?'

'હા.'

'ત્યારે આ ત્યાં નીકળે છે! ને તમે કહો છો આટલામાં પૂરું થાતું હશે!'

'ખરેખર?'

'હા, હા! ત્યારે ગપ છે? સોમપતિ તૈલીના શિવાલય પાસેના અતિથિગૃહમાં જ આનું મોં પડે છે!'

'એ તો ત્યાં બંધ હોય એટલે સારું, નહિતર કોઈ ત્યાંથી આંહીં છાનો ચોરી કરવા આવી ચડે!'

'બંધ શાનું હોય? જેવું આ છે તેવું એ. મહારાજ ભોજના રાજમાં એવો કોનો ભય રહ્યો છે? અતિથિગૃહ ઘણું-ખરું બંધ હોય—એ ખંડ વપરાતો નથી—એટલે થયું.'

'ભોજનનો સમય થયો લાગે છે. કોઈએ તમને બોલાવ્યા!'

'હા, હા, ચાલો ત્યારે.'

ગોપાલકની પાછળ ચાલતો ચાલતો કાર્તિક શિવાલય ને સોમપતિ તૈલીના ભવનને બરાબર જોઈ રહ્યો હતો.

## ૧૩. પંડિતની પુત્રી

કાર્તિકે હવે એક વાતનો મનમાં નિશ્ચય કરી લીધો. ગમે તે થાય પણ સરસ્વતીને અપમાનભરેલી સ્થિતિ સહન કરવી પડે એ પરિસ્થિતિ આવવા જ દેવી નહિ. એમાં પોતાના કાર્યની પણ સિદ્ધિ હતી. એટલે એ અંધારું થવાની રાહ જોતો શાંત બેઠો રહ્યો.

સંધ્યા આવી ને દીપકનો પ્રકાશ થયો. સૌ સૌના કામમાં પડ્યા હતા. કાર્તિકનું ધ્યાન બહાર કોઈએ દ્વાર ખખડાવ્યું એ ઉપર ગયું. તે એકદમ સાવધ થઈ ગયો.

'એ તો હું . . હું ફૂલચંદ્ર! દ્વાર ઉઘાડ. કોણ સુબંધુ છે?' બહારથી અવાજ આવ્યો. કાર્તિકે એ પકડી લીધો.

દ્વાર હજી બંધ હતું. ગોપાલક તે ઉઘાડવા ઊભો હતો. સરસ્વતીએ દ્વાર ઉઘાડવાની નિશાની કરી તે કાર્તિકે જોઈ. તે એકદમ શાંતિથી પોતાના ખંડનું દ્વાર બંધ જેવું કરી પાછળની ઓસરીમાં થઈ, વાટિકામાં સરકી ગયો. ઝપાટા-બંધ શિવાલય પાસે પહોંચી ગયો. તેણે ચારે તરફ નજર કરી. શિષ્યો સૌ પોતપોતાની પર્ણકુટીમાં દીપક જલાવીને

વેદની ધૂનમાં પડ્યા હતા.

તે ઝડપથી શિવાલયમાં પેસી ગયો. પેલો પથ્થર ઊંચકતા પહેલાં બહાર એક દૃષ્ટિ કરી. વાટિકામાં કોઈ અજાણ્યા આદમીને બહારની ભીંત ઉપર ચડીને ઠેકડો મારી અંદર પ્રવેશ કરતો એણે જોયો. કુલચંદ્રનો મોકલેલો કોઈ સૈનિક હશે—એ અનુમાન દૃઢ થતાં, તેણે પેલો પથ્થર ઊંચક્યો, પગથી પર પગ મૂક્યો, નીચે ઊતર્યો, પથ્થર પાછો બરાબર ગોઠવી દીધો, અને સપાટાબંધ અંદર ને અંદર ઊતરવા લાગ્યો. એ થોડી વાર ભોંયરામાં ઊભો રહ્યો. પછી કાંઈક વિચાર આવતાં તે આગળ વધ્યો.

કુલચંદ્ર અંદર આવ્યો. એની સાથે આવેલો રણેન્દ્ર પાછળના ભાગમાંથી અંદર વાટિકામાં પ્રવેશ્યો હતો. પળ બે પળ જો કાર્તિકે ઢીલ કરી હોત—કે મોડો નિશ્ચય કર્યો હોત તો એને રણેન્દ્રનો ભેટો થઈ જાત. કુલચંદ્રે પોતાની સામે કોઈ બ્રહ્મચારી વિદ્યાર્થીને ઊભેલો જોયો: 'સુબંધુ—સુબંધુ આંહી નથી?'

'પ્રભુ! એ તો ઉજ્જયિની છે!'

'પંડિતરાજ અનુષ્ઠાનમાં બેઠા હશે. મારા આવવાની ખબર એમને થઈ શકે?'

'જી, પ્રભુ! પંડિતરાજ પણ ઉજ્જયિની છે. આજ-કાલમાં આવવાના છે!'

'એમ?—ત્યારે આંહીં – આંહીં તો...' કુલચંદ્ર અજાણ્યાપણાનો ડોળ કરી રહ્યો. સામે ઊભેલો વેદવેદાંગમાં તલ્લીન બ્રહ્મચારી એના ડોળને સમજવાની તસ્દી લે તેમ હતો નહિ. તેણે ઝટ લઈને ઉત્તર આપ્યો: 'આંહીં—

આંહીં તો કુમારી સરસ્વતીદેવી આતિથ્યનો ભાર વહે છે. એમને ખબર કરું ?'

'એમ—? સરસ્વતીદેવી આંહીં છે ? ચાલોને, હું આવું. ઘણા દિવસથી દર્શન થયાં નથી. પોતે સંધ્યા . .'

'પરવારી ગયાં છે.'

'ચાલો ત્યારે હું આવું. તમે આગળ થાઓ.'

ગોપાલક આગળ થયો. કુલચંદ્ર એની પાછળ પાછળ ચાલ્યો. કુલચંદ્રે સહજ પૂછતો હોય તેમ પૂછ્યું: 'કેટલાક વિદ્યાર્થી છે ?'

'છે દસબાર.'

'તમે ક્યાંના—વાગડના છો ?'

'જી, હા, પ્રભુ !'

'ઉચ્ચાર ઉપરથી લાગ્યું હતું. કોઈ આવ્યા છે નવા અતિથિ ?'

પ્રશ્ન એટલો સ્વાભાવિક હતો કે ગોપાલક પ્રત્યુત્તર આપવા જતો હતો ત્યાં એને કાંઈક સાંભર્યું ને એ જરાક અચકાયો.

'કેમ અચકાયા ?'

'જી ! અતિથિગૃહ દેવી સંભાળે છે !'

એટલામાં દ્વાર ઉપરનો અવાજ સાંભળીને સરસ્વતી પોતે જ ઓશરીમાં આવીને ઊભી હતી. એક ખૂણામાં બળતા દીપકના પ્રકાશથી એનું મોં તેજમાં નાહી રહ્યું હતું. 'કોણ છે, ગોપાલક ?' એણે પૂછ્યું.

'એ તો હું . .' કુલચંદ્ર નામ આપ્યા વિના સાવચેતીથી આગળ વધ્યો. સરસ્વતીની એના ઉપર દૃષ્ટિ પડી:

'અરે !—ઓ . . હો . . દંડાધીશજી ! તમે છો ? આવો, આવો, ગોપાલક ! ત્યાં આસન બિછાવ.'

'કાંઈ નહિ, બહેન ! હું તો આંહીંથી જ પાછો જઈશ. આંહીં આવ્યો હતો ત્યારે કીધું, પંડિતજીનાં દર્શન કરતો જાઉં !'

'પિતાજી તો ઉજ્જયિની છે !'

'એ સમાચાર મળ્યા—ઠીક સાંભર્યું લ્યો—ઉજ્જયિનીનું નામ આવ્યું એટલે મને સાંભર્યું—તમે કાલે રાત્રે રાજકુમારીને મળવા ગયાં હતાં એ સાચું ?'

સરસ્વતી આ પ્રશ્ન માટે તૈયાર હોય તેમ લાગ્યું. 'હા,' તેણે તુરત જવાબ વાળ્યો: 'પણ આવોને અંદર— ત્યાં આસન બિછાવ્યું છે !' કુલચંદ્રને અંદર આવવાનું આમંત્રણ આપી તે આગળ ચાલી.

કુલચંદ્રે અંદર પ્રવેશ કર્યો. એક બાજુ બિછાવેલ દર્ભાસન ઉપર તે બેસી ગયો.

સરસ્વતી સામે બેઠી. પંડિતનું ઘર એકદમ સાદું હતું. એમાં ત્રણ જ ખંડ હતા. કુલચંદ્ર પોતે બેઠો હતો તે એક. બીજા ખંડમાંથી કોઈ ઉચ્ચ કક્ષાના વિદ્યાર્થીનો વેદની ધૂન મચાવતો અવાજ સંભળાતો હતો. ત્રીજો એની સામેનો ખંડ બંધ હતો—તેમાં જ પેલો માણસ હશે એ વિષે કુલચંદ્રને શંકા ન રહી. આ બાજુ જેવી ઓશરી હતી તેવી જ પાછળ પણ ઓશરી હતી. વાટિકામાં તો રણેન્દ્ર આવીને ઊભો રહી ગયો હશે. એટલે એ આ ખંડમાં હોય તો તો હાથવેંતમાં જ છે. કુલચંદ્રને વખત ગુમાવવો ઠીક લાગ્યો નહિ.

'પેલો માણસ ક્યાં આંહીં—સામેના ખંડમાં છે ?' કુલચંદ્રે સીધો જ પ્રશ્ન મૂક્યો.

'કયો માણસ ? ગોપાલક ! તમે ત્યાં અભ્યાસખંડમાં જાઓ,' સરસ્વતી વિદ્યાર્થીને મોકલી દઈને નિશ્ચિંત બની.

ગોપાલક ઊઠયો. ઊઠતાં ઊઠતાં તેણે આડી નજરે જાળિયામાંથી કાર્તિકના ખંડમાં જોયું. અરે ! તે ચોંકી ઊઠયો. કાર્તિક ત્યાં હતો નહિ. બહાર દૃષ્ટિ કરી તો રણેન્દ્રને ફરતો જોયો. તે મૂંગો મૂંગો ચાલ્યો ગયો.

'જે સાગરકાંઠે ઘાયલ થયો હતો અને જેને અનુકંપાથી તમે કાલે રાત્રે તમારે ત્યાં લાવ્યા હતા તે,' કુલચંદ્રે સ્પષ્ટ રીતે કહ્યું.

સાદી, શાંત, નિર્દોષ જણાતી સરસ્વતીના ચહેરા ઉપરથી તેજસ્વિતાની એક આછી રેખા પસાર થઈ ગઈ. કુલચંદ્રે એ જોઈ. એને લાગ્યું કે જરા કડક થવું પડશે.

'આંહીં કોઈ માણસ આવ્યો નથી—કુલચંદ્રજી ! તમને કોણે કહ્યું ?' સરસ્વતીએ અસત્ય અને આતિથ્યધર્મ એ એની વચ્ચેનો નિર્ણય ક્ષણમાં કરી લીધો. હું અતિથિને સોંપવાની નથી—થાય જે થવું હોય તે—એવો દૃઢ નિશ્ચય કરીને એ બોલી ગઈ.

'રાજકર્મચારીઓ અસત્ય બોલે છે, એમ સાંભળ્યું હતું. પંડિતો પણ અસત્ય બોલે છે એ આજે જાણ્યું.'

'અસત્ય છે એમ શા આધારે કહો છો ?' પોતે અસત્યને શી રીતે ટકાવી શકશે એનો વિચાર કર્યા વિના જ સરસ્વતી બોલી ગઈ.

'એ તરફ તમારા સિવાય બીજું કોઈ ગયું જ નથી.

તમારા સિવાય કોઈ જઈ શકે તેમ પણ ન હતું. એના ઘાયલ થયાની—અને તમારા આવ્યાની વચ્ચે એટલો થોડો સમય હતો કે એ આંહીં જ આવે. પણ રહો—તમે કહો છો આંહીં કોઈ નથી. એમ ?'

'હા, કોઈ નથી. કેમ ?' સરસ્વતીએ સામે પ્રશ્ન કર્યો.

'જુઓ, બહેન ! તમે પંડિતનાં પુત્રી છો. રાજનીતિજ્ઞ છો. સમજુ છો. વિદ્વાન છો—જે માણસને તમે અનુકંપાથી પ્રેરાઈને સાચવ્યો છે તે—આંહીંથી છટકે તો મોટો અનર્થ થાય તેમ છે. તમે એને બતાવો—બહુ ઘાયલ હશે તો અમે સારવાર કરીશું !'

'કુલચંદ્રજી ! મેં જવાબ આપી દીધો. આંહીં કોઈ નથી !'

'ને હોય તો—?'

'હોય તો—? તો આતિથ્યધર્મને વરેલા પંડિતના ઘરમાંથી એને તમે હાથ કરી શકશો, એમ માનો છો ? તમે યુદ્ધો કર્યાં હશે, સેનાપતિજી ! પણ તમને ધર્મના તત્ત્વની શી ખબર પડે ? જેવો યુદ્ધનો ધર્મ છે—એવો ગૃહસ્થનો પણ ધર્મ છે. હોય તોપણ તમે હાથ ન કરી શકો. પણ જ્યાં ન હોય ત્યાં એ પ્રશ્ન જ ક્યાં રહે ?'

'અસત્ય બોલવું એ ધર્મ છે—એ આજે નવી ખબર પડી—પણ જવા દો—આ સામેનો ખંડ ઉઘાડો,' કુલચંદ્રે બેઠાં બેઠાં અંગુલિનિર્દેશ કર્યો.

સરસ્વતી એકદમ ઊઠીને ઊભા થઈ. તે ખંડ ઉઘાડવાને બદલે એની આડે ઊભા રહી. કુલચંદ્રની શંકા દૃઢ થઈ. તે આગળ વધ્યો. વિદ્યાર્થીઓ પણ પેલી બાજુથી

હવે આવતા હતા. સરસ્વતીએ તેમને જોયા, અને એક આજ્ઞાદર્શક નજર કરીઃ 'યુદ્ધો થાય ત્યારે પણ પાણિની તો વ્યાકરણ રચે એ કથા તમે સાંભળી નથી, ગોપાલક!' શિષ્યો સૌ ચુપચુપ પોતપોતાને સ્થાને પાછા ચાલ્યા ગયા.

'ખંડમાં કોણ છે એ મારે કુલચંદ્રને નહિ, પણ ધારાનગરીના રક્ષકને, જાણવું પડશે. બોલો, ખંડમાં કોણ છે?' કુલચંદ્ર બોલ્યો.

સરસ્વતીનો ચહેરો વધારે તેજસ્વી થયો. તે અત્યંત દૃઢતાથી બોલીઃ 'તમને, કુલચંદ્રજી! શારીરિક સામર્થ્યનો જ ખ્યાલ લાગે છે. ખંડમાં ગમે તે હોય—કોઈ હોય કે ન હોય—મારા જીવતાં તમે એક પગલું પણ આગળ વધી નહિ શકો. હું પંડિતરાજ ઉવટની પુત્રી . . . જે ગૃહમાં સૈકાઓથી અતિથિ દેવ તરીકે પૂજાયા છે તેની અધિષ્ઠાત્રી— . . હું ગૂર્જરની પુત્રી અને અવંતીની સુતા—' એ જ વખતે ચાંખડીનો અવાજ સંભળાયો. વિદ્યાર્થીઓમાંના કેટલાક બે હાથ જોડીને આગળ વધ્યા. સરસ્વતી બોલતાં આશ્ચર્યથી થંભી ગઈ. કુલચંદ્રે ત્વરાથી પાછળ જોયું. વૃદ્ધ પંડિતરાજ ઉવટ હમણાં જ પાલખીમાંથી ઊતરીને આવી રહ્યા હતા. ગોપાલક તેને હાથનો ટેકો આપતો કાંઈ કહી રહ્યો હતો. કુલચંદ્રે આગળ વધીને નમસ્કાર કર્યા. તે પંડિતને જોઈને જરાક લેવાઈ ગયો. પોતાની સ્થિતિ સ્પષ્ટ કરવા માંડ્યો.

'મેં સાંભળ્યું હતું, પંડિતરાજ . . . !'

ઉવટે હાથની નિશાનીથી એને અટકાવ્યોઃ

'મને ગોપાલકે સમાચાર કહ્યા. સરસ્વતી! આહો

ખસી જા—બેટા—!'

'પણ—પિતાજી—?'

'અતિથિધર્મ—એમ નાં? કુલચંદ્રજીને રાજરહસ્ય મેળવી લેવા દે—પછી બીજી વાત.'

'પિતાજી! સૈકાઓ જૂનો આતિથ્યધર્મ...'

'કુલચંદ્રજી સેનાપતિ છે. એના ઉપર નગરીનો ભાર છે. એને રાજરહસ્ય મેળવી લેવા દે—પછીની વાત પછી.'

'પણ, પિતાજી!

'આઘે ખસી જા, બેટા! રાજાની આજ્ઞાનો ભંગ એ એનો શિરચ્છેદ ગણાય. આપણને એ ન શોભે...'

સરસ્વતી બારણા પાસેથી ખસી ગઈ. કુલચંદ્રે આગળ વધીને ધડાક બારણું ઉઘાડી નાખ્યું. તે અંદર ધસ્યો. અંદર જતાં જ એકદમ પાછો હટી ગયો. આખો ખંડ ખાલી હતો. એમાં કોઈ હતું નહિ. ખૂણામાં એક દીપક જલી રહ્યો હતો.

'આંહીં તો કોઈ નથી, રણેન્દ્ર!' કુલચંદ્રે બૂમ પાડી. રણેન્દ્ર બહારથી દોડતો અંદર આવ્યો.

સરસ્વતીના આશ્ચર્યનો પણ પાર ન રહ્યો. તેને લાગ્યું કે કાર્તિક ક્યાંક સંતાયો હશે. કાર્તિક ખંડમાં તો ન હતો—પણ એ ત્યાં હતો એની કોઈ નિશાની પણ તેણે રહેવા દીધી ન હતી.

'આંહીં તો કોઈ નથી—એ બાજુ આવ્યો છે?'

'ના, પ્રભુ!'

'ત્યારે?'

'મેં તમને કહ્યું નહિ કે કોઈ નથી' સરસ્વતીએ શાંતિથી ઉમેર્યું.

કુલચંદ્રે એનું ન સાંભળતાં જવાબ વાળ્યો: 'પંડિત-રાજ! આ વાત મહારાજને કાને જશે. આજે પાટણનો મહાઅમાત્ય દામોદર આવેલ છે. એ એકલો હોય એ સંભવિત નથી. એની સાથેનો માણુસ કાલે રાત્રે રાજરહસ્ય મેળવી લઈ ગુમ થયો છે. રણેન્દ્ર! આખું ઘર શોધી કાઢો. આ તો પરદેશી ગુપ્તચરને આશ્રય આપવા જેવી વાત થઈ. પંડિતજી! આનો ઉત્તર તમારે મહારાજને આપવો પડશે.'

'મહારાજને શું કરવા તમને જ આપીએ, કુલચંદ્રજી! પહેલાં તો મહાઅમાત્ય અમારે ત્યાં આવ્યા નથી. એ આવ્યા તો એની અમને ખબર નથી. બીજું, જો રાજરહસ્ય એના માણુસે મેળવ્યાનું તમે કહો છો—મુંજસાગરને કિનારેથી—તો મુંજસાગરને કિનારે તમે રાજરહસ્ય કોને કહી રહ્યા હતા તે કહેશો? એમાં કાંઇ અનુચિત તો થતું નથી નાં?'

કુલચંદ્રને મૌન રહેવા સિવાય બીજો પ્રત્યુત્તર આપવો પોસાય તેમ ન હતો. પોતાની છુપાવવાની કથા એકદમ પ્રગટ કરવાનો એને વિચાર ન હતો. પેલો માણુસ પણુ હવે દામોદરને કદાચ મળ્યો હોય—એ પણુ એને સંભવિત લાગ્યું. એટલે એણે રણેન્દ્રને કહ્યું: 'રણેન્દ્ર! ઘર આખું જોઈ કાઢો—પછી એ નહિ મળે તો જોઈ લેવાશે!'

'શિષ્યો! ગોપાલક! તમે સૌ આંહીં આવો. ઘર તપાસી લો, કુલચંદ્રજી! તમને સરસ્વતીએ કહ્યું કે આંહીં કોઈ નથી પછી આંહીં કોઈ હોય જ નહિ. તમે બધે શાંતિથી ફરો.'

## ૧૪. અરે ! આ તો કર્ણાટનો સેનાપતિ

**કાર્તિકસ્વામીને** ખબર હતી કે પોતે જે તરફ જઈ રહ્યો હતો તે તરફ સોમપતિ તૈલીનું મકાન છે. પણ સોમપતિ તૈલી વિષે એને વિશેષ માહિતી નહોતી.

સોમપતિ તૈલી ધારાનગરીનો વિશિષ્ટ પ્રકારનો ગણી શકાય એવો માણુસ હતો. એ સ્વભાવે અત્યંત કડક હતોઃ સીધો દેખાતો હતો—ને ઘણો જ વક્ર હતો. એ એટલો તો ચાલાક હતો કે એ રાજભક્ત છે, રાજપ્રશંસક છે કે રાજદ્રોહી છે એ ઉસ્તાદમાં ઉસ્તાદ ગુપ્તચરને પણ જડયું ન હતું. એને ત્યાં શ્વેતદેશના અતિથિ આવતાજતા. એ કર્ણાટ સાથે પણ કાંઈક પરિચયમાં હતો. છતાં એની માલવભક્તિની શંકા કોઈને પણ હજી પડી નહતી. એ સ્વતંત્ર વિચાર દર્શાવવા માટે કોઈનું અપમાન કરતો, ત્યારે પણ સામાને જાણે માન આપતો હોય તેવી રીતે કરતો. એની આ વિચિક્ષણુતાને લીધે એ લોકપ્રસિદ્ધ ને લોકપ્રિય હતો. પોતાનું કામ લેશ માત્ર બહાર પડયા વિના એ ખૂબીથી ચલાવ્યા કરતો. કાર્તિકને સોમપતિ વિષે તો અજ્ઞાન હતું—પણ આ ભોંયરાના મુખ વિષે ગોપાલકે માહિતી આપી હતી. પણ

ત્યાં શી સ્થિતિ છે એનું એને કાંઈ ભાન ન હતું. એટલે એ ભોંયરાના મુખ પાસે પહોંચીને ઘણીવાર સુધી ગુપચુપ ઊભો રહ્યો. જ્યારે એને લાગ્યું કે બહાર જવા માટે હવે કાંઈક સલામતીભર્યો સમય ગણી શકાય ત્યારે એણે પહેલાં આસ્તેથી પથ્થરને ઊંચકવાનો પ્રયત્ન કર્યો. પથ્થર સહેલાઈથી ઊંચો થઈ ગયો. એને માથા ઉપર રાખીને એ ધીમે ધીમે બહાર આવ્યો. આખા ખંડમાં પોતે એકલો હતો. ખંડ અવાવરુ ને વાપર્યા વગરનો પડ્યો રહેતો હોય તેમ લાગ્યું. તેણે આસ્તેથી પથ્થરને ગોઠવી દઈ, પોતાના ખંડનો પરિચય મેળવવા હાથને જાળવીને ફરવા માંડ્યું. પાસેના બીજા ખંડમાં દીપક જલી રહ્યા હતા, તેનો આછો પ્રકાશ ઊંચે રહેલી એક ખુલ્લી બારીમાંથી આ ખંડમાં આવતો હતો. શાંતિથી એ બારી પાસે નીચે બેસીને કાર્તિક પાસેના ખંડની હકીકત જાણવા માટે એકકાન થઈ ગયો.

પાસેના ખંડમાં કોઈ બે જણાની ગુપચુપ વાત ચાલતી હતી. એનો એકે શબ્દ સમજાતો ન હતો. કાર્તિકે નજર કરી તો એક ખૂણામાં એક ફૂટલી નાંદ પડી હતી. તેને થયું આને ઊંધી પાડી હોય તો તેના ઉપર ચડીને પાસેના ખંડની હકીકત જોઈ શકાય. તે ઊઠ્યો, અત્યંત સાવધાનતાથી એ બાજુ ગયોઃ નાંદને આડી પાડી દોડવતો, ધીમે ધીમે એને બારી પાસે લાવ્યો.

તેની ઉપર ચડીને તેણે પાસેના ખંડમાં દૃષ્ટિ કરી. તે માનતો ન હોય તેમ એક ઘડીભર સ્તબ્ધ થઈ ગયો. એના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

ત્યાં દીપકના પ્રકાશમાં અનેક પ્રકારનાં રત્નો ઝળહળી

રહ્યાં હતાં. એક જણો બેઠો બેઠો એમને બારીકીથી જોઈને છૂટાં ગોઠવતો હતો. બીજો એક આધેડવયનો પ્રતાપી પુરુષ એની આ ક્રિયાને રસથી જોઈ રહ્યો હતો.

'તૈલી! જોજો હો, ક્યાંક મારું અજ્ઞાન છતું થાય નહિ! કુલચંદ્રજી જેવા ચતુર નર સાથે કામ છે!'

'અરે હોય કાંઈ, મહારાજ? ભલેને ગમે તેવો નિષ્ણાત રત્નપરીક્ષક આવે હું જે ક્રમ ગોઠવું તેમાં ભૂલ ન નીકળે. આ રત્ન, મહારાજ! ઓછામાં ઓછું બે લક્ષ સુવર્ણદ્રમ્મનું છે. એનું તેજ તો જુઓ, જાણે કોઈએ ચંદ્રકિરણોને એકઠાં કર્યાં હોય!'

પેલા માણસે તે હાથમાં લીધું. કાર્તિકસ્વામી દીપકના પ્રકાશમાં નાહી રહેલી તેની તેજસ્વી મુખમુદ્રા સામે જોઈ રહ્યો હતો.

થોડી વાર સુધી બન્ને જણા મૂંગા મૂંગા રત્નો તપાસી રહ્યા. પછી તૈલી ઊઠીને ભીંતમાંનું એક દ્વાર ખોલી હાથી-દાંતની એક સુંદર પેટી લાવ્યો. બધાં રત્નો એમાં ગોઠવાઈ ગયાં. 'મહારાજ! હવે આવો, તમારો સ્વાંગ ધારી લ્યો.'

પેલા પુરુષે ઊઠીને ઊંચા પ્રકારનું રેશમી ઉપવસ્ત્ર ધાર્યું. માથે રત્નખચિત પાઘ મૂકયો. પગમાં ભરતભરેલી મોજડી પહેરી. ડોકમાં સાત સેરની લંકાનાં મોટાં મોતીની માળા ધારી. એના હાથમાં એક અનુપમ વીંટી શોભી રહી. પગમાં સોનેરી તોડો પડી ગયો. ત્યાર પછી ચહેરાને અને કેશભૂષાને બદલાવી નાખવા તે પાસેના ખંડમાં ગયો.

થોડી વાર પછી તે પાછો આવ્યો ત્યારે કાર્તિક એને જોઈને છક્ક થઈ ગયો. આ માણસને હમણાં જ એણે

જોયો હતો એવી પોતાની પ્રતીતિમાં પણ એને અવિશ્વાસ જન્મ્યો એવી કુનેહથી એણે ચહેરો બદલાવી નાખ્યો હતો.

'બસ, પ્રભુ! હવે કોઈ ન કહી શકે,' તેણે અવાજ ધીમો કર્યો: 'કે આ નાગદેવ મહારાજ છે!'

'હેં!' કાર્તિકના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે નાગદેવને નિહાળી રહ્યો.

'આ.. હા! આ.. હા!—ત્યારે તો આ જ કર્ણાટનો સેનાપતિ—જેના નામે માળવી સેના ધ્રૂજે છે તે. એ આંહીં બેઠો છે. ને કુલચંદ્ર તો હજી...'

બહાર ડિંડિમિકાનો અવાજ સાંભળતાં તેની વિચાર-માલા તૂટી ગઈ. ડિંડિમિકાનો ઘોષ પૂરો થતાં માનવનો અવાજ આવ્યો: 'મહારાજ ભોજરાજે રાધાવેધ સિદ્ધ કર્યો છે. કાલે સૌ શોભા કરે, દંડાધીશની આજ્ઞા સાંભળજો!'

'મહારાજ ભોજરાજે રાધાવેધ સિદ્ધ કર્યો?' નાગ-દેવે તેલીને પૂછ્યું.

'અરે! પ્રભુ! *એરંડપલ્લીમાં કર્ણાટની સેના પ્રવેશ કરશે ત્યારે એમાંનું કાંઈ કામ નહિ આવે!'

'મહારાજ ત્યાં ઉજ્જયિનીમાં શિવરાત્રિમહોત્સવ ઉપર આવવાના છે, ત્યારે તૈલી! તમે પણ ત્યાં ચાલોને!'

'ના, મહારાજ! હું જે કરું છું તે બરાબર છે. ત્યાં મારું કામ નહિ. તમે કુલચંદ્રના ગુપ્તચરોને ઓળખતા નથી. નાહકની વાત પ્રગટ થઈ જાય. પણ એક વસ્તુ ધ્યાનમાં રાખજો—જો પાટણ ને ચેદિ એક થશે તો માળવા તમારા હાથમાં નહિ આવે ને એરંડપલ્લી પણ નહિ આવે!'

* ખાનદેશ.

'પણ એ બન્ને એક થશે?'

'એ પ્રશ્ન જ રહ્યો નથી. એ બન્ને એક છે.'

'પણ મેં એમ સાંભળ્યું હતું કે કર્ણદેવનો મહાન સેનાપતિ વાપુલ્લક તો એરંડપલ્લીથી પણ આગળ વધી લાટ સુધી પોતાની પ્રાદેશિક સત્તાનો મોહ રાખે છે. એની નજર સ્તમ્ભતીર્થ ઉપર પણ છે! અને પાટણની પણ ત્યાં છે— એટલે એ બન્ને વહેલેમોડે આથડવાના.'

'વહેલેમોડે—એટલે મોડા ખરા; પણ વહેલા નહિ. માળવાના પરાજય પહેલાં તો ચોક્કસ નહિ!'

કાર્તિકસ્વામી સાંભળી રહ્યો. કર્ણાટનો આ મહાન સેનાપતિ ધારાનગરીની મધ્યમાં બેસીને પોતાની ભવિષ્યની યોજના ઘડવા માટેની માહિતી ભેગી કરી રહ્યો હતો. તૈલી એમાં સહાયક હતો. 'કાલે એક મોજ કરવી છે, મહારાજ! તમને વિનોદ થશે—ને કુલચંદ્રનો પરિચય મળશે!' તૈલી બોલ્યો.

'શી?'

'કાલે સૌ ભલે હાટશોભા કરે—આપણે શોભા નથી કરવી.'

'એ તો હાથે કરીને તમારી રાજભક્તિ વિષે બીજાને શંકા જ થાય!'

'ન થાય, પ્રભુ! શંકાને દૂર કરવાનું એ પ્રબળ સાધન બનશે! જોજો તમે.'

'કરો ત્યારે!'

તૈલી બહાર ગયો. એ બહાર ગયો એટલે નાગદેવ પોતાનો સર્વ સ્વાંગ ઉતારી, તદ્દન સાદો વેપારી બનીને

પાછો બેસી ગયો. થોડી વારમાં તૈલી આવ્યો.

'કહી આવ્યો.'

'શું ?'

'અનુચરોને કહી આવ્યો કે આપણે હાટશોભા કરવી નથી. મારા દાસવર્ગમાં પણ મારી પો ફાટે છે. સૌ લોક એ જાણે છે. એટલે કાલે આપણે ત્યાં શોભા નહિ હોય. નગરી આખી ભલે શોભા કરે.'

'તમને લાગે છે, તૈલી! કે પાટણનો પેલો દામોદર આવ્યો છે તેને મહારાજ સાંધિવિગ્રહિક તરીકે સ્વીકારશે? કે કુલચંદ્ર એ સિદ્ધ નહિ થવા દે?'

'સંભવ તો એવો જ છે. કુલચંદ્રનો બોલ વજનદાર ગણાય છે. પણ દામોદર અમરંગી છે. એના જેવો વિચક્ષણ નર મેં હજી જોયો નથી. એણે ચેદિને સાધ્યું છે— એટલે એ એક વાત એના માટે લાભની છે. આંહીંથી કુલ-ચંદ્ર તો પાટણ ઉપર જવાના મતનો છે. તેથી તે પાટણના કોઈને આંહીં ઇચ્છતો નથી. પણ બીજો પક્ષ કર્ણાટ ઉપર જવાનું દબાણ કરે છે. ચેદિ ઉપર જવાની વાત પણ હશે. એટલે એવા ત્રિવિધ કાર્યક્રમથી માળવાનું બળ કેન્દ્રસ્થ નથી રહી શક્યું. માળવા ઉપર જે પહેલો ઘા મારશે—એ ફાવી જાશે!'

'પાટણ એકલું ઘા મારવા જેટલું બળવાન ખરું?'

'એ બળ નથી વાપરતું ત્યાં કળ વાપરે છે. એનું એ સામર્થ્ય ભયંકર છે! દામોદર મુખ્યત્વે રણયોદ્ધો નથી એટલે વધારે ભયંકર છે. મેં સાંભળ્યું છે એ ખરું લાગે છે. એ શસ્ત્ર લેતો નથી, ને સામાને નિઃશસ્ત્ર કરી મૂકે છે.'

થોડી વાર બન્ને મૂંગા રહ્યા. 'તમે ત્યાં ક્યાં મૌનિરાશિના ચંડિકાશ્રમમાં જ જશો નાં?' તૈલીએ પૂછ્યું.

'એ સ્થળ—શંકા માત્રથી પર છે. હું ત્યાં જ રોકાઈશ.'

'કેટલું?'

'એ તો જેવો સમય.'

'એમ કરો, કાલે એક યાત્રાળુઓનો સંઘ જાય છે—મહાકાલેશ્વર ચાલતો ચાલતો—એમાં ભળી જાઓ! હું આવવાનો વિચાર કરીશ તો જરા આગળપાછળ નીકળીશ. પછી સાથે થઈ જઈશું.'

કાર્તિકસ્વામીને ચટપટી થઈ ગઈ. પોતે પણ જો એ સંઘમાં ભળી જાય--તો આની સાથે ને સાથે રહે. પણ આ પોતે જ સરજેલા પોતાના કેદખાનામાંથી હવે શી રીતે બહાર નીકળાય એનો એ વિચાર કરી રહ્યો.

## ૨૫. સોમપતિ તેલી

બીજા દિવસનું પ્રભાત થયું અને કાર્તિકસ્વામી ચિંતામાં પડ્યો. રાત તો એણે ગમે તેમ કરી આ પોતાના કેદખાનામાં ગાળી, પણ હવે આંહીં વધારે વખત થોભવું એ જોખમભરેલું હતું. તે પોતાના ખંડમાંથી બહારના રસ્તા ઉપર આવતાજતા માણસોને જોઈ શકતો હતો. ખંડનું બારણું એણે ધીમેથી ખખડાવી જોયું. પણ એ બહારથી વાસેલું હતું ને સાંકળને લોઢાની કડી ચડાવેલી હતી.

એટલામાં એનું ધ્યાન રસ્તા ઉપરના કોલાહલ ઉપર પડ્યું.

કેટલાક ભાલાધારી સૈનિકો આ બાજુ આવી રહ્યા હતા. લોકનાં ટોળાં પણ તેમનાથી દૂર રહીને પાછળપાછળ ચાલ્યા આવતાં હતાં. થોડી વારમાં એક ઊંચો સમર્થ સ્યામ ઘોડો દેખાયો. એના ઉપર કુલચંદ્ર પોતે આવી રહ્યો હતો. એની આગળ પાછળ કેટલાક ઘોડેસવારો ચાલતા હતા. રસ્તાની બન્ને બાજુએ લોકોની હાર જામી ગઈ હતી. લોકના નમસ્કાર ઝીલતો કુલચંદ્ર તેલીના ભવનની પાસે ને પાસે આવી રહ્યો હતો.

'પણ એ તેલી છે કોણ? ભેરુમલ્લ! એ ક્યાંનો

આંહીંનો છે? તું એને મળ્યો હતો?' કુલચંદ્ર પોતાની સાથેના સૈનિકને કહી રહ્યો હતો.

'હા, પ્રભુ!'

'શા માટે એ હાટશોભા કરવાની ના પાડે છે?'

'એ કહે—એમાં શું મહારાજે એવું મોટું પરાક્રમ કર્યું છે કે આવો ઉત્સવ રખાવો છો? રાધાવેધ તો રાંડી-રાંડની છોકરીઓ પણ કરે છે!'

કુલચંદ્ર કાંઈ બોલ્યો નહિ. ચારે તરફથી લોકસમૂહ ઊભરાતો જતો હતો. કુલચંદ્રની સવારી આગળ વધી. કાર્તિક-સ્વામીએ તેને તૈલીના વિશાળ ભવનની પાસે રસ્તા ઉપર અટકતો જોયો. શું છે એ જોવાની તાલાવેલીમાં એક ઘડીભર એ પોતાની સ્થિતિ પણ ભૂલી ગયો.

લોકોને રસ પડ્યો હતો. માણસોની ઠઠ વધારે ને વધારે જામતી હતી. રસ્તા ઉપર ને તૈલીના ઘરના મેદાન ઉપર પણ માણસો ઊભા રહી ગયા હતા. કેટલાક તો અંદર ઘર સુધી આવી ગયા હતા. કોઈ એ મલ્લોને કાર્તિક-સ્વામીએ પોતાના ખંડના બારણાને આધારે ઊભેલા જોયા. કોઈની નજરે ન પડે તેમ ખંડની ભીંતને અઢેલીને ઊભો ઊભો શું થઈ રહ્યું છે એ જોવા લાગ્યો.

કુલચંદ્રની સવારી અટકી, એટલે પોતાના સપ્તભૂમિકા-પ્રાસાદ ઉપરથી તૈલી સૌને આવતા જોઈ રહ્યો હતો તે નીચે ઊતર્યો. તે કુલચંદ્રની પાસે આવ્યો. ભેરુમલ્લે તેને ઓળખાવ્યો; 'પ્રભુ! આ સોમપતિ તૈલી!'

'તમે પોતે જ કે?' કુલચંદ્રે વિવેકથી કહ્યું: 'તમારા સપ્તભૂમિકાપ્રાસાદ વિષે તો બહુ સાંભળ્યું હતું!'

'કોની પાસે ?' સોમપતિની ભાષા ભૂંડી હતી.

'સૌ કહેતા હતા—એની શોભા . . . .'

સોમપતિ વચ્ચે જ બોલી ઊઠ્યાઃ 'ત્યારે તો તમે પ્રભુ ! આંહીં રહો છો ખરા, પણ આંહીંના લાગતા નથી. આ નગરી ધારામાં તો સપ્તભૂમિકાપ્રાસાદોની એટલી બધી સંખ્યા છે કે હવે તો કોઈ એના ઉપર નજર પણ કરતું નથી !'

લોકોને તૈલીના જવાબમાં રસ પડ્યો. કુલચંદ્ર, તૈલીના જવાબથી અધીરો થઈ ગયો.

'તે હશે. તમે આ મહોત્સવમાં ભાગ લેવાની ના પાડો છો એ સાચું ?'

'સાચું જ છે ને. જુઓ, મારા ભવનમાં ક્યાંય શોભા દેખાય છે ?' તૈલીએ ચારે તરફ હાથ ફેરવતાં હિમ્મતથી કહ્યું.

'એમ કેમ ?'

'આ ઉત્સવ શાનો છે, પ્રભુ ?'

'કેમ વળી ? મહારાજ ભોજરાજે ભોજસાગર ઉપર રહીને રાધાવેધ સિદ્ધ કર્યો—એ વિદ્યાપ્રાપ્તિનો આ ઉત્સવ છે.'

'ઓ હો હો ! એમ છે ?' તૈલીના શબ્દોમાં રહેલા કટાક્ષે કેટલાકને હસાવ્યા.

'ત્યારે તમે શું સમજ્યા હતા ?'

'હું ? હું તો પ્રભુ ! એમ સમજતો હતો,' સોમપતિ ગર્વથી બોલ્યોઃ 'કે આંહીં આ મહાન નગરીમાં ઉત્સવો ઊજવવાની પ્રથા છે, જ્યારે અવંતીનાથ કોઈ મહાન વિજય પ્રાપ્ત કરે ત્યારે. એટલે એવો જ કોઈ આ પ્રસંગ હશે. મહારાજ મુંજરાજ શ્રીવલ્લભે ત્રિપુરીપતિને હણ્યા ત્યારે મહોત્સવ થયો હતો. પાટણપતિ મૂલરાજને હંફાવ્યા

ત્યારે ઉત્સવ ઉજવાયો હતો. નવસાહસાંક સિંધુરાજે કોશલ ને કેરલ જીત્યાં ત્યારે આનંદોત્સવ થયો હતો. મહારાજ ભોજરાજે કોંકણવિજય કર્યો ને દિવસો સુધી ઉલ્લાસોત્સવ થયો. હવે શું ઉત્સવોનો એવો સોંઘો સમય આવી ગયો છે કે આવી રાધાવેધડી જેવી બાબતમાં ધારાનગરી જેવી મહાન નગરી ઉત્સવને હિલોળે ચડી રહી છે?'

તૈલીની મહત્ત્વાકાંક્ષામાં કુલચંદ્રે તો પોતાની રાજનીતિનો પડઘો જોયો. અંતરથી એણે તૈલીની પ્રશંસા કરી. પણ મોટેથી બોલ્યો :

'આ રાધાવેધને તમે શું સામાન્ય બાબત માનો છો?'

'હું શું માનતો'તો? ધારાનગરીનું છોકરું પણ માને છે!'

'ત્યારે કેમ બધા ઉત્સવ ઊજવે છે?'

'એ તો રાજની આજ્ઞા થઈ એટલે ઊજવે—પણ જો પ્રજા પણ અંતઃકરણથી આમ જ માનતી હોય, તો તો પ્રભુ! હવે આ નગરીની મહત્તાના દિવસો પૂરા થયા સમજવા. આવી બાબતને જ્યારે મહાન ગણશો—એક સામાન્ય અભ્યાસના વિષયને—તો પછી નાની બાબત કોને માનશો?'

કુલચંદ્ર સોમપતિના જવાબથી અનુત્તર થઈ ગયો.

'તમે તો વિજય હમણાં જોયા—' સોમપતિ જાણે પોતે માલવ ઇતિહાસમાં ગૌરવ લેતો હોય તેમ બોલતો હતો: 'અમે તો બાપદાદાના સમયથી જોતા સાંભળતા આવ્યા છીએ. આવી નિર્માલ્ય બાબતનો ઉત્સવ ક્યાંય સાંભળ્યો નથી!'

'પાટણમાં થાય છે!' કુલચંદ્ર બોલવાની ખાતર બોલી ગયો હોય તેમ લાગ્યું. બોલીને એણે ચારે તરફ

નજર કરી—દામોદરને જોવા. પણ એ ક્યાંય દૃષ્ટિએ પડ્યો નહિ.

'પાટણમાં ? શાનો ઉત્સવ ? દંડનાયક વિમલ—રાધાવેધ શું, ચલત્‌વેધ કરે છે. છાશ કરતી ગોરીના કાનની ઝાલર એને ખબર પણ ન પડે એમ ઉપાડી લે છે—મેં સગી આંખે એ જોયેલ છે, મહારાજ ભીમદેવે એટલા માટે ઘેર-ઘેર ધજાપતાકા ઉડાડ્યાનું કે હાટશોભા કર્યાનું સાંભળ્યું નથી. હવે આ તે એવી કઈ અસામાન્ય બાબત છે કે એમાં ઉત્સવ કરવો ?'

'તમે રાધાવેધ કરી શકો છો કે આવી રીતે એ વિદ્યાને હલકી પાડો છો ? વિદ્યાદ્રોહ માળવામાં થતો નથી એ તમને ખબર છે નાં ?'

'બરાબર છે—બરાબર કહ્યું—તૈલી એ લાગનો છે !' બેત્રણ પંડિતો સાંભળતા હતા તે બોલી ઊઠ્યા. એમના ઉપાલંભથી લેશ પણ ઝાંખો પડ્યા વિના તૈલી હિમ્મતથી બોલ્યો: 'વિદ્યાદ્રોહ માળવામાં થતો નથી એ મને ખબર છે—ને વિદ્યાનો આડંબર થતો નથી એ પણ મને ખબર છે. અવંતીની વિદ્યાપ્રિયતા ભારતપ્રસિદ્ધ છે : વિદ્યાપ્રદર્શન ખ્યાતિ મેં જાણી નથી. હું પોતે રાધાવેધ નથી કરી શકતો.'

કુલચંદ્ર એક ઘડીભર વિચારમાં પડી ગયો. કાર્તિકસ્વામીના ખંડના દ્વાર પાસે ઊભેલા બન્ને મલ્લોને તૈલીના શબ્દો આકર્ષક લાગ્યા હતા: 'મારો બેટો, બહુ કડક છે હો. જેવાતેવાને તો નમતું આપે એવો નથી. એને ત્યાં રહેતા દાસ જનો પણ એની કડકાઈથી રાડ પાડે છે !'

કાર્તિકે એ સાંભળ્યું—એણે તરત બારણું જરાક

ધ્યમચાવ્યું.

બન્ને મલ્લો ભડક્યા. 'મારું બેટું અંદર કોઈ પ્રેત બ્રેત ભરાણું છે કે શું?'

બારણાની તડમાંથી જરાક બહાર નજર કરતાં કાર્તિકે કહ્યું: 'એ મલ્લરાજ! પ્રેત પણ નથી ને ભૂત પણ નથી. તમે હમણાં કહ્યું તેમ તેલીનો દાસજન છે!'

'અલ્યા કોણ છે?' પેલાએ પૂછ્યું.

'ધીમે અન્નદાતા! ધીમે. તમે તેલીના દાસ પ્રત્યે જરા અનુકંપા બતાવી એટલે વિનતી કરું છું. મને આંહીં પૂરીને ઉપર કડી દાખી છે—જરાક તમારું બળ બતાવોને! અમે —મહાકાલેશ્વરના મહોત્સવ ઉપર બે દિવસ વહેલા જઈએ એટલી છૂટ પણ એનાથી સંખાતી નથી!'

બન્ને મલ્લરાજે કડી ઉપર દૃષ્ટિ કરી. એક જણ બોલ્યો: 'કોઈની નજર પડશે—મૂકને વાત!'

'અરે! એક પળનું કામ છે—તમારા જેવાને. ને મારો ઉદ્ધાર થઈ જાય છે!'

બીજા મલ્લને પોતાનું બળ અજમાવવાનું મન થઈ આવ્યું. એણે જરાક કડીને ખેંચી. કડી આખી નકૂચા ને સાંકળ સહિત બહાર નીકળી પડી. કાર્તિક ઝડપથી બહાર આવી ગયો.

'કેવો છે?'

'ગોપાલ!'

'ચાલ્યો જા—કોઈ દેખશે.'

કાર્તિક બે હાથ જોડીને એમની પાસેથી રવાના થઈ ગયો. રસ્તા ઉપરના ટોળામાં ભળી—છુપાતો લપાતો તે

આગળ નીકળી ગયો. પાછળ શું થાય છે એ જોવાની પણ એણે જિજ્ઞાસા ન કરી. તે ટોળામાં ચાલતો હતો એટલામાં ટોળામાંથી કોઈએ પોતાના ભાઇબંધને ખભે ધક્કો લગાવીને કહ્યું: 'અલ્યા મૂક આ લપ—ચાલ, ત્યાં આવવું છે!'

'ક્યાં?' પેલાએ પૂછ્યું.

'મહાકાલેશ્વર જનારો સંઘ તૈયાર થાય છે—મહાકાલીના મંદિર પાસે, કેટલાં માણસો ત્યાં છે! ત્યાં ચાલ, ત્યાં. આંહીં શું જોવાનું છે?'

કાર્તિકે એ સાંભળ્યું ને તેણે ત્વરાથી એમની સાથે મહાકાલીના મંદિરનો માર્ગ લઇ લીધો.

કુલચંદ્ર સોમપતિના શબ્દથી જરાક છોભીલો પડી ગયો હતો. તેણે હવે તૈલીને દબડાવ્યો.

'ત્યારે? તમે રાધાવેધ કરી શકતા નથી—ને આ વિદ્યાદ્રોહ કેમ કરો છો?'

'પણ, પ્રભુ! જે કામનો મેં અભ્યાસ કર્યો છે તે હું કરી શકું છું! ત્રીજે માળથી—તેલની ધાર બહાર જાય તો માથું ડૂલ–એવી શરતે, સાંકડા મોંના વાસણમાં, લાવો તેલની ધાર હું કરી દઉં!'

લોકોને તૈલીના આ અભ્યાસનો પરિચય હતો. તેમણે પ્રશંસાના ઉદ્દ્ગારથી તૈલીને વધાવી લીધો: 'ધન્ય! સોમપતિ! ધન્ય!'

સોમપતિ અઠંગ ખેલાડી હતો. તે સૌને બે હાથ જોડીને નમી રહ્યો હતો.

'ખરેખર?' કુલચંદ્રને હવે તૈલી પાસેથી છટકી જવાની બારી જોઈતી હતી.

'ત્યારે શું ખોટું છે?'

'કરો ત્યારે—અમે જોઈએ. મહારાજ આંહીં પધારશે ત્યારે અમારે કહેવા થાશે!'

'એ તો હું હમણાં કરું છું, પ્રભુ! પણ તમે હવે કોઈ કર્ણાટવિજય કરે, ચેદિવિજય કરે, પાટણવિજય કરે, ત્યારે મહોત્સવ ઊજવવાનું રાખજો. માળવી યોદ્ધાઓને મહાન સ્વપ્નથી ભર્યા છે, કુલચંદ્રજી! તો એ સ્વપ્નનો વિવેક પણ શીખવો. એના વિના તો આ નગરી, નગરી નહિ રહે, પ્રભુ!'

સોમપતિના શબ્દે એક જણાનું શિર ડોલી ઊઠ્યું—દામોદરનું. બેચાર ઊંચા માણસોની વચ્ચે કોઈની નજરે પડે નહિ તેમ એ સાદા વેષમાં ત્યાં ઊભો હતો. કોઈ પોતાને દેખે તે પહેલાં ચાલ્યા જવા માટે તે ટોળાના પાછળના ભાગમાં ચાલ્યો ગયો.

થોડી વારમાં સોમપતિ ત્રીજે માળે દેખાયો. ત્રીજે માળથી તેણે કુલચંદ્રને પ્રણામ કર્યા. લોકોએ આનંદના ઉદ્‌ગારથી એને વધાવી લીધો.

એ જ વખતે સોમપતિને મદદ કરવા માટે ત્યાં ઊભેલ એક સામાન્ય વેપારી ઉપર, છેક પાછળ જઈને ઊભેલા દામોદરની દૃષ્ટિ પડી અને તે આશ્ચર્યમાં ને આશ્ચર્યમાં થંભી ગયો. 'અરે!' તેનાથી બોલાઈ ગયું. પોતાને કોઈ સાંભળતું તો નથી નાં એની ખાતરી કરી એ પોતે જે જોયું તેના ઊંડા ભેદને પકડવા મથતો હોય તેમ, લોકના ટોળામાંથી બહાર નીકળી ગયો: 'પેલો સોમકાન્ત—એ પાછો આંહીં દેખાયો ને આ સોમપતિ એની વાણી તો આવી ગર્વભરી

હતી—એમાંથી કોણ કોને છેતરી રહ્યું છે, એ દામોદરના વિચારનો વિષય થઈ પડ્યો. એ વિચારમાં ને વિચારમાં પોતાની આસપાસથી લોકનું ટોળું ક્યારે વીખરાઈ ગયું તેનું પણ એને ભાન ન રહ્યું.

## ૧૬. મહાકાલેશ્વરના મંદિરમાં

**કાર્તિકસ્વામી** વિષે દામોદરે પંડિત ઊવટને ત્યાં તપાસ કરી. કાર્તિક ત્યાં ન હતો. આવ્યો હતો—એવા સ્પષ્ટ સમાચાર પણ ત્યાંથી મળ્યા નહિ. પોતે રાજભવનમાં અતિથિ હતો. પંડિતને ત્યાં જાતે જતાં તો કુલચંદ્રની શંકાને વધારવા જેવું થતું હતું. મહારાજ ભોજરાજની પાસે કુલચંદ્ર જે રીતે વાત મૂકવા માગતો હતો તેમાં કાર્તિકની ગેરહાજરી બહુ જ સૂચક બની જતી હતી. એટલે દામોદરે હવે ઉજ્જયિની જઈને રહેવામાં લાભ દીઠો. ત્યાં અત્યારે ઘણા જુદાજુદા પ્રદેશના નિવાસી આવી રહ્યા હશે. એટલે એક દિવસ તે કુલચંદ્રની રજા માગવા ગયો.

'દંડાધીશજી! ત્યારે હું મહાકાલેશ્વરના મંદિરનાં દર્શન પણ કરી આવું—મહારાજનાં દર્શન પણ ત્યાં થશે.

'હા, ભલે. મને એક તમારી આ વાત રુચતી નથી, મહાઅમાત્યજી!'

'તમારા જેવા મહાન પુરુષ એકલા ફરે—કહો તો ભેરુમલ્લને સાથે મોકલું!' કુલચંદ્ર બોલીને દામોદરની પ્રતીક્ષા કરી રહ્યો.

'કાર્તિકસ્વામી સાથે હતો—એ જરા ચંદ્રાવતી તરફ ગયો લાગે છે.'

'ચંદ્રાવતી? ખરેખર?'

દામોદરને શંકા પડી કે કુલચંદ્ર, કાર્તિક વિષે કાંઇક જાણે છે ને કાંઇક નથી જાણતો. તે મારી પાસેથી જાણવા મથે છે. તેણે બન્ને બાજુ વાતને વાળી શકાય તેવી રીતે કહ્યું: 'વખતે આંહીં—આવી ગયો હોય કે આવી જશે. વખતે ત્યાં ઉજ્જેનમાં પરબારો પણ મને મળે. ઠીક ત્યારે, જય સોમનાથ! આપણે ત્યાં તો ચોક્કસ મળીશું કાં?'

'ક્યાં? ઉજ્જયિનીમાં?'

'ત્યાંસ્તો.'

'ત્યાં કાંઈ મળ્યા વિના ચાલશે? તમે જાઓ છો ત્યારે. તમે આંહીં છો એટલામાં અમારા જેવાને તમારી પાસેથી કેટલું બધું રાજદ્વારી જ્ઞાન મળી જાય. જય મહાકાલેશ્વર!' પહેલાં પોતે ના કહી હતી એનો ઉકેલ કુલચંદ્રે કર્યો.

દામોદર ગયો એટલે તરત જ કુલચંદ્રે રણેન્દ્રને બોલાવ્યો.

'રણેન્દ્ર! મારો ગજરાજ કાલે પ્રભાતે ઉજ્જયિની જવા નીકળશે. તું પણ તૈયાર થઈને નીકળી જજે. પછી પત્તો મળ્યો પેલા માણસનો?'

'ના, પ્રભુ! એને તો જાણે ભોંય ગળી ગઈ!'

'ભોંય કોઈને ગળતી નથી, બાકી માણસ ગળી જાય ખરું! ઠીક, તું જા—ત્યાં ઉજ્જયિનીમાં તું મને મળજે. પંડિતને ત્યાં ઉજ્જયિનીમાં તું ગયો હતો ત્યારે ત્યાં તો તેં બરાબર બંદોબસ્ત કર્યો હતો નાં?'

'હા, પ્રભુ!'

'પેલો—રુદ્રદત્ત—રુદ્રદત્ત ત્યાં આવી ગયો હતો નાં?'

'રુદ્રદત્ત?'

'કેમ સુબંધુએ તને વાત કરી નથી? રુદ્રદત્ત—આપણો પોપટ!'

'અરે હા હા, એ ત્યાં પંડિતજીના દ્વાર ઉપર જ પાંજરામાં બેઠો રસિક શ્લોકો બોલે છે!'

'માત્ર શ્લોકો બોલે છે, કે આવનાર જનાર સૌની વાર્ત્તાવાણી સાંજે બોલી જાય છે?'

'એ પણ મહાઠગ છે, પ્રભુ! દિવસે જાણે શ્લોકો બોલે છે. રાત્રે આખી વાર્ત્તાવાણી બોલી જાય છે!'

'અને પાટણનો આ પંડિત એ ક્યાં ઓછો ઠગ છે? અનુષ્ઠાનદ્વારા મહારાણીને કાંઈક નવી ઉપાધિ નહિ આપી આવે, એ કોણ જાણે છે?'

'પંડિતજી આજ પાછા ઉજ્જયિની ગયા!'

'એકલા?'

'ના; સરસ્વતી સાથે.'

'ઠીક ત્યારે—આપણે પણ ત્યાં ચાલો.'

બીજે દિવસે દામોદર આગળ નીકળી ગયો હતો ને તેની પાછળપાછળ કુલચંદ્ર પણ ઉજ્જયિની જઈ રહ્યો હતો.

શિવરાત્રિના મહોત્સવને લીધે ધારાથી ઉજ્જયિની સુધીનો માર્ગ માનવસાગરથી વ્યાપ્ત બની ગયો હતો. ઘરડાં બૂઢાં, ડોસાં, ડોશીઓ, નાનાંમોટાં સૌ મહાકાલેશ્વર જવા માટે નીકળ્યાં હતાં. આખે રસ્તે ઠેરઠેર જનસમૂહ કથાવાર્ત્તા, ભજન, નૃત્ય, રંગરાગ, નટખેલ કરતો ચાલી રહ્યો હતો. દામોદર પણ એમાં ભળી ગયો. ઘડીકમાં સૌથી છુટો પડી,

ઘડીકમાં સૌ સાથે મળી, ઘડીકમાં સૌની વાતો સાંભળતો તો ઘડીકમાં વાતો મેળવતો, કાર્તિકસ્વામી મળી જાય તો એ વેણુ એને કહી સંભળાવવાની આશા રાખતો, એ આગળ ને આગળ વધ્યો.

જે દિવસે તેઓ ઉજ્જયિની પહોંચ્યા તે દિવસ હજી વહેલી સવારનો વખત હતો. તેઓ સિપ્રાકાંઠે થોભ્યા.

સિપ્રા નદીના જલતરંગમાં પડેલા ઉજ્જયિની નગરીના પડછાયા હજી ધીમેધીમે સોનેરી રંગે રંગાતા હતા. મહાશિવરાત્રિનો મહોત્સવ બહુ જ નજીકમાં હતો એટલે નદીના બન્ને કાંઠા ઉપર હજારો માણસોની મેદની દર્શનાર્થે આવીને ક્યારની ઊભી રહી ગઇ હતી. બહારથી આવેલા અસંખ્ય યાત્રાળુઓને લીધે કોઇ જગ્યાએ એક તસુ જમીન પણ ખાલી ન હતી. નદીની બન્ને બાજુએ નજર પહોંચે ત્યાં સુધી દૂરદૂરનાં સ્થળો પણ માણસોથી ઊભરાઈ ગયાં હતાં. ભગવાન પિનાકપાણિ મહાકાલેશ્વરનાં માત્ર નામસ્મરણ વડે રૌરવ નરકની યાતનામાંથી ઊગરી જવાની અજબ શ્રદ્ધા દાખવતા સેંકડો ને હજારો યાત્રાળુઓ સાંકડમોકળમાં જેમતેમ સમાસ કરીને આડાઅવળા પડ્યા હતા. કોઈનાં ઘોડાં હણહણતાં હતાં, કોઇ સુખાસનમાં બેઠા હતા, કોઇએ પટકુટીમાં નિવાસ કર્યો હતો, કેટલાકે ઊંટને ટેકે જ આરામ લીધો હતો, અને વિંધ્યવાસી ભીલો પણ પોતાના કાળા પાડાને ટેકે તીરકામઠું ખભે લગાવી ભગવાનનાં દર્શન માટે આતુર ઊભા હતા. મહાન શ્રેષ્ઠીઓ ગજરાજ ઉપર બેસીને મહાકાલેશ્વરનો શંખનાદ સાંભળવા એકકાન થઈ ગયા હતા. ત્યાં એ મેદનીમાં—દેશવિદેશના અસંખ્ય માણસો

હતા. એમાં સાધુઓ હતા અને સંન્યાસીઓ હતા. એમાં યોગીઓ, વિદ્વાનો, કાપાલિકો, વક્તાઓ, કવિઓ, દેવીપુત્રો, પંડિતજનો, રાજકર્મચારીઓ, રાજદૂતો, અને ગુપ્તચરો પણ હતા. એમાં શઠો, ધૂર્તો, નટકટો, ને ભાવિકજનો હતા. એમાં બહુરૂપીઓ હતા. એમાં વારાંગનાઓ હતી, નર્તિકાઓ હતી, તેમજ લંપટ, ચોર, ને ચાણક્યો પણ હતા. બહુરંગીઓની બનેલી એ મહાન માનવમેદની અત્યારે તો જાણે એકચક્ષુ હોય તેમ મહાકાલેશ્વરના મંદિરના દ્વાર પર સ્થિર નજર માંડી રહી હતી.

એટલામાં દશે દિશા જગવતો ભગવાન મહાકાલેશ્વર ધૂર્જટીનો શંખનાદ સંભળાયો. એક શંખનાદની પાછળ અનેક શંખનાદોની પરંપરા ચાલી. મેઘાડંબરી રાત્રિમાં જાગીને મયૂરો ટહૌકા કરે એમ દશેદિશાનાં અનેક મંદિરોમાંથી ઘંટારવો થવા લાગ્યા. ઠેરઠેર દીપાવલિથી પ્રકાશિત તોરણો શોભી ઊઠ્યાં. ચોસઠ જોગણીનાં ચોસઠે મંદિરોમાંથી ભગવાન ચંદ્રમૌલીશ્વરનો જયઘોષ સંભળાયો, અને તરત જ નદીના તીરપ્રદેશના હજારો તથા લાખો કંઠમાંથી એ જયનાદનો પ્રતિધ્વનિ ઊઠ્યો. પાસેના ડુંગરાઓએ લોકની મહાન ઘોષણાનો પડઘો પાડ્યો. અને એ પ્રચંડ ઘોષણાનો પ્રતિધ્વનિ પાડતી ડુંગરેડુંગરની શિખરાવલિઓ ડોલી ઊઠી.

ખળભળેલા સમુદ્રના તરંગ જેવા એ જયઘોષના પડઘા શમ્યા ન શમ્યા, એટલામાં તો કોટીતીર્થના સરોવરકાંઠેથી મંદિર તરફ જતી મહાન ગજરાજોની ચાલી આવતી એક પંક્તિ લોકની નજરે ચડી. મેદનીમાં જાણે વીજળીનો તરવરાટ આવ્યો હોય તેમ આગળ ધસવા

માટે લોકોની ધક્કામુક્કી શરૂ થઈ. જગ્યાને અભાવે કોઈ ક્યાંય વધી શકે તેમ તો હતું નહિ એટલે એક પ્રચંડ ધક્કામુક્કીનું મોજું ચાલ્યું જઈ ખળભળાટ પામેલો વ્યવહાર પાછો સ્થિર થઈ ગયો. નાના ડુંગર જેવડા ધીમે ધીમે ચાલ્યા આવતા ગજરાજોની પંક્તિ જોવામાં સૌ કોઈ તલ્લીન થઈ ગયા.

સૌથી આગળ ચાલતા નાનકડા ડુંગર જેવડા એક મહાન અને શ્વેત સિંહલદ્વીપી ગજરાજ ઉપર માનવીઓની નજર સ્થિર થઈ ગઈ. એ ગજરાજના અંગ ઉપર ચાંદની જેવી ધોળી મૌક્તિક માળાઓ શોભી રહી હતી. એની પીઠ ઉપર નાજુક સુંદર સુવર્ણમંડપિકા હતી. એમાંથી સૂર્યકિરણો વડે ઝળાંઝળાં થતાં રત્નોનું તેજ, પરાવર્તન પામી આંખને ઝંખવી નાખતું હતું. આ ગજરાજની પાછળ—થોડે થોડે અંતરે બીજા ગજરાજો આવી રહ્યા હતા. મહાકાલેશ્વર મંદિરના મુખ્ય દ્વાર તરફ જઈને ત્યાં બહારના ચોગાનમાં જ શ્વેત ગજરાજ અટકી ગયો: અને એ જોઈને બીજા બધા હાથી પણ હતા તેટલે અંતરે જ ઊભા રહી ગયા.

શ્વેત ગજરાજ ઉપર બેઠેલાઓને ઊતરવા માટે સીડી મુકાઈ. લોકોનું કુતૂહલ વધતું હતું. કોણ છે—કોણ હશે એવી પૃચ્છા શરુ થઈ.

'ચેદિરાજ આવેલ છે—' કોઈએ ગપ ચલાવી ને કર્ણોપકર્ણ ચેદિરાજનું નામ ગુંજવા માંડ્યું. 'પાટણપતિ છે—મહોત્સવ પર આવ્યા છે.' 'ના, ના, કર્ણાટના આહવમલ્લ હશે.' જેને જેમ ઠીક પડ્યું તેમ અનુમાન કર્યું. એટલામાં ગજરાજ ઉપરથી, એક પ્રૌઢ લાગતો રસિક પુરુષ

નીચે ઊતરતો દેખાયો. એના કંઠમાં બહુ મૂલ્યવાન પાણીદાર મોતીની માળા હતી. હાથે રત્નના બાહુબંધ હતા. કર્ણમાં લટકતાં કુંડલના હીરાનું તેજ આંખને ઝંખવી નાખે એવું એકદમ તીખું હતું. સૂર્યકિરણમાં એનું દુકૂલ હીરાકણીની તેજછાયા ધારણ કરતું હતું અને ઇન્દ્રધનુની જેમ શોભી રહ્યું હતું. મહાકાલેશ્વરની વિશ્વવિખ્યાત ભગવી ધ્વજા ઉપર એની દૃષ્ટિ પડી, અને એણે નતમસ્તકે બે હાથ જોડી પ્રણિપાત કર્યો. એ પ્રણિપાતમાં રહેલી અદ્‌ભુત સાંસ્કારિક છટાએ આસપાસ ઊભેલી મહાકાલેશ્વરની અનેક નર્તિકાઓને ને વારાંગનાઓને, પ્રશંસા ને આશ્ચર્યમાં, એક બીજા તરફ અર્થવાહી દૃષ્ટિપાત નાખતી કરી મૂકી. એને જોતાં જ કવિઓ, વિદ્વાનો ને રસિકો હર્ષઘેલા થઈ ડોલી ઊઠ્યા. ધ્વજાને વંદન કરી એણે માનવ-મેદની ઉપર એક નજર નાખી, અને યુગયુગનાં મધુર સ્વપ્નાં નિહાળતી એ આકર્ષક દૃષ્ટિને જોતાં જ, જાણે આનંદ અને ઉત્સાહનાં પૂર ન સમાતાં હોય તેમ આખી મેદનીમાંથી એકકંઠે પડછંદ મહાશબ્દ ઊઠ્યો: 'અવંતીનાથનો જય—'ત્રિભુવનનારાયણનો જય!' 'રાજમૃગાંક દેવ ભોજરાજનો જય!'

એ મેદનીમાં એક સામાન્યજન બનીને ઊભેલો દામોદર લોકોનાં ઉત્સાહનાં પૂર નિહાળી રહ્યો હતો.

દામોદરને લાગ્યું કે મહારાજ ભોજરાજની લોકપ્રિયતાને જો કોઈની સાથે મૂકી શકાય તો કેવળ પરદુઃખભંજન વીર વિક્રમની સાથે.

અવંતીપતિને નિહાળવા માટે ઊંચામાં ઊંચા વૃક્ષની ઊંચામાં ઊંચી ડાળથી માંડીને મંદિરના ઘુમ્મટ સુધી ને

મેદાન, ટેકરા, ડુંગરા ને પથરાના ઢગલા ઉપર જ્યાં ઠીક પડ્યું ત્યાં માણસોની ઠઠ જામી ગઈ હતી.

સ્વપ્નદ્રષ્ટાના મોં ઉપર જેવી અકારણ મધુરતા વિલસ્યા કરે તેવી ભોજરાજના વદન ઉપર અજબ જેવી મધુરતા રમ્યા કરતી હતી. દામોદરને પહેલી જ વખત એનું કવિરાજ બિરુદ એ કેટલું અક્ષરશઃ સત્ય છે, એનું ભાન થયું. જે દિશામાં એ કવિરાજની નજર જતી, તે દિશા જાણે કવિત્વની મોહિની ધારી લેતી.

લોકના ઉત્સાહપુરને બે હાથ જોડીને ઝીલી લઈ, મંદિરના દ્વાર તરફ જતા અવંતીનાથની પાછળ જ જાણે પારિજાતની સુંદર મંજરી હોય એવી એક અનુપમ લાવણ્યવતી તરુણી આવી રહી હતી. દામોદરે એને તરત ઓળખી—ભોજરાજની પુત્રી પદ્મશ્રી. દામોદરે આંહીં કુલચંદ્રને જોવા માટે ચારે તરફ દૃષ્ટિ ફેરવી, પણ એનો હાથી ક્યાંય દેખાયો નહિ.

પદ્મશ્રીની પાછળ રાજકુમાર જયસિંહ આવતો હતો. છેક છેલ્લે રાજરાણી લીલાવતી નજરે પડી.

એ રાજમહિષી મુંજમહારાજની વૃદ્ધ વિધવા રાણી કુસુમવતીને પોતાના હાથનો ટેકો આપીને ધીમે ધીમે ચાલતી હતી.

અવંતીનાથનું રાજકુટુંબ જેમજેમ ભગવાન મહાકાલેશ્વરના મંદિર તરફ જતું લોકોની નજરે પડતું ગયું, તેમતેમ લોકોનો ઉત્સાહ વધતો ગયો.

દામોદરે ચારે તરફ એક ચકોર દૃષ્ટિ ફેંકી પોતાની પાસે ઊભેલા એક ભીલ જેવા માણસને ધીમેથી કહ્યું: ‘ કુમાર જયસિંહની સાથે અત્યારે કોણ ચાલી રહ્યું છે ? હમણાં જ

પેલા હાથી ઉપરથી ઊતરી આવીને સાથે થઈ ગયો એ પુરુષ કોણ છે ? લાગે છે તો રાજપુરુષ !'

'ન ઓળખ્યો, પ્રભુ ?' દેવરાજે ધીમેથી કહ્યું : 'એ જ ઉદયાદિત્ય !'

'ઉદયપુરનો ?'

'હા, પ્રભુ !'

કોઈ સાંભળે છે એમ લાગતાં જ દામોદર બોલતો બંધ થઈ ગયો. પણ તે ઉદયાદિત્યની હરેકે હરેક હિલચાલને રસથી નિહાળી રહ્યો હતો.

મંદિરનાં ગર્ભદ્વારમાં અદૃશ્ય થતા રાજકુટુંબીઓને લોકોએ એક વાર ફરી ગગનભેદી અવાજે સત્કાર આપ્યો: 'મહારાણી લીલાવતીનો જય ! મહારાજ ભોજરાજનો જય ! કુમાર જયસિંહદેવનો જય ! મહારાણી કુસુમવતીનો જય !'

## ૧૭. ચંડિકાશ્રમમાં

**મહારાજ** ભોજરાજ આવ્યા છે એ વાત થોડીવારમાં તો કર્ણોપકર્ણ આખી મેદનીમાં પ્રસરી ગઈ. લોકો ઉત્સાહના પુરમાં ઘેલા બન્યા. દામોદરને તો દેવરાજે સમાચાર આપ્યા હતા કે પંડિતરાજ ઉવટ ચંડિકાશ્રમમાં અનુષ્ઠાનમાં બેઠા છે. એટલે પંડિતને ઘેર ન જતાં તેણે પણ ચંડિકાશ્રમ તરફ જવાનો નિશ્ચય કર્યો. કાર્તિકનો તો હજી પત્તો ન હતો. દેવરાજ એ વિષે કાંઈ વિશેષ પ્રકાશ પાડી શક્યો નહિ. પંડિતને ત્યાંથી ધારાનગરીમાં કાર્તિક પાછો ગુમ થઈ ગયો છે એટલી જ વાત મળી. કુલચંદ્ર એ વાતને કેવી વક્ર રીતે રજુ કરી કાર્ય વણસાડી શકે એની દામોદરને ચિંતા થઈ. તે ચંડિકાશ્રમ તરફ તપાસ માટે ચાલ્યો.

એ માર્ગે એનો અશ્વ ભાગ્યે જ થોડું ગયો હશે ત્યાં તેણે ભેરુમલ્લને પોતાના તરફ આવતો દીઠો.

'પ્રભુ!' તે આવતાં વેંત બોલ્યો: 'આપને માટે રાજઅતિથિગૃહમ. કુલચંદ્રજી રાહ જોતા ઉભા છે!'

'કુલચંદ્રજી આવ્યા છે?'

'આવ્યા છે—ને આપને મળવા માટે આતુર છે—

એમણે બધે તપાસ કરાવી, પંડિતજીને ત્યાં પણ હું જઈ આવ્યો. માનવમેદની આડે કોઈ કોઈને શોધવા નીકળે તો પત્તો ખાય તેમ નથી. આપના સન્માનમાં ખામી ન આવે એની જ ચિંતા એ કરી રહ્યા છે. પધારો, પ્રભુ!'

દામોદર કુલચંદ્રના સન્માનનો અર્થ બરાબર સમજી ગયો. ઉજ્જયિનીમાં પણ બીજા કોઈને મળવાની તક દામોદર ઝડપી ન લે એ ઉપર કુલચંદ્રની સતત નજર હતી. દામોદર મનમાં તો અકળાયો પણ મોટેથી હસ્યો: ' ઓ હો હો! કુલચંદ્રજીએ આ વખતે તો અમારા સન્માનનો ભાર પોતે જાતે ઉપાડી લઈને અમને ઉપકારવશ કરી દીધા છે! એમના આ પ્રેમનો બદલો શી રીતે વાળી શકાશે? ચાલો, ભેરુમલ્લ! કઈ બાજુ જવું છે!'

દામોદર ભેરુમલ્લ સાથે ચાલ્યો.

જે દિવસે આ પ્રમાણે દામોદર રાજઅતિથિનું દેખીતું સન્માન પામીને એક રીતે કુલચંદ્રની સીધી દેખરેખ નીચે સુખાળવી નજરકેદમાં આવી ગયો, તે જ દિવસે સાંજે બે માણસોને લઇને એક બેલગાડી ચંડિકાશ્રમ પાસે આવી પહોંચી.

બેલગાડી આશ્રમની બહાર મેદાનમાં છૂટી. ગાડીવાળાએ બળદોને ચરવા માટે છુટ્ટા મૂકી દીધા, અને પોતે પાસેના જળાશય ઉપર સ્નાન કરવા માટે ગયો.

ગાડીમાંથી ઊતરેલા બીજા બે માણસ ચંડિકાશ્રમમાં ગયા. તેમાંનો એક આ સ્થાનથી પૂરેપૂરો પરિચિત લાગ્યો. તેણે કોઈને પણ પૂછ્યા વિના પથિકાશ્રમને શોધી કાઢ્યો. ત્યાં એક ખૂણા ઉપરની વાંસડા જડેલી સાદી પડશાળમાં તેમણે મુકામ કર્યો. પછી તેઓ યજ્ઞભૂમિનાં દર્શને ઊપડ્યા.

'ગાડાવાળો સારો ખરો, આપણને પહોંચાડ્યા બરાબર.'

'પણ તમે આવ્યા તે સારું કર્યું, સોમપતિજી! મારું મન જરાક શાંતિ પામ્યું—આવડી મોટી નગરી. . . ને મારી પાસે જોખમ ઘણું . . .'

સોમપતિએ આસપાસ જોઈને તેના કાનમાં કહ્યું: 'આવતી કાલે, પ્રભુ! ચતુર દામોદર મહેતાની જ પાસે જઈએ!' અને તે મોટેથી બોલ્યો: 'મારે કાંઈ આવ્યા વિના છૂટકો હતો? આટલી માનવમેદની ભરાણી છે, પંડિતરાજ પોતે અનુષ્ઠાનમાં બેઠા છે, કોને ખબર છે ક્યારે દીપકનાં તેલ નહિ ખૂટે! બંદોબસ્ત તો કર્યો છે, પણ આ તો લાખોની મેદની!'

બન્ને જણાએ સાવધાનતાથી ફરીને આસપાસ જોયું: સામેથી રણેન્દ્રને આવતો જોયો. એને જોઈને સોમપતિના મોતિયાં મરી ગયાં. તે અત્યંત ધીમેથી બોલ્યો: 'પ્રભુ!'

'કેમ, સોમપતિજી? કાંઈ અસુખ છે કે શું છે?'

'અસુખ નથી—પણ પેલો આવે છે તે કુલચંદ્રજીનો ગુપ્તચર છે. આપણા ગાડા પાછળ એની દૃષ્ટિ ક્યારની હતી. હવે એ આ બાજુ જ આવી રહ્યો છે! તમને ઓળખી ગયો હશે તો?'

'પ્રભુ પ્રભુ કરો, સોમપતિજી! મને હજી સુધી તો કોઈ ઓળખી શક્યું નથી! તમે પોતે જાણતા ન હો તો ઓળખી શકો ખરા?'

એટલામાં તો રણેન્દ્રની દૃષ્ટિ પડતાં તેણે સાદ આપ્યો: 'અરે! સોમપતિજી! તમે પોતે આવ્યા છો? આ વખતે દીપોત્સવની તમે ભારે તૈયારી કરી છે હો! ક્યાં ગયો તમારો ગાડાવાળો?'

નાગદેવે સોમપતિનો હાથ દબાવ્યો: 'એ તો ત્યાં બહાર છે!'

રણેન્દ્ર પાસે આવ્યો. તેણે સોમપતિના કાનમાં કાંઈક કહ્યું: તે માનતો ન હોય તેમ તેની સામે જોઈ રહ્યો. 'હેં! શું કહો છો? હોય નહિ. એ તો રસ્તામાં જ મળી ગયો છે. ગાડી પણ અમારા દેખતાં જ દમ્મ ખરચીને લીધી છે ને? અમે પછી એની ગાડીમાં ચડી બેઠા!'

'તમને શી ખબર? પણ હવે ચાલો, પાછો અદૃશ્ય થઈ જાશે! ક્યાં છે એ?'

સોમપતિ રણેન્દ્ર સાથે ચાલતો થયો. જતાં જતાં એક વખત પાછા ફરીને એણે નાગદેવ તરફ આંખ મારી લીધી. 'હું હમણાં આવું છું, સોમકાન્તજી! તમે જરા આપણે ઉતારે રહેજો!' સબસલામતની એ નિશાની સમજી નાગદેવ નિરાંતે પાછો ઉતારે ગયો.

રણેન્દ્ર ને સોમપતિ થોડેક આગળ ગયા કે તરત જ બે શસ્ત્રધારી સૈનિકો તેમની સાથે થઈ ગયા. મેદાનમાં પહોંચ્યા તો ગાડું હજી ત્યાં પડ્યું હતું ને બળદો છુટ્ટા ચરતા હતા. સામેથી એક માણસ નાહીને ચાલ્યો આવતો હતો. તે નજીક આવ્યો ને તરત જ રણેન્દ્રે કહ્યું: 'કાર્તિકસ્વામી કોણ? તમે?'

કાર્તિકસ્વામી સમજી ગયો. પોતે કોઈને શંકા ન પડે માટે એક બળદગાડી ખરીદી તેમાં સોમકાન્ત ને સોમપતિને રસ્તામાંથી બેસારી આ બાજુ યાત્રાળુ બનીને આવ્યો તો ખરો, પણ કુલચંદ્રના ગુપ્તચરની નજર બહાર એ રહ્યું લાગતું નથી. બે સશસ્ત્ર સૈનિકોની હાજરી પણ સૂચક હતી.

તેણે ગભરાયા વિના હવે સાચો પ્રત્યુત્તર આપવામાં લાભ દીઠો: ' હા, હું. મારું નામ કાર્તિકસ્વામી ! કેમ ?'

' તમે પાટણથી આવ્યા ?'

' હા. '

' પણ તમે તો કહેતા હતા ને કે હું વાગડથી આવી રહ્યો છું !' સોમપતિએ વચ્ચે જ કહ્યું.

' પાટણથી વાગડ થઈને હું આંહીં આવ્યો. શું કામ હતું મારું ? '

' અરે ! ભલા માણસ ! તમને તો મેદનીમાં ખોળી ખોળીને આમના તો પગ પણ રહી ગયા,' રણેન્દ્રે પેલા બે સશસ્ત્ર સૈનિકોને બતાવીને કહ્યું. ' મહાઅમાત્ય દામોદર મહેતાજી આંહીં આવી ગયા છે ને તમારી રાહ જુએ છે ! સારું થયું કે તમે જલદી મળી ગયા. તમે હવે ચાલો અમારી સાથે !'

' ક્યાં ?'

' ત્યાં રાજઅતિથિગૃહમાં, બીજે ક્યાં ? તમને આંહીં રાખીએ એટલે અમારું તો ચાર તસુ ભરીને દેશભરમાં વધાઈ જ જાય નાં ? તમે પણ રાજના અતિથિ છો !'

' અરે, ભાઈ ! ત્યારે તમે તો અમને રસ્તામાં કાંઈ કહ્યું પણ નહિ. અમને શી ખબર કે તમે આવા મોટા માણસ છો !' સોમપતિએ રણેન્દ્રની વાતચીતનો દોર જાળવી રાખ્યો કે જેથી એના ઉપર કોઈને શંકા જ ન આવે.

કાર્તિકે હસીને બન્નેને નમસ્કાર કર્યા. તે બોલ્યો: ' અંધારું થઈ ગયું છે. કાલે સવારે રાખવું હોય તો કાલે સવારે તમે મને આંહીં મળજો. આ ગૃહસ્થની પણ મારે માફી

માગવાની છે—સોમપતિજીની—એટલે રાત એમની પાસે કાઢી નાખીએ !'

'અરે ! ના રે ભાઈસાં'બ ! તમારા જેવા મોટા માણસને સાચવવાનું અમને ભારે પડી જાય !' સોમપતિ બોલ્યો. બોલીને તેણે રણેન્દ્ર સામે અર્થસૂચક દૃષ્ટિ કરી.

'અમે પાલખી લાવ્યા છીએ તમારે માટે, કાર્તિકજી ! મૂંઝાવાનું કાંઈ કારણ નથી. ચાલો.'

'પાલખી ?'

'હા, સુખાસન !' રણેન્દ્રે એક તાલી વગાડી ને એક ક્ષણમાં ચાર ભોઈઓ પાલખી લઈને હાજર થઈ ગયા. કુલચંદ્રની જાળમાં પોતે હવે બરાબર સપડાયો છે એ વિચારે કાર્તિક પ્રથમ જરાક અસ્વસ્થ બન્યો. પણ તરત તેણે મનમાં કાંઈક નિશ્ચય કરી લીધો. 'ત્યારે સોમપતિજી ! આ બળદ ગાડી આંહીં જાળવજો !'

'હા, કાંઇ ફિકર નહિ, પ્રભુ ! તમે સુખેથી રાજનું આતિથ્ય માણીને આવો, અમે તમને પાછા આંહીં જ મળીશું. હજી તો અમે આંહીં છીએ !'

કાર્તિક પાલખીમાં બેઠો. ભોઈઓએ ઝપાટાબંધ પાલખી ઉપાડી લીધી. સૈનિકો બન્ને બાજુ આવી ગયા. રણેન્દ્ર તેમની પાછળ ચાલ્યો.

સોમપતિ એમને જતા જોઈ રહ્યો હતો, એટલામાં નાગદેવ આવ્યો : 'કાં ?'

'ગયો બીજું શું ? આપણને ફાયદો કરતો ગયો.'

'મારો બેટો પણ જબરો ખરો હો. આખે રસ્તે એણે ગાડાવાળાનો વેષ આબાદ ભજવ્યો. આપણને સુખ્વાં

ખબર ન પડી. ચાલો, ઠીક થયું, પછી તેણે ધીમેથી ઉમેર્યું:
'આપણા ઉપરની શંકા ઓછી થઇ!'

'શંકા? આપણા ઉપર તો કોઇને નથી, ને હશે તો આ પ્રસંગથી હવે ઊડી જશે,' તેલી બોલ્યો. 'કાલે કોને મળવું છે? દામોદરને કે કુલચંદ્રને?'

'હવે તો દામોદરને જ મળીએ!' નાગદેવ બોલ્યો. 'આને પકડીને કુલચંદ્રે તો પાસો નાખ્યો છે. હવે તેની અસર એના ઉપર શું છે એ જાણીએ. એના ભાવષ્યની ચાલ એ રીતે જાણી શકાશે. કાલે સવારે જ જઇએ.'

## ૧૮. કાર્તિક છટકયો

**પાલખી** જ્યારે વિશાળ વાટિકાના એક અંધારિયા ખૂણામાં અટકી, ત્યારે કાર્તિકે બહાર ડોકું કાઢ્યું. ‘ કેમ ? આંહીં ભીતરવાનું છે ?’ તેણે ચારે તરફ દૃષ્ટિ કરી. રાજ-મહાલયના પાછળના ભાગની અવાવરુ વાટિકામાં તે આવ્યો હોય એમ એને લાગ્યું.

‘ થોડીવાર ધીરજ રાખો. તમને બહુ વાર રોકાવું જ નહિ પડે ! ’

‘ મહાઅમાત્ય દામોદર મહેતા પાસે મારે નથી જવાનું ?’

‘ જવાનું તો ત્યાં જ છે—પણ તમે બોલ્યા વિના જોયા તો કરો શું થાય છે તે. તમે રાજઅતિથિ છો. રાજઅતિથિ બહુ બોલે નહિ ! ’

‘ આંહીં તમારે માળવામાં એવું ધોરણ લાગે છે ! હું તે રાજઅતિથિ છું કે રાજકેદી ?’

‘ અત્યારે તો તમે બન્ને છો ! ’ રણેન્દ્રે કહ્યું.

‘ એટલે રાજકેદી પણ ખરો ? ’ કાર્તિક બોલ્યો.

‘ હા. ’

'કેમ? શા માટે હું રાજકેદી છું? તમે કોણ છો? તમને ખબર છે કે હું કોણ છું? આ વાત તમને ભારે પડી જશે! તમારી પાસે કોની આજ્ઞા છે?'

'તમે એ સઘળું દંડાધીશ મહારાજને કહેજો. અને આજ્ઞા આ . . . રહી જુઓ,' તેણે પોતાની પાસેની મુદ્રા બતાવી, એટલામાં સામેથી એક મશાલચી આવતો તેણે જોયો: 'રહો, તમને આજ્ઞા કરનાર પોતે આવતા લાગે છે!'

મશાલચી ને એક નાયક આવ્યા: 'રણેન્દ્ર!'

'પ્રભુ! આંહીં છે—આ બાજુ,' રણેન્દ્ર હાથ જોડીને સામે ગયો. 'દંડાધીશ મહારાજ પોતે નથી આવ્યા?'

'ના,' સેનાનાયકે જવાબ વાળ્યો. અને તે આગળ વધ્યો: પાલખી પાસે ઊભો રહ્યો. 'ક્યાં છે?' તેણે કડક અવાજે પૂછ્યું,

'કોણ ક્યાં છે?' પાલખીમાંથી બહાર નીકળીને કાર્તિક સામે ઊભો. 'કોને મને શોધો છો?'

'હા, તમને, તમારું નામ કાર્તિકસ્વામી કેમ? પાટણના દામોદર મહેતા સાથે તમે જ હતા નાં?'

'ક્યાં?'

'ત્યાં—ધારાનગરીમાં—'

'હા—'

'ઈશાનરાશિના મંદિરમાં તમે રાત ગાળવા થોભ્યા હતા કેમ?

'હા—'

'પછી તમે ક્યાં ગયા?'

'હું પાટણનો સાંધિવિગ્રહિક છું. હું ગુપ્તચર નથી

કે તમને દરેક પ્રશ્નનો જવાબ વાળું. હું આંહીં ઊભો છું તે તમે જુઓ છો. મહાઅમાત્ય દામોદર મહેતા સાથે હું આવ્યો છું. હું એકલો નથી. મારી સાથે મહાઅમાત્ય છે. મહાઅમાત્ય સાથે આખું ગુજરાત છે!'

'એ સંભારી આપવાનું અત્યારે કામ નથી. તમે ગુપ્તચર છો.'

'હું ગુપ્તચર? કોણે કહ્યું? પરરાષ્ટ્રના સાંધિવિગ્રહિકનું અપમાન કરો છો? તમને આ પગલું ભારે પડી જાશે.'

'તો જોઈ લેવાશે—રણેન્દ્ર! કુલચંદ્ર મહારાજે આજ્ઞા કરી છે. ગુપ્તચરને જે રીતે રાખો છો તે રીતે આને રાખો. મહાલયના પાછળના ભોંયરામાં!'

'કોની દંડાધીશની આજ્ઞા છે?'

'હું એ આજ્ઞા લઈને આવ્યો છું. પોતે રાજ-ભવનમાં મહારાજ પાસે છે. રણેન્દ્ર!'

કાર્તિકસ્વામીએ મશાલચીને પોતાની સામે—પાસે ઊભેલો જોયો. ભોઈઓને પાલખીની પેલી મેર દૂર બેઠેલા દીઠા. એક ક્ષણમાં તેણે કાંઈક નિશ્ચય કરી લીધો. બાજના જેવી ઝડપથી તેણે મશાલચીની મશાલ ઉંચકાવી લીધી. પગની એક ઝપટ લાગતાં જ મશાલચી નીચે દડી પડયો. આ શું થાય છે એ નાયક જાણી શકે તે પહેલાં તો બન્ને સૈનિકોનાં વસ્ત્રો ભડ ભડ સળગી ઊઠયાં. બન્ને જીવ બચાવવા કૂદી રહ્યા, ને કાર્તિક ઉપર ધસવાને બદલે સામસામા ભટકાઈને પટ-કાઈ પડયા. રણેન્દ્રે સમયસૂચકતા વાપરી એકદમ ધૂળનો મોટો ખોબો ભરી તેમના ઉપર ફેંકયો. પણ ધૂળ સૈનિકો ઉપર પડવાને બદલે મશાલચી ઉપર પડી. અને તે બેઠો થવા

જતો હતો, ત્યાં ખબ દઈને આંખમાં ધૂળ ઊડતાં તે પાછો, કાર્તિકે ફેંકી દીધેલી મશાલ ઉપર જ પટકાઈ પડ્યો. અંધારું થતાં તો કાર્તિકે મૂઠી વાળીને દોટ જ મૂકી. તે વખતે ભોઈઓ તો દોડીને સૈનિકોનાં વસ્ત્રો ઉપર ધૂળના ખોબેખોબા નાખવા માંડ્યા. ધૂળની ડમરીમાંથી આંખ ચોળતા પેલા સેના-નાયકે શું થયું છે તે જાણવા દૃષ્ટિ કરી, એટલામાં તો કાર્તિ-કને અદૃશ્ય થયેલો દીઠો.

'પકડો—એને, પાછળ પડો—આના ઉપર હજી ધૂળ નાખો—કોણ આ પડ્યું છે? પેલો દાઝ્યો છે નહિ?' અંદર અંદર પ્રશ્નોત્તરી થઈ રહી.

એટલી વારમાં તો કાર્તિકને છટકવાનો ઠીક લાભ મળી ગયો. ક્યાં જવું છે એની એને કાંઈ ખબર ન હતી. એ તો વિશાળ વાટિકામાં આડેઅવળે જેમ ફાવે તેમ આંધળી દોટ મૂક્યે જતો હતો. એને વિચાર આવ્યો કે આ તો રાજમહાલયનો પછવાડેનો ભાગ છે—અસંખ્ય પ્રતિહારીઓ આંહીંતંહીં ફરતા હશે—એટલે દોડતાં તો પોતે કદાચ ફસાઈ પડશે—જે ઝાડ એના હાથમાં પહેલું આવ્યું એના ઉપર એ ઝડપથી ચડી ગયો.

જે ઝાડ ઉપર કાર્તિકસ્વામી ચડ્યો તે જ ઝાડ ઉપર તેણે એક બીજા માણસને જોયો. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પણ પેલાએ અર્થ-ભરેલું મૌન રાખ્યું, એટલે કાર્તિક પણ ત્યાં શાંત બેઠો રહ્યો.

કુલચંદ્રના માણસો આગળ ને આગળ દોડ્યા જતા લાગ્યા. તે મનમાં ને મનમાં હસી રહ્યો. એમને આગળ દોડ્યા જતા જોઈને પેલો માણસ જરાક સરતો સરતો

કાર્તિક પાસે આવ્યો: 'એ હમેશાં આમ ને આમ આગળ દોડ્યા જાય છે. કોણ જાણે આંધળા છે કે શું છે? તે પહેલાં એક દિવસ મને પકડવા નીકળ્યા ત્યારે પણ આમ જ આગળ દોડ્યા ગયા હતા!' તેણે બહુ જ ધીમેથી કહ્યું.

તેટલામાં તો પેલા માણસો પાછા આવ્યા. બન્ને જણા એકદમ ચૂપ થઈ ગયા. પાસેના ઝાડ નીચે જ વાત થતી લાગી: 'પણ એટલી વારમાં આટલે સુધી જાય ક્યાંથી? મારો બેટો આંહીં જ ક્યાંક હશે. ઝાડ ઉપર તપાસ કરો.'

ઝાડ ઉપર એક માણસ ચડવા માંડ્યો. કાર્તિક ને પેલો માણસ બન્ને થંભી ગયા. પણ ઝાડનું થડ પેલા માણસને ઘણું જાડું લાગ્યું. તે પાછો નીચે ઊતરી ગયો. તે બીજા ઝાડ ઉપર ચડ્યો. ત્યાં કાંઈ ન લાગતાં પાછો આવ્યો. પાછા તેઓ ઝડપથી આગળ વધ્યા.

તેઓ ગયા કે તરત કાર્તિકે ધીમેથી પેલા માણસને પૂછ્યું: 'તમે શું કરવા આંહીં આવ્યા છો? ચોરી કે પ્રેમ?'

માણસ માથાનો લાગ્યો. તેણે જવાબ વાળ્યો: 'બન્ને એક જ છે.' તે કાર્તિક સામે જોઈને ધીમેથી હસ્યો: 'તમે? તમે તો પ્રેમ કરવા આવ્યા લાગો છો!'

'કેમ જાણ્યું?'

'તે વિના આવે અંધારે ઝાડ ઉપર ચડે કોણ? કાં દ્રમ્મનો ચોર—ને કાં પ્રેમનો ચોર—એમાંથી એક હોય.'

'તમારે તો દ્રમ્મનું જ કામ છે નાં?'

'હું તો દ્રમ્મને જ ઉત્તમ માનું છું. દ્રમ્મ હોય તો પ્રેમ મળે. પ્રેમના કાંઈ દ્રમ્મ આવતા નથી!'

'તમે આંહીં ઉજ્જેનીમાં રહો છો? શું કામ કરો છો?'

'કામમાં આ જ—દ્રમ્મ શોધી કાઢવા. બીજાની દ્રમ્મની ચિંતા ઓછી કરવી. દ્રમ્મ મેળવવા ને દ્રમ્મ આવે એટલે પ્રેમ કરવો. પ્રેમમાં દ્રમ્મ જાય એટલે પાછા દ્રમ્મ મેળવવા. આ જ ક્રમ. આજે આંહીં પણ એટલા માટે જ બેઠો છું! ત્યાં તમે આવ્યા!'

'આંહીં શા માટે બેઠા હતા?'

'પેલો દૂર દીપક બળે છે તે જોયો?'

એણે બતાવ્યું તે દિશામાં કાર્તિકે જોયું. કોઈ સુંદર મહાલયના ગોખમાં શાંત સુંદર દીપક જલી રહ્યો હતો. અંધારામાં એની શોભા અવર્ણનીય લાગતી હતી.

'ત્યાં શું છે? એ કાંઈ પ્રેમનો સંકેત છે?'

'ના, સંકેત નથી. ત્યાં પાટણનો મહાઅમાત્ય દામોદર મહેતો આવ્યો છે. એ રાજઅતિથિગૃહ છે! ત્યાં એ ઊતર્યો છે!'

'હા...' કાર્તિક રસથી સાંભળી રહ્યો: 'કોણ દામોદર મહેતો?'

'હા. આ બધા જો આડાઅવળા થઈ જાય તો મારે ત્યાં પહોંચી જવું છે! ગમે તેમ પણ એ પાટણનો છે.'

'ત્યાં પહોંચવું છે? કેમ? એ પાટણનો છે તેથી શું થયું?'

'કેમ તે આમ!' પેલાએ દ્રમ્મની નિશાની કરી. 'પાટણનો છે તેથી શું થયું? પાટણમાં તો એવા એવા શ્રેષ્ઠી પડ્યા સાંભળ્યા છે કે દુર્લભસરોવરમાં રાત્રે એમની નૌકા

નીકળે ત્યારે કાંઈ નહિ કાંઈ નહિ તો, સાતઆઠ કોટિની મૌક્તિકમાળાઓ ને રત્નમાળાઓ, પડખે બેઠેલી એમની પ્રિયતમાની ડોકમાં પડી હોય ! આ મહાઅમાત્ય એ દેશનો છે. આપણા સેનાપતિ કુલચંદ્રજી પાટણ ઉપર એક વખત હાથ મારી આવ્યા, ત્યાં તો નગરી ઉજ્જેનીની કોઈ વારાંગના સાચા મોતીની માળાવિનાની હવે નજરે પડતી નથી ! એવો એ દેશ. એનો આ મહાઅમાત્ય. આજ તો નજર ત્યાં ઠરી છે. બેચાર લક્ષ દ્રમ્મનો સોદો છે. આવવું છે ? થાય છે હિમ્મત ? જે મળે તે અરધું અરધું. '

' હિમ્મત તો થાય, પણ રસ્તામાં પકડાઈ જઈએ તો ? '

' આપણને પકડે એને મહાકાલેશ્વર પૂછે. મારો બેટો કોઈ પ્રતિહારી જે રસ્તે પગલું મેલવાની પણ હિમ્મત ન કરે એ રસ્તો આપણો ! '

' પણ પેલી મારી—આવશે—' કાર્તિકે હાંકયું. ' તેનું શું થાય ? '

' કોણ છે ? '

' પદ્મશ્રીની દાસી ! '

' અરે ! પેલી મલ્લિકા ! તમેય તે મારા ભાઈ ! એમાં શું મોહ પામ્યા છો ? આ ચાર લક્ષ મેળવીએ તો એવી સત્તરસો મલ્લિકા મળશે. તમેય શું મારા ભાઈ ! દ્રમ્મ મૂકીને પ્રેમના ઠૂંઠાને વળગ્યા છો ? કેવા બ્રહ્મદેવતા છો ? '

' હા. '

' શું નામ ? '

' કેશવ ! '

' કવિતા કરો છો ? '

'કોઈ કોઈ વખત.'

'ત્યારે તમે દ્રમ્મ પણ ખોશો ને પ્રેમ પણ ખોશો. માલવનારીને ચોથા ચરણની સિદ્ધિ વિના રીઝવવી સહેલી નથી. આ અમારા સેનાપતિ કુલચંદ્રજી કવિતામાં ને કવિતામાં તો આખી વનિતા લઈ આવ્યા. ને તે પણ કેવી? પદ્મ જેવી રાજકુમારી પદ્મશ્રી. કવિતા વિના અવંતીમાં કોઈને પ્રેમ મળ્યો સાંભળ્યો છે કે આંહીં બેઠા તપ કરો છો? ચાલો મારી સાથે. પહેલાં દ્રમ્મ મેળવો. પછી કવિતા મેળવો. ને પછી પ્રેમભરી પ્રિયતમા તો તમારી સોડમાં લપાશે. આંહીં તો—પેલી તમારી, તમને લૂખા જોઈને ધુતકારી કાઢશે!'

કાર્તિકસ્વામીને ચોરની ફિલસૂફીમાં રસ પડ્યો. ને દામોદરના ગૃહમાં જ ચોરી કરવા જવાનો હતો એ વાતથી એને વધારે રસ આવ્યો. એના મનમાં ચટપટી થઈ કે આને જો પેલો સોમકાન્તજી બતાવી દીધો હોય—તે મનમાં ને મનમાં મોટેથી હસી પડ્યો.

'તમારું નામ?

'મારું નામ જગદીપ!'

'જગદીપજી! એક વાત તમને એવી બતાવું કે તમારે જિંદગીભર ચોરી જ ન કરવી પડે!'

'એવી કોઈ વાત, ભાઈસા'બ! મહેરબાની કરીને મને બતાવતા નહિ. કરોડોની ચોરી કરીને પછી મારે આળસુની પેઠે બેસવું નથી. એ મને ફાવે પણ નહિ. મારે તો વારંવાર લક્ષ બે લક્ષ દ્રમ્મ લાવવા. વળી એ ખૂટે એટલે પાછા બીજા લાવવા. હમેશાની એક ચોરીનો—એક સુવર્ણ

મુદ્રા મહાકાલેશ્વરને ધરવાનો—અને એક કાવ્ય કરવાનો–તો મારે નિયમ છે !'

કાર્તિકને આ જગદીપ વિચિત્ર લાગ્યો. તેને મનમાં હસવું તો બહુ જ આવ્યું. તેણે વિચાર કર્યો કે સાહસ કરીએ તો આની સાથે દામોદરના અતિથિગૃહમાં અત્યારે જ પહોંચી જવાય. પછીની વાત પછી. એટલામાં નાસીપાસ થઈને પાછા ફરતા સૈનિકોનો અવાજ સંભળાતાં બન્ને શાંત થઈ ગયા. રાત્રે જ્યારે સઘળું શાંત થયું, સૈનિકો ગયા લાગ્યા, પ્રહરીઓના અવાજ પણ ચૂપ થઈ ગયા, ચારે તરફ અંધકારનું સામ્રાજ્ય જામ્યું, ત્યારે કાર્તિક ને જગદીપ બન્ને અત્યંત ચૂપકીથી નીચે ઊતર્યા. આડેઅવળે માર્ગે થઈ તેમણે રાજઅતિથિગૃહના દીપકનું નિશાન સાધ્યું. બહુ સાવધાનતાથી તેઓ રાજઅતિથિગૃહ તરફ આગળ વધ્યા.

## ૧૯. દામોદરની રત્નપરીક્ષા

**પ્રભાતમાં** મહાકાલેશ્વરનાં દર્શન કરી આવી દામોદર કાંઈક સ્વસ્થતાથી બેઠો હતો. એટલામાં પાસેના ખંડમાં થતા ખખડાટે એ ચોંકી ઊઠ્યો. એણે વધારે ધ્યાન દીધું. તો કાંઈક ધીમો અવાજ આવતો હતોઃ 'પ્રભુ! આ . . ઉઘાડો . . ઉઘાડો!'

દામોદરને આશ્ચર્ય થયું. તેણે છજામાં જઈને નીચે દૃષ્ટિ કરી તો ભેરુમલ્લ પોતાના પ્રતિહારીના સ્થાન ઉપર જ ઊભો હતો. દામોદર પાછો આવીને શાંત બેસી રહ્યો. અવાજ ફરી ફરીને આવ્યો. હવે તેણે ધીમેથી પેલા ખંડનું બારણું ઉઘાડ્યું. અંદરથી તરત કાર્તિકસ્વામી બહાર નીકળી પડ્યો.

'અરે! . .'

'પ્રભુ! હમણાં બોલતા નહિ. વા પણ વાત લઈ જાય છે. વખતે કોઈક નીચેથી ઉપર આવતું હશે!'

'અરે પણ તું હતો ક્યાં? તને ખબર છે કે કુલચંદ્રે આપણી કેવી બેઆબરૂ કરી છે? તારી ગણના ગુપ્તચરમાં થઈ રહી છે!'

'એ બધી વાતનો નિકાલ થશે, પ્રભુ! પહેલાં મારી

વાત તો સાંભળી લ્યો.'

'તું અત્યાર સુધી ક્યાં હતો?'

'ટૂંકામાં જ કહી દઉં. પહેલાં ઉવટ પંડિત. પછી સોમપતિ તેલી. પછી ઉજ્જેનનો રસ્તો. પછી ચંડિકાશ્રમ.'

'ચંડિકાશ્રમમાં તું હતો? મેં તો જોયો નહિ!'

'ચંડિકાશ્રમમાં તો કાલે જ આવ્યો, પ્રભુ! એટલામાં તો તરત જ કુલચંદ્રે સૈનિકો મોકલ્યા. પાલખીમાં મને ઉપાડ્યો. સમજાવ્યું કે ચાલો તમને મહાઅમાત્ય સંભારે છે, ને આંહીં આવી ગયા છે. તમે રાજઅતિથિ છો. હું મનમાં તો ઘણું સમજ્યો કે રાજકેદી બનું છું પણ બીજો ઉપાય ન હતો. રાજવાટિકામાં પાલખી ઉતારી!'

'હેં? શું કહે છે? ત્યારે તો તારે ભોં ભારે પડી હશે!'

'હા, પ્રભુ! ભોં તો ભારે પડી. પણ ખરી હકીકત હજી બાકી છે. ત્યાંથી તક લઈ ને હું ભાગ્યો—ઊભી મૂઠીએ. મારી સમક્ષ ઊભેલા મશાલચીને પાડ્યો. મશાલથી સૈનિકોનાં વસ્ત્રો સળગાવ્યાં. એટલે થયો ગોટો. તેનો લાભ લઈ રાજ-વાટિકાના એકાદ વૃક્ષ ઉપર ચડી બેઠો. ત્યાં એક બીજા મિત્રનો પણ ભેટો થયો. તેની મદદથી પછી આંહીં આવી ગયો!'

'પણ આંહીં શી રીતે આવ્યો?'

'સૌ આવે છે એ રીતે. પ્રહરીની નજર ચુકાવીને, ઝાડ ઉપર ચડી, અગાશીમાં ઊતર્યો ને ત્યાંથી પછી આંહીં આવ્યો.'

'ને પેલો તારો મિત્ર?'

'એ બિચારો હજી નીચે ભંડકિયામાં સડે છે!'

'પણ પ્રભુ—એક વ્યાપારીની વાત મારે કરવાની

છે. તે તમને કદાચ મળવા આવશે . . . '

કાર્તિકનું વાક્ય અધૂરું રહી ગયું. ભેરુમલ્લનો ઉપર આવવાનો અવાજ સંભળાયો. ત્વરાથી કાર્તિક પાછો ખંડમાં પેસી ગયો. દામોદરે ધીમેથી સાંકળ ચડાવી દીધી. તે પાછો સ્વસ્થ થઈને બેસી ગયો. ભેરુમલ્લ આવ્યો ત્યારે એની આંખો બંધ હતી ને હાથમાં ભગવાન રુદ્રની માળા ચાલી રહી હતી.

ભેરુમલ્લ વાત કહેવી કે ન કહેવી એ વિચારમાં એક ઘડીભર થોભ્યો. ત્યાં આંખે માળા અડાડી ' જય મહાકાલ ! જય પ્રભો ! જય શંભો ! જય સોમનાથ ! ' કરતા દામોદરે આંખો ઉઘાડી. ભેરુમલ્લને સામે ઊભેલ જોઈ તેને બોલવાની નિશાની કરી. હોઠથી રુદ્રનો જાપ તો ચાલુ રહ્યો.

' પ્રભુ ! એક વ્યાપારી આવ્યો છે—રત્નમાણિક્યનો. કહે છે, એરંડપલ્લીથી આવું છું. એની પાસે મૂલ્યવાન નંગ છે—ને બતાવવા આવ્યો છે ! '

' ઓ હો હો ! શું મારા પ્રભુની કૃપા છે, ભેરુમલ્લ ! હું વિચાર કરી રહ્યો હતો કે મહારાજે મને એક નંગ ભગવાન મહાકાલને ચરણે ધરવાનું કહ્યું હતું ખરું, પણ એવું નંગ આંહીં મળશે કે નહિ—ત્યાં આ વેપારીને સામેથી ચાલીને ભગવાને જ મળવા મોકલ્યો. ' દામોદરની માળા પૂરી થવા આવી.

' ક્યાંનો છે ? તમે શું કહ્યું ? ' દામોદરે ઈશાનરાશિને ત્યાં જે સાંભળ્યું હતું તે યાદ કર્યું. એને જ પાછો સોમપતિ તેલીને ત્યાં જોયો હતો. દામોદરનું આશ્ચર્ય વધતું ગયું. એ જ માણસ આ હશે. હમણાં કાર્તિક પણ એ જ વાત કરી રહ્યો હતો.

'કહે છે, એરંડપલ્લીથી આવું છું!'

'એમ ? આવવા દો, આવવા દો.'

ભેરુમલ્લ નીચે ખબર આપવા ગયો. એ જ્યાં બે ડગલાં નીચે ઊતર્યો હશે ત્યાં પાસેના બંધ ખંડમાંથી એક અવાજ આવ્યો: 'પ્રભુ!'

'દામોદરે ઊઠીને ત્વરાથી અવાજ ન થાય તેમ બારણું ખોલ્યું. કાર્તિક સાથે એક બીજો આદમી હાથ જોડીને ઊભો હતો. દામોદરના આશ્ચર્યનો તો પાર રહ્યો નહિ.

'અલ્યા—આ કોણ છે ? આંહીં—આંહીં ક્યાંથી ? અત્યારે ?'

'પ્રભુ! એ બધું હમણાં કહેવાનો સમય નથી. ભેરુમલ્લ અબઘડી પાછો આવશે. એ જેને લઈને આવે છે તે . . .'

કાર્તિક પાસે સર્યો. તેણે દામોદરના કાનમાં ધીમેથી કાંઈક કહ્યું.

'હેં!' દામોદર આશ્ચર્યથી સ્થિર થઈ ગયો.

'હોય નહિ!'

'ચોક્કસ છે—તમે જોજોને, મારે આટલું કહેવું હતું. હવે આ ખંડ બંધ કરો—હું આંહીંથી નીચે જઈ સ્નાન-આદિથી પરવારું છું.'

'દામોદર કાર્તિકની વાત પર વિચાર કરતો સ્વસ્થતાથી ગાદી ઉપર પૂરો બેઠો ન બેઠો ત્યાં ભેરુમલ્લે બે માણસ સાથે પ્રવેશ કર્યો. તેમાંના એકને માથે સોનેરી પાઘ હતી. પગમાં ભરતભરેલી રૂપેરી મોજડી હતી. હાથે રત્નનો બાજુબંધ હતો. ડોકમાં હીરામાણિક્યનો હાર, ને કાનમાં બહુમૂલ્ય મૌક્તિકનાં કુંડળ શોભી રહ્યાં હતાં. ઉજ્જેનનો શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ શ્રેષ્ઠી પણ જેને પડખે ઝાંખો પડી જાય એવો તેનો દેખાવ

હતો. હોઠ ચણોઠી જેવા લાલ હતા. આંખ વિશાળ, સ્વચ્છ, ને તેજસ્વી હતી. રાજવંશી ગૌરવથી એ અંદર આવ્યો.

'આવો, આવો, શ્રેષ્ઠીજી! આવો. તમારે વિષે તો મેં ઘણું સાંભળ્યું છે. દરવર્ષે મહાકાલેશ્વર આવવું થાય છે કાં?' દામોદરે આવકાર આપ્યો. કાર્તિકની વાત એને સાચી લાગી. નાગદેવ હોય તો ના નહિ. તે સૂક્ષ્મવેધક દૃષ્ટિથી શ્રેષ્ઠીને જોઈ રહ્યો.

નાગદેવ દામોદર પાસે આગળ આવ્યો. સોમપતિ તેલી ચંદનની એક નાની પેટી પાસે રાખી તેને સાચવતો જરા દૂર બેઠો.

'મેં એમ સાંભળ્યું છે, પ્રભુ! કે મહાકાલેશ્વરને ચરણે આપને એક નંગ ધરવું છે!'

'હા, મારે ધરવું તો છે, શ્રેષ્ઠીજી! પણ અમને પોસાય તેવો માલ તમારી પાસે હશે? મહારાજ અવંતીનાથનો તમને પરિચય રહ્યો—એટલે અમારી ગુંજાશની વાત કરી સારી!'

'અવંતીનાથ પોતે તો મહાન પરીક્ષક છે—તુરંગના ને તરલ રત્નોનાં—'

શંકા ન પડે માટે વાતને દામોદર, વ્યાપારનું રૂપ આપી રહ્યો હતો. પણ શ્રેષ્ઠીના જમણા હાથ ઉપર છુપાવતાં ન છૂપેલું ધનુષનું એક અત્યંત આછું આંટણ તેના ધ્યાનમાં આવી ગયું. તેણે એ તરફ દૃષ્ટિ કરી અને ત્વરાથી નજર પાછી ખેંચી લીધી. તે એકદમ સાવધ બની ગયો. પોતે એકલો હતો—સામે પક્ષે, ચંદનની પેટી પાસે બેઠેલો સોમપતિ એની દરેકેદરેક હિલચાલને નિહાળી રહ્યો હતો.

'તૈલીજી તો ધારાનગરીના છે કે?'

'હા, પ્રભુ!' સોમપતિએ હાથ જોડ્યા.

ચંદનની પેટીમાંથી એક પછી એક મૂલ્યવાન રત્નો નીકળવા માંડ્યા.

દામોદર ચકિત થઈને જોઈ રહ્યો. કર્ણાટની સમૃદ્ધિનો એનો ખ્યાલ ફેરવી નાખે એટલાં બધાં રત્નો તો આંહીં નાગદેવ સાથે ફેરવતો હતો!

એટલામાં ભેરુમલ્લ પાછો નીચેથી ઉપર દોડ્યોઃ

'પ્રભુ!'

'કેમ?'

'દંડાધીશજી આવે છે!'

'પોતે?' પેલા શ્રેષ્ઠીએ કહ્યું. તેણે એક દૃષ્ટિપાતે જરાક સોમપતિ તરફ જોઈ લીધું.

સોમપતિની નજરમાં દૃઢ વિશ્વાસ જોઈ તે પાછો સ્વસ્થ બની ગયો. બન્નેની નજરભાષાની કુશળતા જોઈને દામોદર છક્ક થઈ ગયો.

'હા, પ્રભુ! પોતે આવે છે—આ આવ્યા!' ભેરુમલ્લે જવાબ વાળ્યો. એટલામાં તો કુલચંદ્ર આવીને બારણામાં જ ઊભો હતો. દામોદર તેને લેવા માટે ઊભો થઈને સામે ચાલ્યો. આજન્મ મિત્રની છટાથી તેણે તેનો હાથ પકડ્યો. 'તમે આવ્યા તે બહુ સારું થયું, કુલચંદ્રજી! હું મૂંઝાતો, તો. મારું રત્નપરીક્ષાનું જ્ઞાન ઊંઠા જેટલું, ને આવા કોઈ વિદેશી શ્રેષ્ઠી આગળ ક્યાંક, મારું અજ્ઞાન ઉઘાડું પડી જાય, એવો મને ભય હતો ત્યાં તમે આવ્યા. એક નંગ મારે ભગવાન મહાકાલેશ્વરને ચરણે ધરવાનું છે, મહારાજે કહ્યું

છે ધરવાનું—તે હું પસંદ કરતો હતો—આવો આવો.'

પેલા શ્રેષ્ઠીએ કુલચંદ્રને નમન કર્યું. સોમપતિએ બે હાથ જોડીને કુલચંદ્રને પ્રણામ કર્યા : 'અરે! તેલી—તમે આવ્યા છો?'

'જી, પ્રભુ! મહાઅમાત્યને થોડા નંગ બતાવવા સોમકાન્તજી સાથે આવ્યો છું!'

'એ તો દરવર્ષે ભગવાનને દર્શને આ વખતે આવે છે, કેમ?'

'હા, પ્રભુ!'

દામોદર ને કુલચંદ્ર પાસે પાસે બેઠા. બેસતાં કુલચંદ્રની પીઠ બંધ ખંડના બારણા તરફ આવી જાય એવી સાવચેતી રાખી દામોદર નિરાંતે એની સામે બેઠો.

રત્નપરીક્ષા શરૂ થઈ. નાગદેવનો વિશ્વાસ તો હવે ઘણો વધી ગયો હતો. તેને ખાતરી થઇ ગઈ કે પોતાને કોઈ ઓળખે તેમ નથી.

દામોદરને વાતમાં ઊંડો રસ આવ્યો. તેને કર્ણાટના સેનાપતિ કમલાદિત્યની *કથા યાદ આવી. આ નાગદેવ—કર્ણાટનો સમર્થ સેનાપતિ દર વર્ષે આ પ્રમાણે આવતો લાગ્યો. કર્ણાટની આવી કૌશલ્યપરંપરાથી તે આશ્ચર્ય પામ્યો. નાગદેવ—શ્રેષ્ઠી બનીને આવ્યો છે—ને કુલચંદ્રને પણ તેનું ધ્યાન નથી! દામોદરને તો પોતાને મદદરૂપ થઈ પડે એવી નાગદેવની હાજરી મધથી પણ મીઠી

* કમલાદિત્ય તૈલપનો સેનાપતિમંત્રી. પોતે તૈલપ સાથે ઝઘડયો છે એવો વેષ ભજવી તે મુંજ પાસે રહ્યો ને મુંજના સૈન્યને ગોદાવરી પાર કરાવી તૈલપને હાથે પરાજય અપાવ્યો.

લાગતી હતી !

'બોલો, શ્રેષ્ઠીજી ! સોમકાન્તજી ! આ નંગ—વૈદૂર્ય-મણિ છે કાં ?—એનું મૂલ આશરે—કુલચંદ્રજી તો જબ્બર રત્નપરીક્ષક રહ્યા—કોઈ વાત એમની નજર બહાર ન હોય, એ એનું મૂલ્ય કહેશે, પણ તમે શું આંકો છો ?'

'પ્રભુ ! મણિનું કદ એક જ હોય—ને મૂલ્યમાં સહસ્ર-ગણો તફાવત હોય. મૂલ્ય તો તેજનું છે, કદનું નથી !'

'બરાબર કહ્યું, શ્રેષ્ઠીજી !' કુલચંદ્રે દામોદરના ટૂંકા કદ ઉપર વિનોદ કર્યો.

'અરે શ્રેષ્ઠીજી ! તમને આ કાવ્યરસજ્ઞનો ખ્યાલ નથી લાગતો. બોલતાં જરાક ભૂલ કરો તો એ તો પાછા વાણીના પણ સ્વામી રહ્યા !' દામોદર બોલ્યો.

'પ્રભુ ! એમના વડે તો અવંતીનો યશ ગોદાવરી પાર ગયો છે. આ બાજુ પાટણ ધ્રૂજે છે. ગજરાજના પણ પોતે એવા જ જબરા પરીક્ષક છે !'

'જબરા પરીક્ષક ? અરે ! ગજ, તુરંગ, ને તરલરત્નો ત્રણે એમને હસ્તામલકવત્ છે.'

બહુ રસથી નિહાળીને જોતો હોય તેમ શ્રેષ્ઠી કુલચંદ્રની ડોકની માળા જોવા લાગ્યો. 'પ્રભુ ! આ તો ગજમૌક્તિકો છે !' આશ્ચર્ય પામતો હોય તેમ તે બોલ્યો. કુલચંદ્રે હસીને તેને હા પાડવા ધુણાવ્યું. ને એક રત્ન પસંદ કર્યું.: 'અમાત્યજી ! આ લો.'

'શું છે આનું, શ્રેષ્ઠીજી ?' દામોદરે રત્ન હાથમાં લેતાં કહ્યું.

'સવાલક્ષ દ્રમ્મ !'

'સારું. એ રાખ્યું. દ્રમ્મ તમને ચંડિકાશ્રમમાં—ક્યાં ત્યાં ઊતર્યો છો નાં—મળી જાય તો?'

'ભલે.'

થોડી વાર પછી નાગદેવ ઊઠીને ઊભો થયો. એને પોતાના ઉપર હવે એટલી આત્મશ્રદ્ધા બેસી ગઈ હતી કે તેણે બન્નેને પ્રણામ કરી રજા લેતાં લેશ પણ ઉતાવળ ન કરી. દામોદર એની શ્રદ્ધા પામી ગયો.

'મહાઅમાત્યજી! ત્યારે રજા લઉં? મારે મહારાજ ઉદયાદિત્યને પણ મળવું છે!'

'એમ? મળો મળો, આવ્યા છો તો પૂરેપૂરો લાભ લો. કુલચંદ્રજીએ ઉજ્જૈનને તો એકછત્રે રાખ્યું છે. ચોરનું નામ નિશાન નથી. તો પણ તમારું રત્નરહસ્ય જાળવજો શ્રેષ્ઠીજી! કોઈને હજી રહસ્યનો પત્તો તો નથી મળ્યો નાં?'

નાગદેવે જવાબ વાળ્યોઃ 'ના રે, પ્રભુ!' પણ તેને એક પળ દામોદરના વાક્યે વિચાર કરતો કરી મૂક્યો. પહેલી વાર તેની આત્મપ્રતીતિમાં જરાક શંકાની છાયા પડી.

દામોદર હસી પડ્યોઃ 'હું તો વિનોદ કરું છું, શ્રેષ્ઠીજી! એમ કોણ તમારાં રત્નોનાં રહસ્યને જાણવાનું હતું? ને જાણીને ય શું? ચંડિકાશ્રમ જેવું સ્થળ છે, સોમપતિજી સાથે છે, કુલચંદ્રજીનો વજ્જર પહેરો છે—પછી શો વાંધો છે?'

'જય મહાકાલ!' નાગદેવે બે હાથ જોડી દામોદરને અને કુલચંદ્રને પ્રણામ કર્યા. દામોદરે એની પીઠ ફરી કે તરત કુલચંદ્રને કહ્યું: 'બોલો, દંડાધીશજી! મહારાજની શી આજ્ઞા છે? હું એ જાણવા ક્યારનો રાહ જોઈ રહ્યો છું!'

'મહારાજ તમને આજ સાંજે મળવાના છે!'

કુલચંદ્રે કહ્યું. દામોદરે જોયું કે કુલચંદ્રના મનમાં નાગદેવ વિષે લેશ પણ શંકા ઊપજી નથી. તે મનમાં ને મનમાં આનંદ પામ્યો.

'વાહ વાહ! મારે એ વિનતી કરવાની હતીઃ ત્યાં તો તમે એ જ સમાચાર આપ્યા. કુલચંદ્રજી! અવંતીનો વાસ અને સિપ્રા નદીના જલતરંગ—ખરેખર તમે ધન્ય છો હો!'

દામોદરે થોડીવાર પ્રતીક્ષા કરી કે આ સામે કાંઈ કહે છે કે તમે પણ ધન્ય થશો—તો તો પોતે ઊંડા જળમાં ઊતરતો અટકે ને મહારાજના અરધાપરધા નિશ્ચયની એટલી માહિતી મળે. કુલચંદ્રે વાત ઉડાવી દીધી.

'પછી તમારો—પેલો—શું નામ એનું?'

'કાર્તિકસ્વામી. આહા! દંડાધીશજી! તમે મને મોટી ચિંતામાંથી બચાવી લીધો. એની વાત તો કરવાની જ રહી જતી હતી. એ બચારો ચંદ્રાવતીથી આવતાં આંહીતંહી કોણ જાણે ક્યાં, આ અફાટ માનવમેદનીમાં અટવાઈ જાત—છે પણ પાછો જરા ભોળા જેવો, મારા સિવાય એકલો બહુ રખડયો નથી નાં એટલે!—ત્યાં તો ઠીક થયું કે તમે પાલખી મોકલાવી, એને તેડાવી લઈને છેક આંહીં સુધી સૈનિકોના રક્ષણ નીચે મોકલાવી દીધો! એની પાસે પાછી મૌક્તિકમાળા હતી! ને મેદનીમાં . . .'

દામોદર તો વાત હજી લંબાવત પણ કુલચંદ્ર આ ટાઢા મારથી ઊંચોનીચો થઈ ગયો. દામોદરને લાગ્યું કે યોદ્ધો હમણાં મૂંઝાઈ જશે—એટલે એણે ટૂંકેથી પતાવ્યુંઃ 'પ્રભુ! આ વખતે તો તમારા આતિથ્યે મને મહાન ઋણમાં મૂક્યો છે! આવા ઋણનો બદલો તો વળી વળે ત્યારે! ઠીક

થયું, મહારાજને મળવાનું છે, ને કાર્તિક પણ આવી ગયો છે, એટલે મારે ચિંતા તો ગઈ!'

'ત્યારે એ આંહીં આવી તો ગયો નાં?' કુલચંદ્રે ઠંડી રીત રાખવાનો યત્ન કરતાં પૂછ્યું. પણ એના પ્રશ્નમાં છૂપાઈ રહેલ રોષ ને તીવ્ર ઉદ્વેગ દામોદર કળી ગયો. આ ટૂંકો, કદરૂપો, નિઃશસ્ત્ર માણસ પોતાને ઉજ્જયિનીમાં હંફાવી ગયો એ એને લાગી આવ્યું હતું. જો કે એણે કળાવા ન દીધું. પરંતુ એટલામાં તો દામોદરે એને મર્મપ્રહાર કરી મૂકે એવા વિનયથી પ્રત્યુત્તર વાળ્યો: 'ત્યારે? સાજોતાજો આવી ગયો કુલચંદ્રજી! એ તમારા પ્રતાપે. એ મજા કરે. મેં તો કહ્યું કે તું મફતનો મૂંઝાતો હતો. કુલચંદ્રજીની ઉજ્જયિનીમાં તારું કોઈ નામ ન લે. એવો કડક પ્રભાવ એમનો પડે છે. સાજોતાજો આવી ગયો!'

'ક્યાં ચંદ્રાવતી હતો?'

'એ બાજુ સ્તો કુલચંદ્રજી! પણ આ અમારા દંડનાયકે હવે ચંદ્રાવતીને ક્યાં ચંદ્રાવતી રહેવા દીધી છે? હવે તો એ અમરાવતી બની ગઈ છે. શી શોભા કરી છે? મેં તમને નહોતું કહ્યું? આરસની રચના છે—પણ જાણે સ્ફટિક કહ્યો જાય નહિ! ને એક એક શિલ્પાકૃતિ મૂકી છે! એક વખત, દંડાધીશજી! જોવા જવા જેવું છે. જરૂર જાઓ! હમણાં આપણને કાર્તિક કહેશે—એ તો જોઈને ઘેલો ઘેલો થઈ ગયો છે! અરે! કાર્તિક!' દામોદરે કાર્તિકસ્વામીને મોટેથી બૂમ પાડીને બોલાવ્યો.

હવે વધુ વખત આ ઠંડો માર કુલચંદ્ર સહન કરી શક્યો નહિ.

'જુઓ, મહાઅમાત્યજી!' કુલચંદ્રનો અવાજ કાંઈક વધારે કડક થયો: દામોદર એની મૂંઝવણથી વિનોદ પામ્યો. 'તમે આ પાટણ ન સમજતા!'

ખંડ આખો ભરાઈ જાય એવું મોટું હાસ્ય દામોદર હસી રહ્યો: 'હા... હા... હા... હા—એ શું બોલ્યા? કુલચંદ્રજી! હું કાંઈ એવો ઘેલો થયો છું કે આને પાટણ લેખું? પાટણ એ પાટણ: અવંતી એ અવંતી.'

'ના, પણ હું કહું છું તે સમજી લો—આ તમારી સાથે છે નાં—'

'—કાર્તિકસ્વામી!'

'હાં, કાર્તિકસ્વામી. એને તમે કહી દેજો કે, મહારાજ અવંતીપતિ ભલે એમને ઠીક પડે ત્યારે તમને જવાબ આપે, જવાબ આપે કે ન આપે, સાંધિવિગ્રહિક તરીકે સ્વીકારે કે ન સ્વીકારે, જે થાય તે ભલે થાય—પણ તમે આંહીં રહો તે દરમ્યાન તમે અમારા રાજઅતિથિ છો—એ રીત જાળવીને તમે હરોફરો—એમાં વાંધો—'

દામોદરે વચ્ચે જ ઉપાડી લીધું: 'અરે! દંડાધીશજી! આ તમારાં આતિથ્યસન્માન—અમે કાંઈ નગુણા છીએ કે એ ભૂલી જઈએ—? એ તો અમને હમેશાં યાદ રહેશે. આ સન્માન કાંઈ ભૂલ્યું ભૂલાય એવું છે? અરે! કાર્તિકસ્વામી! ભેરુમલ્લ!' દામોદરે પાસે પડેલો શંખ વગાડ્યો.

જવાબમાં હમણાં જ જાણે સ્નાન કરીને પરવાર્યો હોય તેવો કાર્તિક નીચેથી ઉપર આવીને બે હાથ જોડીને દામોદર સામે ઊભો રહ્યો.

'દંડાધીશજી તને યાદ કરતા હતા—કાર્તિક!'

'પ્રભુ!' કાર્તિકે બે હાથ જોડીને પ્રણામ કર્યાઃ 'આપ ખબર લો નહિ ને હું આંહીં આટલો વહેલો આવું નહિ! આપે પાલખી મોકલાવીને મને પહોંચતો કરી દીધો ન હોત તો તો હજી કોણ જાણે ક્યાં હું અટવાતો હોત? શું માનવમેદની મળી છે, પ્રભુ! એમાંથી રસ્તો કાઢવો એ અજાણ્યાનું તો કામ જ નથી!'

કુલચંદ્રની અધુરી વાતને જાણે પૂરી કરવાની તક જ રહેવા દેવી ન હોય તેમ દામોદર તરત પ્રશંસા કરી :

'માનવમેદની મળી છે પણ વ્યવસ્થા કેવી છે? ક્યાંય કોઈ ચોરી સાંભળી? કોઈ ને કોઈ ઉપાડી ગયું એવું સાંભળ્યું?'

'ના—રે! ક્યાંય કહેતાં ક્યાંય નહિ ને, પ્રભુ! એક તણખલું ય કોઈનાથી ખસે એમ નથી!'

'ત્યારે એનું નામ અવંતીપતિના દંડાધીશ! સમજ્યો?'

'પ્રભુ! આપે મોકલેલા માણસે બરાબર સમયસર જ કહ્યું કે મહાઅમાત્ય રાજઅતિથિગૃહમાં છે ને તમારે ત્યાં જવાનું છે—હું તો મૂંઝાતો હતો કે હવે ક્યાં જાઉં, ત્યાં એણે મને સીધો આંહી જ મૂકી દીધો!'

કુલચંદ્ર અચાનક ઊભો થઈ ગયોઃ 'ત્યારે અમાત્યજી! હું જાઉં. ભેરુમલ્લ! એ ભેરુમલ્લ! ક્યાં ગયો?'

ભેરુમલ્લ નીચેથી દોડ્યોઃ 'જો, મહાઅમાત્યજીને લેવા પાલખી આવશે—' કુલચંદ્ર બોલ્યો. પણ એનો અવાજ કંપતો હતો.

'પ્રભુ! પાલખી?' કાર્તિક હાથ જોડી રહ્યો.

'હા, પાલખી. પાલખી આવશે—સમજ્યો? સાંજે

મહારાજ એમને મળવા માગે છે. આતિથ્ય તો બરાબર થાય છે કે, ભેરુમલ્લ?'

'અરે! એ શું બોલ્યા, કુલચંદ્રજી! આપના માણસના આતિથ્યકૌશલ્યમાં કાંઈ કહેવાનું હોય? ઠીક ત્યારે જય સોમનાથ!'

'હા, જય મહાકાલેશ્વર!' કુલચંદ્રે જવાબ વાળ્યો.

કુલચંદ્ર ચાલતો થયો. એની ચાલમાં તીવ્ર અધીરતા હતી. એણે રોષ દબાવ્યો હતો—પણ એનો હાથ ઘા મારવા અધીરો હોય તેમ જરાક કંપી રહ્યો હતો.

દામોદરે એ જોયું. તે એની સાથે થોડે સુધી ગયો: 'પાલખી આવશે કાં? કુલચંદ્રજી!' દામોદરે એની રજા લેતાં કહ્યું.

'અમાત્યજી!' કુલચંદ્રે હવે તીવ્ર અવાજે કહ્યું: 'પાલખી આવશે—તમને લેવા. મહારાજ આજે જ તમને જવાબ આપી દેશે. એ પાલખી રાજગઢમાં જ જશે—બીજે નહિ જાય—બસ. તમારે એ ખાતરી જોતી હતી નાં? માળવામાં ક્યાં ગજસૈન્ય નથી કે આમ તમારી પાલખીને કોઈ આડીઅવળી ફેરવશે?'

'હાં—બસ—બસ, દંડાધીશજી! પેલું વળી નાહકનું પાટણપતિને . . . હા . . . હા . . . હા . . .' દામોદરે હસીને વાક્યને અધૂરું મૂકી દીધું.

કુલચંદ્ર એ અધૂરા મર્મને સહી શક્યો નહિ: 'પાટણ આવે, આવે શું કરો છો, અમાત્યજી! આવવું હોય એ બોલે નહિ કે અમે આવીએ છીએ. એ તો આવીને ઊભા રહે!'

'જોઈએ, કુલચંદ્રજી! જરા ધીરા પડો. મહારાજ

શું કહે છે—તમારે શું કહેવું છે—એ બધું જોઈએ ! પછી વાત. આપણે નીકળ્યા છીએ મૈત્રી કરવા, તે છેક જ છેલ્લે પાટલે તો નહિ બેસીએ. આવવા—ન આવવાની વાત તો પછી રહી. તમારે ય જોવાનું તો હશે નાં કે કોઈ બીજું આવવાનું તો નથી નાં ? ઠીક ત્યારે—જય સોમનાથ !'

દામોદર રજા લઈને પાછો વળ્યો. તેણે કુલચંદ્રને કાંઈક રોષથી—કાંઈક તીવ્ર અધીરાઈથી—કાંઈક ઉદ્વેગથી, મહાવતને કહેતો સાંભળ્યો: ' ત્યાં લઈ લે, રણુરાગને; મહારાજ ક્યાં સિપ્રાતરંગમાં છે કે ?'

' હા, પ્રભુ !' મહાવતે કહ્યું.

' ત્યારે ત્યાં લે—રણુરાગને ! અરે ભેરુમલ્લ !' ભેરુમલ્લ દોડચો.

' આ બીજો ક્યારે આવ્યો ?' કુલચંદ્રે પૂછ્યું. ' ભાન તો આવું જ રાખે છે કે ? એક તણખલું હલવું ન જોઈએ એમ તને નથી કીધું ? એ રાતે આવી ગયો લાગે છે. આવું જ ધ્યાન રાખે છે ? ઠીક જો, હવે સાંજ સુધી આ બેમાંથી કોઈ બહાર જાય નહિ. સાંજે એમને લેવા પાલખી આવશે. જાઓ.' અને મહાવતને કહ્યું : ' ચાલ, રણુરાગને, ત્યાં હંકાર—સિપ્રાતરંગમાં.'

ઘંટાઘોષ કરતો કુલચંદ્રનો ગજરાજ ચાલ્યો.

દામોદર એને જતો જોઈ રહ્યો.

એ અદૃશ્ય થયો એટલે એણે કાર્તિકસ્વામીને કહ્યું: ' કાર્તિક—પેલો તારો મિત્ર ક્યાં ગયો ? એ આપણું એક કામ કરી દેશે ?'

' કયું પ્રભુ !'

'આ નાગદેવ આવ્યો હતો નાં—' દામોદરે ધીમેથી કહ્યું: 'તેની મુદ્રા લાવવાનું!'

'પ્રભુ! મેં જગદીપને એ જ કહ્યું છે—' કાર્તિકે દામોદરને કહ્યું.

'જગદીપ—?'

'એ ચોરમિત્ર. એનું નામ જગદીપ છે.'

'શું કહ્યું છે?'

'કે તું ચંડિકાશ્રમમાં જઈ, જો પેલા શ્રેષ્ઠીની મુદ્રા ઉપાડી લાવે તો તને મહામૂલ્યવાન નંગ ઇનામ આપી દઈએ! કુલચંદ્રજી આંહીં આવ્યા ત્યારે જ મારી સુવર્ણ-માળા આપી મેં એને રવાના તો કરી દીધો છે. પેલા નાગદેવનાં નંગ જોઈને એની તો આંખ ફાટી ગઈ છે!'

'પણ એ કરી શકશે આ કામ?'

કનકનો મોહ છે. છે ઘણો ચપળ. અટપટા રસ્તાઓનો જાણકાર છે. ને અવાજ ન થાય એવી રીતે ચાલવાની તો એનામાં ગજબની શક્તિ છે!'

'ઠીક, જુઓ. આપણે તો હવે કુલચંદ્રને હંફાવીને જ આંહીં રહી શકીએ એવું છે. હમણાં હવે એ સીધો મહારાજ પાસે જ જશે!'

ત્યાર પછી તરત બન્ને જણા થોડી વારમાં એમની ઊંડી વિશ્રમ્ભકથામાં પડી ગયા. તેઓ અત્યાર સુધીની કાર્તિકની વાતમાં એવા તલ્લીન થઈ ગયા કે ભોજનનો સમય થયો એની પણ તેમને ખબર ન રહી.

કાર્તિકની વાતોએ દામોદરને સચિંત કર્યો હતો, સાવધ પણ બનાવ્યો હતો, અને સાંત્વન પણ આપ્યું હતું.

કુલચંદ્રને પરાજય આપવાની વધુ સામગ્રી એની પાસે આવી પડી હતી. પણ એનો ઉપયોગ થઈ શકશે કે નહિ—એ જ એની ચિંતા હતી.

સાંજે સોનેરી માળાઓથી શણગારાયેલી રૂપેરી પાલખીને આવતી જોઈને દામોદરે કાર્તિકને કહ્યું: 'કાર્તિક! મહારાજ ભોજરાજ સાંધિવિગ્રહિક તરીકે આપણને સ્વીકારવાની ના પાડશે એમ લાગે છે!'

'શા ઉપરથી એમ કહો છો, પ્રભુ!—અવંતી ઉપર કર્ણાટનો પ્રત્યક્ષ ભય તો આજે દેખાય છે છતાં.'

'આ જો આવે—પેલી સોનેરી બેડી જો—કુલચંદ્ર આટલો ઠાઠ કરીને એ મોકલાવી છે. એમાંથી જવાબ મળી રહે છે!' દામોદરે પાલખી આવતી કાર્તિકને દેખાડી. તેણે ધીમેથી કહ્યું: 'જો, તારે ચપળતાથી બહારના એકાદ ખંડમાં જ થોભવું એવો મારો વિચાર છે. મહારાજ ઉદયાદિત્યને ને મંત્રીશ્વર રોહકને આપણે પહેલાં સમજાવી લઈશું. ઉદયાદિત્ય પરમારવંશી છે. વીરનર છે, એણે પોતાનું નગર ઉદયપુર રચ્યું છે. એમાં એણે આપણા દંડનાયક વિમલના જેવો શિલ્પકલાનો આનંદ માણ્યો છે. એ ભગવાન શંકરનો પરમભક્ત છે. એને હૈયે કુલચંદ્ર અને પદ્મશ્રીની વાત કારી ઘા કરી જાશે. જયસિંહ તો કુલચંદ્રની રાજનીતિની વિરુદ્ધ છે જ. મંત્રીશ્વર રોહક સતત દ્રમ્મની ચિંતામાં છે. એ યુદ્ધ ઇચ્છતો નથી, એને તો દ્રમ્મ જોઈએ છીએ. આપણે દ્રમ્મ આપીશું હમણાં—વ્યાજ સાથે પાછા મેળવવા માટે. ચાલો ત્યારે—કુલચંદ્રે શી રીતે મહારાજ પાસે વાત મૂકી છે એ જાણ્યા પછી નાગદેવની વાત નછૂટકે કરવી પડશે તો જ

કરીશું. તું તૈયાર છે નાં?'

'હા, પ્રભુ!'

દામોદરે પોતાનું ઉત્તરીય વસ્ત્ર સરખું કર્યું, મૌક્તિક માળાઓ બરાબર કંઠમાં ગોઠવી, અને મહારાજ ભીમદેવે, ભોજરાજને માટે ભેટ મોકલેલ એક ઉત્તમ નંગ સાચવીને સાથે રાખી લીધું. તે સોમનાથનું સ્મરણ કરતો નીચે ઊતર્યો.

પ્રસંગ દેખીતી રીતે જાણે માત્ર ભોજરાજને મળવા જવા જેવો હતો પણ અવંતીનાથ એને સાંધિવિગ્રહિક તરીકે ન સ્વીકારે ને કુલચંદ્રની રાજનીતિ વિજય મેળવે—તો પાટણને જે હાનિ થાય તેના ખ્યાલે એ ધ્રૂજી ઊઠ્યો. કાર્તિક એ કળી ગયો.

'પ્રભુ! ભગવાન સોમનાથની અમીદૃષ્ટિ હજી તો પાટણ ઉપર છે!'

દામોદરે જરાક મોં મલકાવીને માથું હલાવ્યું. 'ચાલો કાર્તિક, ભેરુમલ્લ આવતો લાગે છે!'

રાજમહેલ પાસે પહોંચ્યા ત્યારે દામોદરે 'સિપ્રાતરંગ'ના ગવાક્ષમાં ત્રણચાર રાજપુરુષોને ઊભેલા જોયા. એનું મન પ્રસન્ન પ્રસન્ન થઈ ગયું. મહારાજ ભોજરાજ એકલા એને બોલાવીને સીધેસીધું રોકડું પરખાવી દે કે અવંતીને પાટણની સંધિ જોઈતી નથી, એવી ભયાનક પરિસ્થિતિનો હવે પોતાને સામનો કરવાનો નહિ હોય એ ખ્યાલથી એ આનંદ પામ્યો હતો. એને લાગ્યું કે રણક્ષેત્ર અરધું તો જિતાઈ ગયું છે. કુલચંદ્રની કડક એકદૃથ્થુ રાજનીતિને મહારાજે નકારી લાગે છે. મંત્રીમંડળ પાસે એની વાત મૂકાશે એમ એને લાગ્યું. એને પણ એ જ જોઈતું હતું.

## ૨૦. ઉદયાદિત્ય

**દામોદરનો** ઉદયાદિત્ય વિષેનો ખ્યાલ સાચો હતો. અવંતીની પૂર્વ દિશામાં ભીલસા—કાલિદાસે વર્ણવેલી વિદિશા નામે નગરી હતી. એ નગરી તો કાલધર્મ પામી ગઈ હતી. પણ એના જ સાન્નિધ્યમાં એક તરફ ભગવતી નર્મદાથી રક્ષાયેલું અને બીજી બાજુ વિંધ્યાટવીની અટપટી ડુંગરમાળાઓથી દુર્ભેદ્ય બનેલું એવું એક સુંદર નગર વસ્યું ઉદયપુર. એ ઉદયાદિત્યની કલ્પનામાંથી જન્મ્યું અને વિકાસ પામ્યું. માલવાની ઉત્તર—પૂર્વ દિશાનો રક્ષણભાર મહામંડલેશ્વર ઉદયાદિત્ય ઉપર પડ્યો. બલવાન હૈહયોના સાન્નિધ્યે એને નિત્યજાગૃતિ આપી. પરમારવંશી રણકુશળતા એને માના દૂધમાંથી મળી. વિંધ્યાટવીની પર્વતમેખલાએ એને શિખરેશિખર અદ્દ્ભુત મંદિરોથી શણગારવાનો શિલ્પપ્રેમ આપ્યો. મહારાજ ભોજના નિકટના સંબંધી તરીકે અવંતીના વાતાવરણમાંથી એને કાવ્યરસિકતા સાંપડી. અને મા રેવાએ એને જન્મજન્માંતરમાં પણ ન મળે એવી શંકરભક્તિ આપી. દિવસ ને રાત એની પાસે બે વસ્તુ પડી રહેતીઃ એક એની અણનમી સમશેર —ઉદયભાણ; બીજી એવી જ મહામોલી—જીવનદર્શિની :

રુદ્રાક્ષની માળા.

મહારાજ ભોજરાજ પ્રત્યેની એની ભક્તિ અવિચલ હતી. પરમાર વંશની લેશ પણ ગૌરવહાનિ એનાથી સહી જાતી નહોતી. પણ એની રાજનીતિ અનુભવવડે ઘડાયેલી હતી. ઉત્તરના વિજયને સિદ્ધ કરવા એ હૈહયને ને *ચંદેલ્લાને વશ કરવાની હિમાયત કરતો. એમને પરાજય પમાડી એને માળવાનો +સર્પગરુડીધ્વજ કનોજ સુધી ફરકાવવાનો અભિલાષ હતો. ઉત્તરનો વિજય એ એને મન દક્ષિણનો પરાભવ હતો.

અવંતીમાં મહારાજ ભોજરાજ પછી બીજું એનું સ્થાન હતું. કુમાર જયસિંહ અનિશ્ચિત મનનો, કાંઈક સાધુ-રંગી માનસનો, યોદ્ધો અને અયોદ્ધો એવો વિચિત્ર તરુણ હતો. કુલચંદ્રના સાન્નિધ્યમાં કલ્પનાને જગાડે એવી રણઘેલછા જાગતી, પણ એનામાં રાજવંશી અમીરાત નહોતી. એટલે માલવપ્રજાને મન મહામંડલેશ્વર ઉદયાદિત્ય પરમાર અવં-તીના ગૌરવના પ્રતીક સમાન હતા. મહારાજ ભોજરાજથી માંડીને નાનામાં નાના પટલિક સુધી સૌના મનમાં એમને માટે એક વિશિષ્ટ પ્રકારની શ્રદ્ધા હતી. એ બહુ જ ઓછું બોલતા. પણ જ્યારે બોલતા ત્યારે એ શબ્દ નિશ્ચયાત્મક બની રહેતો.

એના શિલ્પપ્રેમને, પરમારવંશી ગૌરવને, કે એના રાજનીતિના સિદ્ધાંતને—ત્રણમાંથી શાને પહેલાં સ્પર્શ કરવો એ વિચાર કરતો દામોદર રાજમહાલય 'સિપ્રાતરંગ'ના ભવ્ય સોપાન ચડી રહ્યો. મંત્રણાગૃહ પાસેના એક નાના ખંડમાં

* મધ્યપ્રાંતમાં. હ હાલનું બુંદેલખંડ + અવંતીની ધજામાં સર્પ અને ગરુડનાં ચિહ્ન હતાં

એણે કાર્તિકને ઠેરવાનું કહ્યું. તે પોતે અંદર ગયો.

એણે મંત્રણાસભામાં પ્રવેશ કર્યો, તો સામે છેડે મૂલ્યવાન ગાદીતકિયાને અઢંગીને બેઠેલો એક જુવાન રાજવંશી પુરુષ એની નજરે પડ્યો.

દામોદરે બે હાથ જોડીને વિનમ્રતાથી એને નમસ્કાર કર્યા. એણે બે હાથ જોડીને સહેજ ડોકું નમાવી એ નમન ઝીલ્યાં. દામોદર પાસે પડેલા ગાદીતકિયા ઉપર પોતાની જગ્યા લેવા જતો હતો, ત્યાં એણે સહેજ ડોકું હલાવીને તેને પાસે બોલાવ્યો. દામોદર તેની પાસે જઈને બેઠો. તેના હાથમાંની રુદ્રાક્ષની માળા ફરતી રહી અને જપ ચાલતો રહ્યો.

થોડીવાર પછી, ખુલ્લી બારીમાંથી નજરે પડતી મહાકાલેશ્વરની ધ્વજાને એણે અત્યંત ભક્તિથી માળા આંખે અડાડી નમન કર્યું. પાસે પડેલી સોનેરીમુઠની ભયંકર તલવારને તેણે એક બાજુ ખેસવી; તે દામોદર તરફ સર્યો. અને બોલ્યો: 'ક્યારે આવ્યા છો, મહેતા ?'

દામોદર એના પ્રતાપી આકર્ષક દેહને નિહાળી રહ્યો. એના ચહેરામાં એક પ્રકારનું રાજવંશી મોહક ગૌરવ હતું. અણિશુદ્ધ, સીધું, સુંદર ગરુડીનાક અને ભલમનસાઈભરેલી લાલટશરવાળી વિશાળ આંખો જોનારની નજરને બે ઘડી પકડી રાખતાં. કોઈ સુંદર શિષ્ટ સંસ્કારી શિલ્પાકૃતિ પાસે શોભતાં જે આનંદ થાય તેવો આનંદ ઉદયાદિત્યના સાન્નિધ્યમાં મળતો.

'આપને મળવા આવવાનો હતો, પણ હમણાં તો ઓહો હો ! ભગવાન મહાકાલેશ્વરનાં દર્શન માટે શી મેદિની જામી છે ! અને એમાં પાછો મહોત્સવ છે !'

'હૈહયરાજ આવવાનું સાંભળ્યું હતું. પણ આવ્યા લાગતા નથી. તમે તો એને મળ્યા હશો. હૈહયરાજને ત્યાં તમે જ ગયેલા કાં?'

દામોદરનું હૃદય આનંદથી ડોલી ઊઠ્યું. પોતે રાજનીતિની ચર્ચા આની સાથે થોડી કરી લે—પછી ભોજરાજને મળવાનું થાય તો સારું, એવી એની ઇચ્છા હતી, ત્યાં એ વાતની એણે જ પહેલ કરી.

'હા પ્રભુ! ત્યાં હું ગયેલો!'

'કહે છે, નગરી કર્ણાવતી એ બનાવી રહ્યા છે દેશ-વિદેશથી શિલ્પીઓ આવ્યા છે. અમરાવતીની તોલે આવે એવી રચના માંડી છે. એ સાચું?'

'એક રીતે સાચું, પ્રભુ! ને એક રીતે ખોટું.'

'કેમ એમ શી રીતે?'

'નગરી એણે માંડી છે એ સાચું. અમરાવતીની તોલે આવે એ ખોટું!'

'બહુ સુંદર નહિ હોય—એ તો આજન્મ યોદ્ધો નાં? હૈહયકુળના બીજા સંસ્કાર તો એવા જ!'

'હા, પ્રભુ! સાચું કહ્યું. એક બીજી વાત પણ છે—

મંત્રીશ્વર રોહક સામેથી આવ્યા. દામોદરે ઊઠીને એને નમસ્કાર કર્યા. રોહકે ઉદયાદિત્યને નમસ્કાર કર્યા. દામોદરનો હાથ ઝાલીને એની પાસે જ એ બેઠો. 'શાની વાત ચાલે છે, મહેતા? પાટણથી કાંઈ નવો વિનોદ લાવ્યા છો કે શું?'

'તમારે તો વિનોદ જ જોઇએ કાં?' ઉદયાદિત્યે કહ્યું.

'શું કરીએ, મહામંડલેશ્વરજી? અમારે હરરોજ ચિંતા

છે,' તેણે હાથવડે દ્રમ્મની નિશાની કરી. 'સાંજ પડે ત્યારે હાશ થાય છે કે આજ તો આબરૂ રહી ગઈ! કુલચંદ્રજીએ આજે સો નવા ગજરાજ લીધા. બોલો, હવે? ને એમાં સો નવા કવીશ્વર આવ્યા હોત તો?' કુલચંદ્રની વાતે દામોદર ચમકી ઊઠ્યો. પણ તે વધારે ઉત્સાહથી બોલ્યોઃ 'વાત તો હૈહયરાજની કર્ણાવતીની થાય છે. પણ પ્રભુ!' તેણે ઉદયાદિત્ય તરફ નજર કરીઃ એ નજરમાં અનેક અર્થો હતા. 'મારા અંતરમાં પણ એક કર્ણાવતી વસી રહી છે. પાટણને જો થોડાં વર્ષો શાંતિનાં મળી જાય—એની પાસે દ્રમ્મનો તો પાર નથી—તો જેને જુગજુગ સુધી લોકો નીરખ્યા જ કરે એવી નગરી બનાવું. મહારાજના પુત્ર કર્ણદેવ—એમના નામે અમારી એ કર્ણાવતી!' દામોદર બોલીને ઉદયાદિત્ય સામે જોઈ રહ્યો. હૈહયરાજની મૈત્રીનો ઉલ્લેખ ઉદયાદિત્યે કર્યો હતો એ એ કળી ગયો હતો. પાટણની મૈત્રી માળવા કરે, પણ હૈહયો સાથે મળેલ પાટણનો શો વિશ્વાસ? એ ધ્વનિ એમાં હતો. દામોદરે પોતાનું સ્વપ્ન જણાવતો હોય તેમ હૈહય-પાટણની સ્પર્ધા વિષે કહી દીધું. ઉદયાદિત્ય ઉપર એની શી અસર થઈ એ જોવા એક ઘડીભર એ થોભ્યો.

એની અત્યંત તીવ્ર બુદ્ધિથી ઉદયાદિત્ય ડોલી ઊઠ્યો ને ભય પણ પામ્યો.

'પણ હું તો તમે આવ્યા ત્યારે બીજી વાત કહેવા જતો હતો, મંત્રીશ્વર!' દામોદરે આગળ ચલાવ્યું, 'અમારા દંડનાયકે ચંદ્રાવતીને તો અમરાવતી જેવી બનાવી દીધી છે—અને શું મંદિરો બાંધ્યાં છે? ઓહોહો! જુગજુગાંતર સુધી જોતાં માણસ થાકે નહિ, એવી કોઈ અજબ રચના

કરી છે. હું તો કહું છું ગણધર, ગણધર રહ્યો જ નથી. એ તો મહેન્દ્રનો જ સાક્ષાત્ શિલ્પી બની ગયો છે! અને દ્રમ્મ ...' તેણે સહજ કહેતો હોય તેમ કહ્યું, પણ શબ્દો મંત્રીશ્વરના મોંમાં પાણી છૂટે એવી સાવચેતીથી મૂકયા: 'અને દ્રમ્મ ... પ્રભુ! ત્યાં દંડનાયકે શું દ્રમ્મ વાપર્યા છે? એ શિખર રહ્યું બ્રાહ્મણોના હાથમાં. તેમણે દંડનાયકને આપવાની ના પાડી. પરાણે લેવાય તો તો સોલંકીકુલ લાજે. માગે તો દંડનાયકના પિતૃઓ લાજે. માટે વિજ્ઞપ્તિ કરી, વેચાતું આપવાની. જવાબ મળ્યો: "સુવર્ણદ્રમ્મ જેટલી જગ્યામાં પાથરો એટલી જગ્યા તમારી"'

'હેં! ખરેખર?' મંત્રીશ્વર રોહક આશ્ચર્યમાં સ્થિર થઈ ગયો. એટલા દ્રમ્મની વાતે એને તો ડોલાવી દીધો. એની પાસે આટલા દ્રમ્મ હોય!'

'ત્યારે નહિ, મહાઅમાત્યજી? એ તો બ્રહ્મહઠ ઠરી. રાજહઠ ત્યાં કાંઈ કામ આવે?'

'પછી—બીજી જગ્યા પસંદ કરી, એમ નાં?'

'અરે! ના રે! દંડનાયક એટલે શું સમજો છો? વંશપરંપરાનું દ્રવ્ય કાઢયું. અને માંડયા જમીન ઉપર સુવર્ણદ્રમ્મ પાથરવા!'

'અરે! અરે! શું કહો છો? ખરેખર?'

ઉદયાદિત્ય ને રોહક બન્ને સાંભળી જ રહ્યા. દામોદરે ધારી અસર પાડી હતી. મંત્રીશ્વરને પાટણની મૈત્રીમાં દ્રમ્મનો ઢગલો દેખાયો. ઉદયાદિત્યને હૈયનો સફળ સામનો દેખાયો. કુલચંદ્રની લૂંટે અવંતીમાં જે લક્ષ્મી રેલાવી હતી તે ઘડીભર રોહકને યાદ આવી ગઈ. પણ યુદ્ધ વિના જો

દ્રમ્મ મળતા હોય તો આ સાંધિવિગ્રહિક ભલે આંહીં રહેતો —એનું મન ડગી ગયું.

'ગણધર—ગણધર તમે કહ્યા ? એ પ્રધાન શિલ્પી છે ?' ઉદયાદિત્યે પૂછ્યું. એના અંતરમાંનો શિલ્પપ્રેમ બોલી રહ્યો હતો.

'હા. તમે ઉદયપુરમાં નીલકંઠેશ્વર મહાદેવની રચના કરવા ધારો છો, તો પ્રભુ ! એક વખત એ ત્યાં લઈ જવા જેવું રત્ન છે !'

'પણ . . . આવે ? આવે ખરો ?'

દામોદર હસી પડ્યોઃ 'કેમ ન આવે? એને લાવી દેવો મારે.'

પોતાની ભૂમિકાને તૈયાર થતી જોઈ, તે વધારે ઉત્સાહથી આગળ વધ્યોઃ 'પ્રભુ ! દંડનાયકને મેં તો કહ્યું કે "ચાલો, અવંતી—કુલચંદ્રની ગજસેના જોવા જેવી છે." એમણે કહ્યું, "અનેક ગજસેનાના સ્વામીઓને ન મળે એવી વસ્તુ હવે મને મળી ગઈ છે. જુગજુગાંતરે ઊભાં રહે એવાં મંદિરો હું તો બંધાવીશ. મને મંદિરોની તુલનામાં મહારાજ્યો પણ હવે તુચ્છ લાગે છે !" આરસની ભુક્કી પડે એ બારોબાર સુવર્ણ-રજ આપીને શિલ્પીઓને બોલાવ્યા છે—ને શી સૃષ્ટિ ખડી થઈ ગઈ છે ! ઓહોહો ! અમારો કાર્તિક તો કહેતાં ધરાતો નથી !'

'હાં, હાં, મહેતા ! તમારી વાતમાં આપણે તો ક્યાંયના ક્યાંય ઉડી આવ્યા. કુલચંદ્રજીનું કહેવું છે—મહરાજને એમણે કહ્યું પણ છે.' રોહક અચાનક બોલ્યો.

'શું કહેવું છે ? મંત્રીશ્વર ?' દામોદર સાવધ બની ગયો.

'કુલચંદ્ર કહે છે, તમે હૈહયરાજને સાધ્યા છે. બીજું સાંધિવિગ્રહિકનો ધર્મ લોપ્યો છે. ત્રીજુ તમારા ગુપ્તચરે રાજરહસ્ય જાણ્યું છે. પાટણને અત્યારે સંધિની જરૂર છે એટલે તમે આવ્યા છો—એ જ રીતે એને વિગ્રહની જરૂર હશે, ત્યારે વિગ્રહ કરનારો આવશે. તમારે સંધિની નહિ—સમયની જરૂર છે. અવંતીમાં તમને માન ત્યાં સુધી મળશે, મહેતા! જ્યાં સુધી તમે સાંધિવિગ્રહિક હશો. તમારો એ કાર્તિક કોઈ ગુપ્તચર છે? એને તમે સાથે ફેરવી રહ્યા છો? કુલચંદ્રજી કાંઈક એવી વાત કહે છે તેનું શું?'

'મહાઅમાત્યજી! હૈહય વિષેનો જવાબ મેં તમને આપી દીધો. તમને તે સમજાયો નથી?'

'શું?'

'પ્રભુએ જાણ્યો છે?' દામોદરે ઉદયાદિત્ય તરફ ફરીને બે હાથ જોડ્યા. ઉદયાદિત્યે ડોકું ધુણાવ્યું: 'જાણ્યો!'

'શું છે તમે જ કહોને?' રોહકે ફરીને પૂછ્યું.

'અમારે હૈહયો સાથે મૈત્રી છે તે કેવા પ્રકારની છે તે તમારે જાણવું છે? કર્ણદેવને એરંડપલ્લી લેવું છે, લાટ લેવું છે, સ્તમ્ભતીર્થ લેવું છે. અમારે પણ એ બધું લેવું છે. અમારી ને એમની વચ્ચે સ્પર્ધા છે—આગળ જવાની. અમારી મૈત્રી આ પ્રકારની છે. તમે કર્ણાટ ને હૈહય બન્નેની વચ્ચે છો. હવે બીજી વાત. રાજરહસ્યની. આંહીં કાર્તિકસ્વામી છે એને બોલાવું? રાજરહસ્યની જે વાત એની પાસે છે—એ એણે પોતાના પેટમાં રાખી મૂકી છે. હું એ પ્રગટ કરીશ તો મહારાજ ઉદયાદિત્ય એની સમશેરથી મારું બ્રાહ્મણનું માથું વાઢી નાખશે. તમારે એ જાણવી છે?'

રોહકે ઉદયાદિત્ય સામે જોયું. ઉદયાદિત્યના ચહેરા ઉપર કાંઈક રોષભરી ગ્લાનિ હતી. રોહકે કહ્યું: ' મહેતા ! મહારાજ ભોજરાજ તમને સાંધિવિગ્રહિક તરીકે સ્વીકારે એનો અર્થ એટલો, કે તમે આંહીં રહીને પાટણ અને અવંતી વચ્ચે દૃઢ અનુરાગ સ્થાપો. તમે આંહીં બેઠા અમારું નખ્ખોદ કાઢો એવા સાંધિવિગ્રહિક અમારે જોઈતા નથી ! કુલચંદ્રજીની શંકા વિષે તમારે શું કહેવાનું છે ?'

' એ જ હું કહેતો હતો. તમે કહ્યું તે તો બરાબર છે. ભારતવર્ષમાં અનેક રાજ્યો છે. હૈહય છે, ચંદેલા છે, ચૌલુક્ય છે, પ્રતિહાર છે, ચોહાણ છે, યાદવ છે, અનેક છે. કોઈ રાજવંશની કુમારી એક સામાન્ય—વણિક જાતિને પરણી હોય એવું હજી સુધી તો જાણ્યું નથી. ભારતવર્ષનું ગૌરવ જાળવવાનો પરમારો દાવો કરે છે. ચૌલુક્યો એવો દાવો કરતા નથી. પણ કુંવરી તો પરમારવંશની—એક સામાન્ય વણિક જાતિને ત્યાં જવાની છે—એ રાજરહસ્ય કાર્તિકના પેટમાં પડ્યું છે. એ વાત સાંભળીને મને એટલી લજ્જા આવી કે તમે પરાણે બોલાવ્યો ન હોત, તો હું આ બોલત નહિ. અવંતી—ને પરમારવંશ કયા ગર્તમાં પડે છે—એ જોનારા ને જાળવનારા તો આ રહ્યા—મહારાજ ઉદયાદિત્ય જેવા. મારું બ્રાહ્મણ સાંધિવિગ્રહિકનું એ કામ પણ નથી. મંત્રીશ્વર ! આ રાજરહસ્ય—અને કુલચંદ્રજીના દ્વેષનું એ કારણ. તમારે મને સ્વીકારવો ન સ્વીકારવો એ તમારી મનની મોજનો વિષય છે. મારો અશ્વ પણ વેગવાન છે. આપ ઇચ્છશો તો આવતી કાલે હું તો પાટણ પાછો ચાલ્યો જઈશ. કોઈ દેશ બે વરસ લડે, પાંચ વરસ લડે, દસ વરસ લડે—સો

સો વરસ સુધી તો અવંતી ને પાટણ જ લડે! ભલે, તમને યુદ્ધમાં રસ આવતો હોય તો પાટણ પણ—મંદિરો, તળાવો, વાપી, મહાન સાગરો, અને કિલ્લાઓ કરવાને બદલે યુદ્ધમાં રસ લેશે. પણ ભગવાન મહાકાલેશ્વરના પરમભક્ત મહારાજ ઉદયાદિત્યની પાસે મારે ક્યારની એક વાત મૂકવી હતી. તમને પણ કહેવામાં કાંઈ વાંધો નથી!'

દામોદરને લાગ્યું કે શામ, દામ, ભેદ ને દંડ ચારે-ચારનો આશ્રય લીધા વિના કુલચંદ્રની રાજનીતિનું સામર્થ્ય નહિ તૂટે. તે આગળ વધ્યો:

'કુલચંદ્રજી તો જતિ છે, જોગી છે, યુદ્ધ કરશે, રણ-મેદાન ગજાવશે, અને કદાચ એમાં હારશે તો આવતી કાલે લૂગડાં ખંખેરી નાખશે! ત્રણની સામે એને એકને લડવું છે. પણ એને જોગીને શું? એને આગળપાછળ કંઈ પિતૃ-વંશની કીર્તિને ડાઘ બેસવાનો છે? પણ આ બાજુ બલવાન દેહલ—આ બાજુ કર્ણાટ, ને આ ત્રીજી તરફ પાટણ—એમ જ્યારે તમે કચરાશો ત્યારે તમારાથી, મારાથી કે મહારાજ ઉદયાદિત્યથી લૂગડાં નહિ ખંખેરાય! યાદ કરો, પ્રભુ! મુંજમહારાજના અમાત્ય રુદ્રાદિત્ય મહારાજને જીવતું સળગવું પડ્યું હતું! શું તમારે કે શું મારે, યુદ્ધ કરવું એ કાંઇ છોકરાં બેસવવાનાં નથી! મારે દામોદરને—પાટણનો વિનાશ થાય તો જીવતાં સમાધ લેવી પડે. તમારે, પણ મહારાજ રુદ્રાદિત્યને પગલે રાખની ઢગલી બની જવું પડે! તમે ને હું કે મહા-રાજ ઉદયાદિત્ય, પાટણ કે અવંતીને યુદ્ધે ચડાવતા પહેલાં, હજાર ગળણે પાણી ગળીશું. એમાં જ સંધિની સ્થિરતા રહી છે. કુલચંદ્રને—ગઈકાલના સાધુમહારાજને—એ રાજ-

રીતની શી ખબર પડે? તમે ગજસેના ગજસેના કરો છો —ને ગજસેના કેળવતા હશો, પણ ત્યારે શું કર્ણાટ પાડા કેળવતું હશે? તમે કાર્તિકને ગુપ્તચર ધારો છો—ને ગુપ્તચર કહો છો—ત્યારે હું છડેચોક તમને કહું છું કે, એ ગુપ્તચર જ છે. મંત્રીશ્વરજી! જેમ રાજરહસ્ય જાણ્યા પછી તમને અસુખ થયું છે—તેવું જ અસુખ એનું ગુપ્તચરપણું જાણ્યા પછી પણ થશે. તમારે જાણવું છે એ? એ ગુપ્તચર બન્યો છે—અમારો પાટણનો નહિ; અવંતીનો. એ વાત પ્રગટ કરશે—ને તમે મોંમાં આંગળાં નાખી જશો. એ બોલશે—ને તમે થંભી જશો. એ વાત કરશે—ને તમે ભડકી ઊઠશો. આંહીં તમારા અવંતીમાં અત્યારે જ—એવી વાતો પડી છે કે નથી તમે એ જાણતા, નથી મહારાજ જાણતા, નથી કુલચંદ્રજી જાણતા. હું જાણું છું, કાર્તિક જાણે છે, ને ત્રીજો કરનારો જાણે છે. મેં તમારા વિનિપાતમાં આનંદ માન્યો હોય તો તમને શા માટે એ પ્રગટ કરું? સીધે સીધો મારા ઘોડા ઉપર બેસી જાઉં નહિ કે વહેલું આવે પાટણ! તમારું થવું હોય તે થાય. મારે શું? પણ, રોહકજી! મહારાજ ભોજરાજ માત્ર અવંતીનું નહિ—ભારતવર્ષનું—અણમોલું રત્ન છે. એમને નામે આ રંક દામોદર પણ પોતાની જાતને ન્યોછાવાર કરવામાં કાંઈક ધન્યતા અનુભવે છે. એમની કંચનસભાનાં સોપાનરેણુથી દેહને છાઈ દેવાની મને પણ ઊંડી અભિલાષા છે. એમના કવિવરોમાં બેસીને વિદ્યાવિનોદ કરવાની મારામાં પણ કાંઈક સંસ્કારવૃત્તિ હજી રહી છે. મરણને કાંઠે બેઠો છું, ત્યાં એમના કાવ્યપરિમલનો રસાસ્વાદ લઈ લઉં—એટલે હું આવ્યો છું. તમને યોગ્ય લાગે, મહા-

મંડલેશ્વરજી ઉદયાદિત્ય મહારાજને યોગ્ય લાગે, સૌને યોગ્ય લાગે—તો મને સ્વીકારજો. નહિતર મારો માર્ગ મોકળો છે. સાંધિવિગ્રહિકને રોકવા જેટલો વિનિપાત તો હજી અવંતીના રાજપુરુષો નહિ બતાવે ! પ્રભુ ! હવે તમને યોગ્ય લાગે તે મહારાજને કહેજો. સો સો વર્ષનાં વેરઝેર ભુલાવવાનો યશ લેજો—અથવા બીજા નવા મહાન વિગ્રહ માટે પાટણને આમંત્રણ આપજો—જેવી તમારી ઇચ્છા. અમને બન્ને વાતમાં સરખો રસ છે—વિગ્રહમાં ને સંધિમાં. બાકી તમારે યુદ્ધ કરવા જેવી વાતો તો આંહીં અવંતીમાં અત્યારે જ પડી છે !'

ઉદયાદિત્ય સાંભળી રહ્યો હતો. તે એક પણ શબ્દ બોલ્યો ન હતો. પણ તેના ઉપર દામોદરની વાણીની ઊંડી છાપ પડી. તે વીરપુરુષ હતો. પરમારવંશની ગૌરવહાનિનો પ્રસંગ એને હલાવી ગયો. કુલચંદ્ર પરમારવંશની માનહાનિ કરવા જેટલી હિમ્મત ધરે તે એને રુચતું ન હતું.

'તમે પેલી શી વાત કરી, મહેતા ! જે અમે નથી જાણતા ને તમે જાણો છો ?' ઉદયાદિત્યે પૂછ્યું.

'મહારાજ ! એ વાત પણ હું પ્રગટ કરીશ—મારે છુપાવવાનું કશું નથી. પણ એ પ્રગટ થયા પછી—તમારા હરેકેહરેક રાજપુરુષની હિમ્મત એક કોડીની થઈ જાશે. મારે અત્યારે આંહીં દુશ્મનો વધારવા નથી—મિત્રો કરવા છે. છતાં એ વાત પણ હું પ્રગટ કરીશ. પહેલું તો મહારાજે અભયવચન આપવું પડશે !'

'શી બાબતનું ?'

'જેના વિષે વાત છે એને અભય દેવું પડશે !'

ઉદયાદિત્ય ને મંત્રીશ્વર બન્ને વિચારમાં પડી ગયા. દામોદરની વાતે બન્નેને વિચાર કરતા કરી મૂક્યા.

બહારથી યુવરાજ જયસિંહ, કુલચંદ્ર, સુરાદિત્ય એકદમ સભામાં ઉતાવળે ઉતાવળે આવી ગયા અને પોતપોતાની જગ્યાએ ગોઠવાવાની ધમાલમાં પડી ગયા. એ જ વખતે બહાર શંખનાદ થયો, પ્રતિહારનો છડી પોકારવાનો ઘોષ સંભળાયો, કવીન્દ્રોની ગીર્વાણવાણિની છટા કાને પડી, બહાર મેદાનમાં થયેલા ધનુષટંકારવથી દિશાઓ ગાજી ઊઠી, અને સુવર્ણના નુપૂરનાદે વાતાવરણ મધુર બની ગયું.

પાસેના ખંડમાંથી મહારાજ ભોજરાજ પોતે આવી રહ્યા હતા.

## ૨૧. દામોદરના સાંધિવિગ્રહિક પદનો સ્વીકાર થાય છે.

મહારાજ ભોજરાજ આવ્યા. આખું મંત્રીમંડળ પ્રણામ કરતું ઊભું થઈ ગયું. સિંહાસન ઉપર મહારાજે બેઠક લીધી અને એમના માથા ઉપર સુવર્ણરત્નજડિત છત્ર શોભી રહ્યું, પડખે બે સુંદરીઓ ચામર ઢોળતી ઊભી રહી. દ્વાર ઉપર પ્રતિહાર આવનાર જનારની ખબર રાખતો ઊભો રહ્યો. સૌ બેઠા કે તરત મહારાજને ભેટ ધરવા માટે દામોદર પાછો ઊભો થયો. તેણે મહારાજને પ્રણામ કર્યા. મંત્રીશ્વર રોહક સામે એક દૃષ્ટિ કરી.

'મહારાજ!' રોહક હાથ જોડીને બોલ્યો: 'દામોદર મહેતા પાટણથી આવ્યા છે. મહારાજને પાટણપતિએ મોકલાવેલી ભેટ લાવ્યા છે. મહેતા! આવો ને—'

દામોદર ભોજરાજને પ્રણામ કરતો આગળ આવ્યો: 'ઓહો! મહેતા પાછા તમે પોતે આવ્યા છો? તમે તો ફરીને આ બીજી વખત આવ્યા કાં? મહારાજ ભીમદેવે અમને ગાથા મોકલી—એ ભેટ અમને મળી ગઈ—આ વળી બીજી ભેટ શું લાવ્યા છો?' અવંતીપતિના વાણીમાં લેશ પણ કર્કશતા ન હતી.

'મહારાજ! આ એક રત્ન મહારાજે મોકલ્યું છે. મહારાજે કહ્યું છે કે અવંતીનાથને ભેટ ધરી મારા વતી આટલું કહેજો!'

'શું? એમની વાણીમાં તો સરસ્વતીનો પ્રસાદ હશે. શું કહેવરાવ્યું છે મહારાજ ભીમદેવે?'

'પ્રભુ! મહારાજ પાટણપતિએ કહેવરાવ્યું છે કે. સો સો વર્ષ પાટણ ને અવંતી લડ્યાં. એમનું વીરત્વ દુનિયાએ જાણ્યું. હવે એ વીરત્વ મટી જડ્ડી હઠીલાઇ બને છે—બન્ને માટે. હવે શાંતિ અનિવાર્ય થવી જોઈએ. હવે જો બન્ન લડશે, તો બન્નેને ગુમાવવાપણું હશે. બન્ને પરાજય પામશે. બન્ને નામોનિશાનથી ટળી જશે.'

'પણ, દામોદર! અર્બુદગિરિ ઉપર તમે આવીને ટંકારવ કરતા બેઠા—દંડનાયકે ત્યાં થાણું નાખ્યું—અને હવે તમને આ શાંતિ સૂઝી એમ? એવી શાંતિને અવંતી શું કરે?'

'પોતે વાત રજૂ કરવા આવ્યા છે,' રોહક મંત્રીશ્વરે કહ્યું: 'કે પાટણ અવંતીની સંધિ ઇચ્છે છે. મહેતા પોતે જ પાટણના સાંધિવિગ્રહિક તરીકે આંહીં રહેવા ઇચ્છે છે, મહારાજ!'

'એ—હવે શી રીતે બને? ને કુલચંદ્ર તો વળી કાંઈ નવી જ વાત કહે છે. એ કહે છે પાટણ સમય ગાળવા માગે છે. એ સાચું, મહેતા?'

'એ સાચું છે, મહારાજ!' દામોદર પ્રણામ કરીને બોલ્યો. કુલચંદ્ર એના જવાબથી ભડકી ઊઠ્યો. દામોદરે વાતનો આટલી ઝડપથી સ્વીકાર કર્યો—એટલે હવે તો કોણ જાણે ક્યાં એ વાતને લઈ જવાનો હશે. દામોદરના શબ્દો

પકડવા તે આતુર બની ગયો.

'તમે કહો છો સાચું કાં? ત્યારે પછી? અમારે હાથે કરીને અમારો ઘાત કરાવવો એમ? તમે ઊઠીને, મહેતા! આવી માગણી કરવા આવ્યા છો?'

'જુઓ, મહારાજ! પાટણ અવંતી પાસે સંધિ યાચતું નથી કે વિગ્રહ પણ ઇચ્છતું નથીઃ એ તો શાંતિ માગે છે.'

'એટલે તૈયારી કરી લઈને પછી ઘા કરાય એમ નાં? માલવના રાજકર્મચારીઓ તમને આટલા બધા ક્ષુલ્લક જણાય છે?' યુવરાજ જયસિંહ બોલ્યો.

દામોદરે મિઠ્ઠા હાસ્યથી કુમારને બે હાથ જોડી પ્રણામ કર્યાઃ 'પ્રભુ! તમે મને ઠીક ઘા માર્યો. પણ મારે હજી કાંઈક વધુ કહેવાનું હતું. અમારે શાંતિ એટલા માટે જોઈએ છીએ કે, મહારાજ! અમને એક સ્વપ્ન મળી ગયું છે!'

'સ્વપ્નાં તો તમને એકને જ આવતાં લાગે છે. દામોદરજી! અવંતીને પણ પોતાનાં સ્વપ્નાં છે. મારે પણ સ્વપ્નાં છે! કોને સ્વપ્નાં ન હોય? પાષાણને ન હોય!' કુલચંદ્ર બોલ્યો.

'કુલચંદ્રજી! તમે તો જન્મથી જતિરાજ છો. તમારાં સ્વપ્નાં બંગસમુદ્રથી સિંધુતરંગ સુધીના મહારાજ્યનાં છે. પણ એ મહારાજ્ય—જેને પડછાયે ઊભા રહેતાં પણ લજવાય—એવું સ્વપ્ન અમારી પાસે છે. એવું સ્વપ્નદર્શન મહારાજ અવંતીનાથ પાસે છે. એવું સ્વપ્ન મહામંડલેશ્વર ઉદયાદિત્યજી પાસે પણ છે. હું એવા સ્વપ્નની વાત કરું છું સમજ્યા? તમારી પાસે જે છે એ સ્વપ્ન પણ નથી ને કોઈ આદર્શની તમન્ના પણ નથી. એ તો એક પ્રકારની ગાંડી

ઘેલછા છે—રાજ્ય વધારવાની. અમે પણ નંદગિરિ લીધો હોત—ને કેવળ જમીન વધારી હોત, તો તો અમારા જેવી નિર્માલ્યતા બીજા કોની ગણાત ? પણ નંદગિરિમાં શું થાય છે એ તમને ખબર છે ? જેની પાસે મહારાજ્યનો વૈભવ તુચ્છ લાગે, એવી અમરલોકની દેવસૃષ્ટિ ત્યાં દંડનાયકે આરસમાંથી ઊભી કરી છે ! તમે કહ્યું નાં, પાષાણને સ્વપ્નાં ન હોય ? પણ અમે પાષાણને સ્વપ્નાં આપ્યાં છે. આ સ્વપ્નાની હું વાત કરું છું !'

'મહારાજ ! સાંભળ્યું છે—કે મંદિરો ખરેખર અદ્‌ભુત બન્યાં છે. દંડનાયકનું નામ તો હવે જુગજુગ સુધી અમર રહેશે. આરસની એવી ઉપાસના એમણે આદરી છે ! અદ્‌ભુત છે !' ઉદયાદિત્ય બોલ્યો.

ઉદયાદિત્યના શબ્દથી દામોદર મનમાં આનંદ પામ્યો. તે આગળ વધ્યો : 'પણ એ તો પ્રભુ ! જેવાં દર્શન, વીણાધારિણી, હંસવાહિની, સાક્ષાત્ ભગવતી માતા સરસ્વતીએ મહારાજ અવંતીનાથને આપ્યાં, ને દેવીના પ્રસાદે જુગજુગમાં ડંકા વાગે એવો મહામોલો 'સરસ્વતીકંઠાભરણ' મહારાજે બનાવ્યો ને પોતે અમરકીર્તિને વર્યા, એવાં દર્શન મારી મા અંબાભવાનીએ એક સમે દંડનાયકને આપ્યાં, ત્યારે આ થયું.'

'ખરેખર, મહેતા ?' મહારાજ ભોજરાજે પૂછ્યું.

'ત્યારે, મહારાજ ! કાંઈ અસત્ય છે ? આ તો સ્વપ્ન એટલે હું શું માનું છું એ કહેવા માટે આટલું બોલવું પડ્યું. મારી મા અંબાભવાની એક વખત દંડનાયકને સ્વપ્નામાં આવ્યાં: પ્રેમથી બોલ્યાં : "વત્સ ! માગ માગ,

વરદાન માગ !" નંદગિરિ આખો માગી લેતાં એને કોણ અટકાવે તેમ હતું ? પણ દંડનાયકનું દિલ તો સ્વપ્નથી સભર ભર્યું હતું. એણે કહ્યું: "મા ! વરદાન આપો, તમારો તો બાળક છું !" મા બોલ્યાં : "મંત્રી ! માગ, માગ, કાં જુગ-જુગાંતર નામ રહે એવું દેવાલય માગ, કાં દેવોને પણ દુર્લભ એવો દીકરો માગઃ એમાંથી એક માગજે, બેય ન માગતો." મહારાજ ! દંડનાયકને તો સંસાર ફીફાં જેવો હતો. એમને દેવાલય મોંઘું લાગ્યું, દીકરો સોંઘો લાગ્યો. હું આ સ્વપ્નની વાત કરું છું, કુલચંદ્રજી ! મોટી ઉમ્મરે બે ઘડી થાકયોપાકયો, પાછો મહારાજની કંચનસભાના સોપાનરેણુમાં એટલા માટે તો, આળોટવા આવ્યો છું. મહારાજને ગમે તો મને સ્વીકારે, ન ગમે તો ભલે તિરસ્કારે. હું તો અવંતીને ને પાટણને બન્નેને મહાન બનાવવા નીકળ્યો છું. મહારાજ તો અમર બન્યા છે—કાવ્યયશ વડે. દંડનાયક પણ અમર બન્યા છે—આરસમાં પાથરેલી કાવ્યરેખા વડે. મહારાજ પાટણપતિને—રૂદ્રમહાલય ને સોમનાથ ને સોમનાથની ભક્તિ અમર યશસ્વી બનાવે છે. બાકી રહ્યા, સેનાપતિજી ! મારા તમારા જેવા. આપણે વારે તહેવારે, ઘડી બે ઘડી, ગજસેના લઇને આથડીએ—એ રીતે યોદ્ધાનો કાંઇક યશ આપણને પણ મળશે એવી તૃષ્ણા રાખીને. બાકી, બીજી તો કઈ રીતે મારું કે તમારું નામ રહેવાનું હતું ?'

દામોદરે મહારાજ ભોજરાજની સભાને અનુરૂપ કાવ્યત્વ-ભર્યું વાતાવરણ સરજી મૂળ વાતને જ ચાલાકીથી છુડાવી દીધી હતી. મંત્રીશ્વરે એ જોયું: 'મહારાજ ! આપણે મહેતાને સાંધિવિગ્રહિક તરીકે સ્વીકારવા કે ન સ્વીકારવા એ

પ્રધાનપ્રશ્ન હતો.'

'ત્યારે સ્વીકારવામાં વાંધો ય શો છે? રોહક! ભલેને એ એ પણ કાવ્યામૃતનું પાન કરે!' મહારાજે ઉદારતાથી કહ્યું.

'પણ આપણી રાજનીતિ—આપણી રાજનીતિ સાથે એ વસ્તુ સંગત બનશે?' જયસિંહ બોલ્યો.

'જે દિવસે રાજનીતિ સાથે સંગત ન લાગે તે દિવસે ફગવી દેતાં વાર શી, મહારાજ? પણ પહેલેથી જ નહિ ફાવે એમ ધારીને શા માટે એની વાતનો અસ્વીકાર કરવો? મંત્રીશ્વર રોહકજી શું માને છે?' ઉદયાદિત્યે કહ્યું. દામોદરને પોતાનો વિજય થતો લાગ્યો.

'સ્વીકારમાં વાંધો નથી. ઠીક ન પડે ત્યારે અસ્વીકાર કરવાનો આપણો હક્ક કોણે ઝૂંટવી લીધો છે?'

'આપણે મહારાજ! જુઓ તો ખરા કે પાટણ સમય માગે છે કે શાંતિ માગે છે? કર્ણાટ ને હૈહયને બન્નેને ડારવાનું આવું સમર્થ સાધન હાથે કરીને શું કરવા તજી દઈએ?' સુરાદિત્યનો અવાજ આવ્યો.

'પણ કુલચંદ્રજીએ શંકા કરી છે તેનું શું? આંહીં હજી મહેતા આવ્યા નથી ત્યાં તો એના સહચર કાર્તિકસ્વામી કે શું નામ?' જયસિંહ બોલ્યો.

'કાર્તિકસ્વામી!' દામોદર મોટેથી બોલ્યો. એનાથી બન્ને વાત સચવાઈ ગઈ. નામ આપતાં—કાર્તિકને બોલાવી પણ લીધો.

દામોદરના જવાબમાં સામેના દ્વારમાંથી શુદ્ધ ગીર્વાણમાં કવિકંઠ સંભળાયો:

श्रीमन्नाथ तवानने भगवती वाणी नरीनृत्यते
तद्दृष्टुं कमला समागतवती लोलेति बद्धा गुणैः ।
कीर्तिश्चन्द्रकरीन्द्रदन्तकुमुदक्षीरोदनीरोपमा
त्रासादम्बुनिधिं विलङ्घ्य भवतो नाद्यापि विश्राम्यति ॥*

મહારાજનું શીર્ષ કાવ્યામૃતના સ્વાદે ડોલી ઊઠ્યું.

'કવિરાજ! ક્યાંના છો?'

'મહારાજ!' પ્રણામ કરીને કાર્તિકસ્વામી આગળ આવ્યો: 'હું જ કાર્તિકસ્વામી. શાસ્ત્રમાં કહ્યું છે કે મહાન-પુરુષોની કેટલીક વાતને ઢાંકી દેવી. કુલચંદ્રજીના રાજરહસ્યને મેં એટલા માટે ઢાંકી રાખ્યું હતું!'

'ત્યારે મુંજસાગર ઉપર તમે જ હતા, એ તો ખરું નાં?' કુલચંદ્રે કહ્યું.

'હા, પ્રભુ! હું ન હતો એમ મેં ક્યારે કહ્યું?'

'કુલચંદ્રજી!' ઉદયાદિત્ય બોલ્યો: 'તમે ભગવાન મહાકાલેશ્વરની ધજા અને પરમારવંશની કીર્તિ—એ બેને અડક્યા વિના આ ભાઈનાં બીજાં જે અડપલાં તમને નડ્યાં હોય તે મહારાજ પાસે મૂકો! બીજી વાત જવા દો. નાહકનું અમારું મનદુઃખ થાય.'

કુલચંદ્રજી લેવાઈ ગયો. મુંજસાગર ઉપરની રાજ-કુમારીની વાત પ્રગટ કરાવવામાં રહેલું ગેરડહાપણ તેણે જોયું. એટલામાં જયસિંહ બોલ્યો: 'જુઓ, કુલચંદ્રજી! તમારી રાજનીતિ જે ઘડીએ અવંતીના રાજકુટુંબનું ગૌરવ લોપશે

* સરસ્વતી ને લક્ષ્મીનો તારે ત્યાં વાસ જોઈને કીર્તિ તારે ત્યાંથી વિદેશ ચાલી ગઈ એ હજી આવી નથી. મતલબ એ ત્રણેનો સમન્વય તારામાં છે. એ ભાવાર્થ.

એ ઘડીએ કાં તમારે ને કાં અમારે—એમાંથી એકને પ્રયાગનો પીપળો સેવવો પડશે, સમજ્યા? આ ગુપ્તચર છે એ તમારી વાત કબૂલ થઈ ગઈ છે. એમ સમજીને જ હવે આગળ વધો.'

મહારાજ ભોજરાજે કુલચંદ્ર પ્રત્યેનો વિરોધ શમાવવા વચ્ચે જ કાર્તિકને પૂછ્યું, 'તમે ગુપ્તચર છો—એ દોષારોપણ તમારા ઉપર કુલચંદ્રજી મૂકે છે. એમાંથી શુદ્ધ થઈ અવંતીમાં રહો—અથવા ચોવીસ ઘડીમાં અવંતીદેશને તજી દો. તમે બ્રાહ્મણ છો, કવિ છો, તમને બીજી શિક્ષા એટલા માટે નથી થતી. બોલો—તમે ક્યાં હતા? તમે શું કર્યું? શા માટે મહેતાથી અલગ થઈ ધારાનગરી પાસે જ લુપ્ત થઈ ગયા? તમે અવંતીનું રાજરહસ્ય જાણવા માટે એમ નથી કર્યું એની શી ખાતરી?'

'અવંતી સાંધિવિગ્રહિકને સ્વીકારે—ગુપ્તચરને નહિ નિભાવે,' ઉદયાદિત્યે કહ્યું: 'તમારી જાતને શુદ્ધ કરો, ભટ્ટરાજ!'

'મહારાજ! કુલચંદ્રજીએ કહ્યું તે સાચું છે. હું ગુપ્તચર છું—'

'થયું ત્યારે . . . તમારે માટે કે મહેતા માટે અવંતીમાં હવે સ્થાન ન હોય,' જયસિંહ બોલ્યો.

'હજી હું પૂરું બોલ્યો નથી, મહારાજ! હું ગુપ્તચર છું એ કુલચંદ્રજીની વાત સાચી છે. હું ગુપ્ત ન રહ્યો હોત તો બીજા મને ગુપ્ત રાખત. એટલી નાની વાતમાંથી રાષ્ટ્રો યુદ્ધે ચડત. રાજવંશી વાત ન જાણવામાં મજા છે. જાણ્યા પછી ગુપ્ત રાખવામાં મજા છે. આ અર્થમાં હું ગુપ્તચર ખરો. હવે મેં શું કર્યું તે કહું?'

'શું કર્યું છે?'

'પ્રભુ! એ હું ન કહું, એમાં બધા રાજપુરુષોનું ગૌરવ છે. એ કહ્યા પછી દરેકેદરેક રાજપુરુષ પોતાને એક કોડીની કિમ્મતનો ગણશે. અમે આવ્યા છીએ આંહીંના રાજપુરુષો સાથે મૈત્રી બાંધવા—એમાં આ પ્રથમ ગ્રાસે મક્ષિકા જેવું શા માટે કરાવો છો?'

'તમે ગુપ્તચર તરીકે શું કર્યું એ જાણ્યા વિના જ અવંતી તમને સ્વીકારે એમ? અવંતીમાં કોઈનામાં બુદ્ધિ છે એમ તમે માનો છો ખરા?' કુલચંદ્ર કાંઈક તીખાશથી બોલ્યો.

'કુલચંદ્રજી!' દામોદર બોલ્યો: 'કાર્તિકસ્વામી હમણાં કહેશે એ ક્યાં હતો—પણ એ જાણ્યા પછી તમને તમારામાં શ્રદ્ધા નહિ રહે!'

'એવું શું છે, દામોદર? આ તારો ગુપ્તચર રહેવાશી ક્યાંનો પાટણનો છે?

'મહારાજ! હું રહેવાશી શાકંભરીનો. પણ હું મૂરખો, મહાસાંધિવિગ્રહિક દામોદરજીનો નહિ, માલવનો ગુપ્તચર મર્યો છું!'

'શું તમે—માલવના ગુપ્તચર છો? શાકંભરીમાંથી આ પરમ સત્યભાષા શીખ્યા લાગો છો?' કુલચંદ્રે ટોણો માર્યો: 'ભલે મારી શ્રદ્ધા દાવાનળમાં જતી, તમે તમારી વાત પ્રગટ કરો.'

'મહારાજ! મેં મૂરખે રખડી રખડીને છેવટે ગુપ્તચરપણું કર્યું—બીજા કોઈનું નહિ—ને માળવાનું!'

'શું કર્યું?'

'મહારાજ! અભય મળવું જોઈએ!'

'અભય આપ્યું.'

'એમ નહિ—જેના વિષે હું વાત કરું એને પણ અભય મળવું જોઈએ!'

'એને પણ આપ્યું—!'

'અને એ અભયનો સમય પણ—ઓછામાં ઓછો એક અઠવાડિયાનો હોય તો હું બોલું!'

'જેને અભય અપાશે—તે અઠવાડિયા સુધી અભય રહેશે. બસ? એનો અપરાધ પણ નહિ ગણાય!'

'વાતમાં આટલું બધું મોણ નાખવાની કલા શાકંભરીમાંથી મળી કે મહાઅમાત્યજી પાસેથી? કે પાટણની ભૂમિનો એ પ્રતાપ છે? વાતમાં કાંઈ નહિ હોય ત્યારે જ આટલો લાંબો પ્રસ્તાવ કરતા હશો. તમારી પાસે તે એવી શી વાત છે કે આટલી બધી મર્યાદાઓ તમે માગો ને મહારાજ અવંતીનાથ આપે? એ તો સ્વેચ્છાથી મહારાજે મર્યાદાઓ સ્વીકારી, નહિતર ભાગતાં ભોં ભારે પડે, કાર્તિકસ્વામીજી! ગુપ્તચરો વાતો છુપાવવામાં કુશળ હોય છે એના કરતાં પણ વધુ તો વાતો પ્રગટ કરવામાં કુશળ હોય છે!' કુલચંદ્રની વાણી જરા તીખી બની ગઈ હતી.

'હું ત્યારે વાત પ્રગટ કરીને મારી કુશળતા સિદ્ધ કરું, પ્રભુ!' કાર્તિકે અત્યંત શાંતિથી કહ્યું. એક ઘડીભર એ શાંત ઊભો. પછી એનો દેહ કાંઈક ઊંચો થયો. એણે પ્રતાપી અવાજમાં કહ્યું:

'કુલચંદ્રજી! તમે અવંતીના સેનાપતિ છો. હું પાટણનો સુભટ્ટરાજ છું. તમે મને ગુપ્તચર કહીને જે અપમાન

આપ્યું તે મેં એટલા માટે સહ્યું કે આવી ક્ષુલ્લક બાબત ઉપર અવંતી ને પાટણ જેવાં યુદ્ધે ચડે તો એની ઉપર દુનિયા હાંસી કરે! પણ, સેનાપતિજી! હું પાટણનો સુભટ-રાજ—ને અવંતીનો ગુપ્તચર—તમને એક વાત કહું છું. તમારામાં સત્તા હોય તો શોધી કાઢો—અવંતીમાં અત્યારે —આ ક્ષણે જ—કર્ણાટનો મહાન સેનાપતિ નાગદેવ, એકો-એકો એની તલેતલ વાત જાણી રહ્યો છે! શોધી કાઢો.'

'ક્યારે? અત્યારે?' કુલચંદ્રે મોટા અવાજથી પૂછ્યું ને પછી ઉમેર્યુંઃ 'ખોટું. કોઈ દિવસ બને જ નહિ!'

'ક્યારે શું? અત્યારે!' કાર્તિકે દૃઢતાથી કહ્યું. 'ને ખોટું હોય તો મારું મને પાછું આપો. તમારો સુખી ભ્રમણાનો આનંદ મારે છિન્નભિન્ન નથી કરવો! તમારો આનંદ તમને મુબારક હો!'

કાર્તિક બોલતો અટક્યો ને સૌનાં મોં પડી ગયાં. દરેક એક બીજાની સામે જોઈ રહ્યા. આંગળી વાઢી હોય તો લોહી ન નીકળે એવો ફિક્કો કુલચંદ્ર પડી ગયો. મહા-રાજ ભોજરાજ આશ્ચર્ય પામીને સૌ સામે જોઈ રહ્યા. તેમણે એક સૂચક દૃષ્ટિથી મહાઅમાત્ય રોહકને 'રોહક!' એટલું જ કહ્યું. મહારાજનો એટલો શબ્દ તો બસ હતો.

રોહકનું માથું શરમનું માર્યું માંડમાંડ નીચેથી ઉપર આવ્યું: 'તમે અને ઉદયાદિત્ય આની વાત બરાબર સાંભળો. એની પાસે કાંઈક મૂલ્યવાન હકીકત લાગે છે. મહેતા! તમને અવંતીની કંચનસભાનું આમંત્રણ છે. તમે પણ કવિ તો છો!'

'મહારાજ!' દામોદરે ઊભા થઈ બે હાથ જોડ્યા.

હું તો જેવોતેવો કુકવિ છું. પણ અવંતીની સભાના સ્પર્શે મને નવા પ્રાણ મળશે! મારો ફેરો સફળ બનશે!'

'મહારાજ ભીમદેવને ત્યારે કહેવરાવજો કે ગાથા તો રૂડેરી મોકલી હતી—પણ અવંતીએ કર્ણાટની સ્ત્રીઓનાં કજ્જલમિશ્રિત આંસુઓ જોયાં છે, તમારી કુમારી સરસ્વતીને એવો કજ્જલનો ડાઘ ક્યાં બેસારીએ? અવંતી—ને પાટણ ઉભય એકબીજાની સાથે રહેશે, ને સાથે વિગ્રહ કરશે. સામસામે નહિ! બસ? કુલચંદ્રજી! તમે પછી આવજો!'

ભોજરાજ ઊભા થયા. તે ચાલ્યા ને તેમની પાછળ પાછળ કુલચંદ્ર ગયો. તેના પગ ભાંગી ગયા હતા.

રોહક ને ઉદયાદિત્ય કાર્તિકને વીંટળાઈ વળ્યા: 'તમે શી રીતે જાણ્યું કે નાગદેવ આંહીં છે! નાગદેવ આંહીં? મનાતું નથી!'

'કોઇનાથી મનાય તેવું નથી ને! પણ ચંડિકાશ્રમમાં જવાની તૈયારી કરો, સાંધિવિગ્રહિક મહારાજ સાથે અતિથિ-ગૃહમાં જઈ આવી હું હમણાં પાછો ફરું છું!'

દામોદર ને કાર્તિક બન્ને બહાર નીકળ્યા. અતિથિગૃહ પાસે પહોંચતાં દામોદરે કહ્યું: 'કાર્તિક! આટલો વિજય મળશે એમ ધાર્યું ન હતું. નાગદેવની વાતે કુલચંદ્રની શ્રદ્ધા ઉડાવી દીધી લાગે છે. મહારાજ બોલ્યા નહિ—પણ એમને અગાઉ આવી ગયેલા કમલાદિત્યના ભણકારા વાગી ગયા છે હો! એમણે જે ત્વરાથી વાત આટોપી લીધી તે તેં ન જોયું? કર્ણાટનો ભયંકર પડછાયો જાણે એ દેખી ગયા. એ ભયનો આપણને તો ઉપયોગ છે.'

'ને મહારાજ ઉદયાદિત્યને પણ ખાત્રી થશે ત્યારે

તો પછી આપણી મૈત્રીમાં જ અવંતીને પોતાનો ઉદય દેખાશે !'

'ચાલો, આ પણ ઠીક થયું. તું ઉદયાદિત્ય મહારાજ સાથે ચંડિકાશ્રમમાં આવે, ત્યાં હું નાગદેવને ચેતાવી દઉં !'

'શું પ્રભુ ?'

'કે તમે ભાગવાની તૈયારી કરી રાખો. તમે ઓળખાઈ ગયા છો.'

પણ નાગદેવને ખબર કરવા જેટલો વખત જ રહ્યો નહિ. મહારાજ ઉદયાદિત્યનો ગજરાજ એમની પાછળ જ આવી રહ્યો હતો. ચંડિકાશ્રમ તરફ જવા માટે એમણે કાર્તિકસ્વામી અને દામોદરને બન્નેને તરત બોલાવ્યા.

તેઓ એ રસ્તે થોડુંક આગળ ગયા હશે ત્યાં એક ઘોડેસવાર સામે મળ્યો. ચંડિકાશ્રમ તરફથી તે આવી રહ્યો હતો. એને ઉતાવળમાં જતો જોઈ મહારાજ ઉદયાદિત્યે એને પડકાર્યો: 'અલ્યા કોણ એ આટલો ઉતાવળો જાય છે ? કાંઈ બન્યું છે કે શું ?'

સવાર થોભી ગયો. તેણે મહારાજને પ્રણામ કર્યા: 'મહારાજ હું જ છું. મને ન ઓળખ્યો ? હું સોમપતિ તૈલી !'

'આમ ક્યાં જાઓ છો ઉતાવળા ઉતાવળા તૈલી ?' ઉદયાદિત્યે પોતાની ભૂલ સુધારી.

'અરે ! પ્રભુ ! મારા ઉપર તો ભારે થઈ છે. અરે ! મહારાજ ! કાંઈ કહેવાની વાત નથી.' સોમપતિ ગભરાઈને બોલવા માંડ્યો. એટલામાં દામોદર ઉપર એની દૃષ્ટિ પડતાં તે વિસ્મય પામ્યો. 'ઠીક થયું લ્યો, આ પાટણના સાંધિવિગ્રહિકજી

પણ આંહી સામે જ છે.' તેણે દામોદરને નમન કર્યું.

'શું છે તૈલીજી! શાની વાત છે?' દામોદરે એને પૂછ્યું. તૈલીની વિચિત્રતામાં દામોદરને ઊંડો ભેદ લાગ્યો.

'પ્રભુ! ખબર છે હું તમારે ત્યાં પેલા રત્નમાણિક્યના વેપારીને લઈને આવ્યો હતો તે?'

'હા, કેમ? એનું શું છે?'

'અરે! પ્રભુ! એ તો મારો બેટો, ભારે નટકટ નીકળ્યો. એ તો વેપારી જ ન હતો!'

'કોણ હતો ત્યારે?' ઉદયાદિત્યને વાતમાં ઊંડાણ લાગતું ગયું અને તેની અધીરતા વધી: 'ઝટ લઈને બોલોને, એ કોણ હતો તે? આ બધી પરચક્રોની ધમાલ અવંતીમાં થઈ રહી છે ને કોઈને કાંઈ ખબર પડતી નથી કે છે શું? તમારી શી વાત છે તે કહી નાખો!'

'અરે પ્રભુ! એ તો હતો કર્ણાટનો વેપારી પણ ન હતો—ને રત્નમાણિક્યનો શ્રેષ્ઠી પણ ન હતો.'

'પણ ત્યારે તમે એને ઓળખી ન શક્યા? તમે કહ્યું કર્ણાટનો હતો?'

'હા, મહારાજ! કર્ણાટનો સેનાપતિ હતો!'

'હેં? કોણ નાગદેવ? તમે એને ઓળખી પણ ન શક્યા સોમપતિ! શી વાત કરો છો?'

'અરે મહારાજ! હું શું, ભલભલા ઓળખી શક્યા નહિને. પૂછોને, આ રહ્યા સાંધિવિગ્રહિકજી પોતે. એ પણ એમને ઓળખી ન શક્યા. એમણે તો એક રત્ન પણ ખરીદ્યું છતાં ન ઓળખી શક્યા. અરે! ખુદ કુલચંદ્રજી પોતે ત્યાં હતા—તે પણ જાણી શક્યા નહિ. આ બેઠુબ શ્રેષ્ઠીજી જ જોઈ લ્યો!'

'કુલચંદ્રજી પોતે હતા—ને ઓળખી ન શક્યા? આંહીં અવંતીમાં એ રહી ગયો ને કોઈને ખબર પણ ન પડી? ત્યારે તો મહેતા! તમે જે વાત કરતા હતા—તે જ આ નાગદેવ—સાચી વાત લાગે છે!'

'હા મહારાજ! મેં તો તમને કહ્યું હતું. અને કુલચંદ્રજી ઓળખી ન શક્યા એમાં એમનો દોષ પણ નથી. એમને આ વાતનો અનુભવ—નવોસવો. પણ હું પોતે આટલાં કાઢ્યાં છે તોય કળી શક્યો નહિ ને! આ કાર્તિકસ્વામીએ કહ્યું ન હોત તો હજી સુધી, એને કોઈ શ્રેષ્ઠી ધારીને હું પોતે સુખી ભ્રમણામાં પડ્યો હોત ને! મને પણ કાર્તિકસ્વામીએ કહ્યું ત્યારે ખબર પડી. કાર્તિકસ્વામીની આ માહિતીને લીધે કુલચંદ્રજીને પોતાનો પ્રતિષ્ઠાભંગ લાગ્યો હોય તો પણ ના નહિ. એમનો કાર્તિક તરફનો અણગમો એને લીધે પણ હોય. પણ એ શ્રેષ્ઠી હવે ક્યાં છે તૈલીજી? ચંડિકાશ્રમમાં એમનો ઉતારો હતો ને!'

'અરે પ્રભુ! આ હું એ જ વાત કુલચંદ્રજીને કહેવા દોડયો જાઉં છું ને! ઉતારો ત્યાં હતો એ વાત સાચી. કાલ સાંજ સુધી ત્યાં હતો એ વાત પણ સાચી. મેં મૂરખે એનામાં વિશ્વાસ મૂકયો એ વાત પણ સાચી. રાતમાં કોણ જાણે ક્યારે ને શી રીતે છટકી ગયો એ મને સમજાતું નથી. છટકી ગયો એ તો ઠીક, જાણે, પણ પાછો ઘરમાં ઘા મારતો ગયો. મને રાજમાતા કુસુમવતીએ એમની મુદ્રા આપી હતી—રાતદિવસ મારે તો આ મહોત્સવ પ્રસંગે દીપક માટે થઈને દોડાદોડી રહીનાં એટલે—હવે આ મારો બેટો, શ્રેષ્ઠી થઈને આવ્યો તે એ રાજમુદ્રા પણ લેતો ગયો!

અરે ! ભગવાન ! મારે માથે તો ભારે થઈ !'

'પણ એ જાય ક્યાં તૈલીજી ? તમે દોડતે ઘોડે કુલચંદ્રજીને ખબર કરો. ચાલો મહેતા ! આપણે હવે ચંડિકાશ્રમમાં શું કામ જવું ? હું સુરાદિત્યને પણ બોલાવું છું. અવંતીમાંથી, આવી રીતે ધોળે દિવસે હાથતાળી દઈને એ નાસી જશે એમ ? તૈલીજી ! તમે દોડો—કુલચંદ્રજીને ખબર કરો—'

'પણ મહારાજ !' રસ્તા ઉપર દૂર ઉભો રહીને એક પંડિત બ્રાહ્મણ જેવો વાત સાંભળતો હતો તે પાસે આવ્યો: કાર્તિકસ્વામીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પંડિત બ્રાહ્મણ જગદીપ પોતે હતો. તે વધુ પાસે આવ્યો. મહારાજ ઉદયાદિત્યને તેણે નમન કર્યું:

'મહારાજ !' તે બોલ્યો 'જે આંહીં આવીને અવંતીમાં આટલા દિવસ રહી ગયો હશે તેણે જોજને જોજને, ઘડિયાજોજન સાંઢ પણ ગોઠવી દીધી હશે. એ તો અત્યારે યાદવરાજ ભિલ્લમના ઘરમાં પહોંચ્યો ગયો. કર્ણાટરાજના એ સંબંધી ને સામંત ખરા ને ? અને જતાં કર્ણાટ આવે રસ્તામાં !

ઉદયાદિત્યને વાત સાચી લાગી. ભાગી જનાર કાંઈ મોળો નહિ હોય. હવે એનો ઉહાપોહ કુલચંદ્ર ઉપર છોડી દેવો જોઈએ એટલામાં જગદીપ બોલ્યો: 'પણ ભાગેડુ ચોક્કસ કોણ હતો એ તમારે જોવું હોય તો આ લ્યો પ્રભુ !' પંડિતે એક મુદ્રા કાઢીને બતાવી. ઉદયાદિત્યે એને ભાલામાં પરોવી દીધી.

'ઉજ્જટ મહારાજનાં યજ્ઞદર્શન માટે હું ત્યાં ગયો હતો મહારાજ ! ત્યાં ધર્મશાળામાં આ પડી હતી. ઉતાવળમાં

કોઈકની રહી ગઈ લાગે છે!'

ઉદયાદિત્ય મુદ્રા નિહાળી રહ્યો હતો. તેના ચહેરા ઉપર ખિન્નતાની—રોષની—એક બે આછી રેખા દેખાઈ આવી: 'મહેતા! આ મુદ્રા તો કર્ણાટના નાગદેવની છે. આ રહ્યું એક બાજુ દેવી લક્ષ્મીનું ને બીજી બાજુ ગરુડરાજનું ચિહ્ન! તેલી! તમારો શ્રેષ્ઠી પણ ત્યાં ધર્મશાળામાં જ હતો કે?'

'હા, મહારાજ!' તેલીએ બે હાથ જોડયા.

'ઠીક તમે જાઓ તેલી! કુલચંદ્રજીને આ વાતથી માહિતગાર કરો; મહેતા! હવે શી જરુર છે અત્યારે ને અત્યારે આપણે ચંડિકાશ્રમમાં જવાની? આ મુદ્રાએ ખાત્રી તો આપી દીધી. રાજભવન તરફ ચાલો, ચોલક!' તેણે મહાવતને કહ્યું. ઉદયાદિત્યનો ગજરાજ રાજભવન તરફ પાછો ફરી ગયો. દામોદર ને કાર્તિક વિચાર કરતા પાછા ફર્યા.

આ બનાવ બન્યા પછી દામોદરે હવે પોતાનું સ્થાન અવંતીમાં મેળવી લીધું હતું. હવે તો કુલચંદ્રની ભવિષ્યની યોજના સમજી એનું નિરસન કરવાની તેને તૈયારી કરવી રહી.

દામોદર—પાટણનો સાંધિવિગ્રહિક—અવંતીમાં બેઠો છે ને બન્ને રાષ્ટ્ર વચ્ચે મૈત્રીભાવ વધારતો જાય છે, એ વાતની સત્યાસત્યતાએ બીજા અનેકોને અનુમાન દોરતા કરી મૂકયા. હૈહય ને કર્ણાટ અવંતી ઉપર કયારે જવું એ વિષે કૃતનિશ્ચય થઈ શકયાં ન હતાં. દામોદર એમને આમંત્રવાની—ને સાથે સાથે એ નિમન્ત્રિત અરિદળો અવંતીમાં સર્વશક્તિમાન થઈ ન બેસે એવી યોજના કરવાની પેરવીમાં પડયો હતો.

ઘણાને પાટણમાં પણ લાગ્યું કે દામોદર મહેતા હવે

તો અવંતીની એમની મૈત્રી ભાવનામાં સ્થિર થયા લાગે છે. પરિસ્થિતિનો અભ્યાસ કરતાં ઘણો સમય એમ ને એમ ચાલી ગયો.

પણ એ નિષ્ક્રિય લાગતા સમયમાં દરેક પક્ષ પોતપોતાની તૈયારી તો કર્યે જતો હતો અને દરેક પક્ષ મૈત્રીભાવ પણ વધાર્યે જ જતો હતો. કુલચંદ્રે પોતાની રાજનીતિ જ બદલી નાખી હોય તેમ લાગતું હતું.

એક દિવસ કુલચંદ્રને અચાનક સાંભર્યું કે સિદ્ધપુરમાં માતૃગયા છે. એણે સંસારીએ હવે માતૃશ્રાદ્ધ કરવું જોઇએ. ન કરે તો મોટું પાતક લાગે. તે માતૃશ્રાદ્ધ માટે સિદ્ધપુર જવાની તૈયારીમાં પડચો.

આકાશમાંથી વીજળી પડે તેમ દામોદરને આ સમાચાર મળ્યા.

કુલચંદ્રના નિર્ણયે શાંતિનાં જળ એક વખત ફરી ખળખળી ઉઠયાં. દામોદરને એની ચાલમાં ઉંડો ભેદ લાગ્યો.

કુલચંદ્ર સિદ્ધપુર શ્રાદ્ધ કરવા જવાનો છે, એ ખબર મળ્યા પછી વધુ ખબર મળ્યા કે, કુલચંદ્રનો એક સંદેશો વાગડના પરમાર સત્યરાજ ઉપર લઈને કોઇ જવાનો છે. દામોદરને લાગ્યું કે કુલચંદ્ર એને આંહીંનો આંહીં રાખીને પાટણ ઉપર કોઇ નવા ઘાની તૈયારી કરે છે. તેણે કાર્તિકસ્વામીને બોલાવ્યો.

## ૨૨. વાગડને પંથે

'કુલચંદ્રનો સંદેશો લઈને કોણ જાય છે કાર્તિક? રણેન્દ્ર?'

'ના, પ્રભુ! કોઈક બીજો છે.'

'તને ઓળખે છે?'

'કોઈને પણ શંકા ન પડે માટે કોઈ નવો જ આદમી જતો લાગે છે. કદાચ એ તરફનો જ હશે. મને ઓળખતો લાગતો નથી.'

'આજે રાત્રે એ નીકળશે નાં? તું ઉત્તરમાં મહાકાલીનું મંદિર છે ત્યાં એની રાહ જોતો થોભજે. સંદેશો શો છે એ તો અનુમાન થાય તેમ છે. *ઉચ્છુણકના સત્યરાજને ઇલદુર્ગ× તરફ આવીને તૈયાર રહેવાનું કુલચંદ્રે કહેવરાવ્યું હશે. આ સંદેશો સત્યરાજને મળવો ન જોઈએ. એને બીજી બાજુ ખેંચી જવાનો છે. યાદવરાજ તરફ છો જતો. તું ત્યાં પહોંચ્યા પછી જેવો સમય તેવો નવો સંદેશો ગોઠવી દેજે. પણ તારું માનશે કોણ?'

---

*હાલનું અર્થુણા; ડુંગરપુર–વાંસવાડા રાજમાં; વાગડના પરમારોની એ રાજધાની. × ઈડર.

'હા, પ્રભુ! એનું શું થાય?'

'જો, આ ઘણા સંકટે મળી છે. ને જીવને જોખમે સાચવવાની છે, લે!' દામોદરે કુલચંદ્રની મુદ્રા કાર્તિક તરફ ફેંકી. 'ને દ્રમ્મ—દ્રમ્મ સાથે રાખજે.'

એક ઘડી પછી કાર્તિક ઉજ્જૈનની બહાર નીકળી ગયો.

ઉજ્જયિનીની ઉત્તરમાં મહાકાલીનું ભવ્ય અને ભયંકર મંદિર હતું. કવિ કાલિદાસે ત્યાંથી પ્રેરણા લીધી હતી એમ કિંવદતી હતી. પણ લોકમાનસમાં તો એનું સ્થાન વીરવિક્રમના હરસિદ્ધમાતાના વડની માફક અનેક કાલ્પનિક કથાઓ સાથે સંકળાયેલું હતું. કાપાલિકો ત્યાં રહેતા. ખોપરી પંથના ઊંધીખોપરી ઉપાસકો પણ ત્યાં જ મળી આવતા. કાર્તિકસ્વામી ત્યાં કુલચંદ્રના સંદેશવાહકની રાહ જોતો એક ગુપ્ત જગ્યામાં થોભ્યો.

થોડી વારમાં એણે એક ઘોડેસવારને આ બાજુ આવતો દીઠો. ત્વરાથી તેણે પોતાનું સ્થાન એક ઘાટી છાયાવાળા વૃક્ષની નીચે ગોઠવી લીધું. તે પોતે લાંબો થઈ ને જમીન ઉપર સૂઈ ગયો. પાછળની વૃક્ષાવલિમાં એનો ઘોડો છુટ્ટો ચરતો હતો. પણ એને હૈયે ધરપત હતી કે જો વાદળાં વિનાના આકાશમાંથી વરસાદ પડે તો એનો ચિત્રકંદ હણહણે!

કાર્તિકસ્વામીએ ઘોડેસવારને પોતાની પાસેથી જતો જોયો. પણ એ કુલચંદ્રનો માણસ ન હોય તો? એની શંકા જેવી જન્મી તેવી જ નાશ પામી.

પેલો ઘોડેસવાર રસ્તા ઉપર એક ઘડીભર થોભ્યો ન થોભ્યો, ત્યાં એને કાલિમંદિર તરફથી આવી રહેલા કોઈકે બોલાવ્યો: 'અલ્યા કોણ ત્યાં ઊભું છે? વજ્જર છે કે?'

'હું વનજર છું, રણેન્દ્રજી!'

કાર્તિકને ખાતરી થઈ ચૂકી કે રણેન્દ્રનો સંદેશવાહક જ છે. એટલામાં રણેન્દ્ર પેલા માણસની પાસે આવ્યો. તેણે તેના કાનમાં કાંઈક વાત કરી. થોડી વાર પછી બન્ને છૂટા પડ્યા. તેણે થોડે જઈને એને ફરી હાંક મારી: 'અને વનજર! પાછા આવવું ઇલદુર્ગને માર્ગેથી હો!' રણેન્દ્ર ઉજ્જેન તરફ પાછો ફર્યો.

ઘોડેસવાર રાતના અંધારામાં અદશ્ય થઈ ગયો.

થોડી વાર પછી કાર્તિકસ્વામી પણ ઊપડ્યો.

પોતાના ઘોડાના દાબડા ન સંભળાય એટલું અંતર રાખીને કાર્તિકસ્વામી બરાબર એનો માર્ગ પકડી રહ્યો હતો. આગલો સવાર આઘોપાછો ખસે તો પોતે પણ આઘોપાછો થઈ જાય. એ રસ્તા ઉપર થોભ્યો એમ લાગે તો કાર્તિક પણ આરામ લઈ લેતો. રાતના અંધકારમાં બીજી રીતે તો ખબર પડે તેમ ન હતી. કોઈ એકલદોકલ ગાડાખેડુ મળે તો આગલા સવારની એ ખાતરી કરી લેતો.

રાત આખી એમ ને એમ પસાર થઈ ગઈ. પ્રભાતનાં કિરણ ફૂટ્યાં, ઝાડપાન દેખાવા લાગ્યાં, આછી આછી ડુંગરમાળા પ્રગટ થઈ, અને પક્ષીઓના કોઈ કોઈ અવાજ આવ્યા: કાર્તિકના આનંદનો પાર રહ્યો નહિ.

એની આગળનો સવાર સામાન્ય મુસાફર હોય તેમ ચાલ્યો જતો હતો: એણે વેગ કાંઈક વધાર્યો હતો, પણ પોતાની પાછળ કોઈ આવી રહ્યું છે એનું એને ભાન હોય તેમ લાગ્યું નહિ. પણ કાર્તિકે હવે રસ્તો બદલ્યો. પોતે જરા જરા અપરિચિત અને નજરે ન પડે તેવા અવાવરુ માર્ગમાં રહેવા લાગ્યો.

તે આખો દિવસ એમની વચ્ચે સરત ચાલી. બપોરાં ગાળવા માટે બન્ને જુદેજુદે ઠેકાણે રોકાઈ ગયા. હજી મહી-નદીનાં કોતર દેખાતાં થયાં ન હતાં. એ દષ્ટિગોચર થાય તો પછી કાર્તિક એ કોતરમાં એને થોભાવવા માગતો હતો. પણ આગલા સવારે તો છેક સાંજ સુધી ઊપડવાનું નામ લીધું નહિ. કાર્તિકને મનમાં ચટપટી થઈ કે વખતે આમ કરી કરીને હાથતાળી દઈ રાતે છટકી જાય નહિ. રાત પડી એટલે પેલા સવારે તરત પ્રયાણ શરૂ કર્યું. રણેન્દ્રે કદાચ એને રાતે જ મુસાફરી કરવાની સૂચના આપી હશે, એમ કાર્તિકને લાગ્યું.

બીજે દિવસે સવારે અરવલ્લી અને સાતપૂડાને સાંધતી વાગડ પ્રદેશની નાની નાની ડુંગરમાળા નજરે ચડી. એમાં વહી રહેલી મહીનદીનાં ત્રણ ત્રણ માળની હવેલીઓ ડૂબી જાય એવાં ભયંકર કોતરોને નજરથી નિહાળી રહેલું *અમરાવતીનગર દષ્ટિએ આવ્યું. આગલા સવારને મહી-નદીનાં કોતરો તરફ વળતો જોઈ કાર્તિકસ્વામી ત્વરાથી એની નજીક જઈ પહોંચ્યો. એને હવે છટકવા દેવો—એટલે હાથે કરીને આફત વહોરવી. નજર ન પડે તેવી રીતે તે એની પાછળ ને પાછળ ગયો.

પોતાનો ઘોડો એક ઝાડને થડે બાંધી, ધીમે ચોરપગલે, કાર્તિકે વાંધામાંથી રસ્તો કાઢ્યો. પેલો માણસ જ્યાં નહાવા માટે જઈ રહ્યો હતો ત્યાં તે નદીના ખાડાટેકરાવાળા પ્રદેશોમાં એ પણ જઈ પહોંચ્યો. એક જગ્યાએ એક નાનો ઝરો ઊંચા ખડક ઉપરથી નીચે વહેતી મહીનદીમાં પડતો હતો. ઊંચા ખડકને કિનારે આવીને એક શિલા ઉપર બેસીને એણે

* એ પણ અર્થુણા—ઉસ્થુણકનું નામ છે.

પોતાનાં કપડાં કાઢ્યાં.

પછી તેણે પોતાની પાસેનો લોટો કાઢી ' હર મહાદેવ ' કહીને નહાવાની શરૂઆત કરી.

એટલામાં કોઈ દોડી આવીને પોતાની પાછળ ઊભું રહી ગયું છે એ જોઇને એ ગભરાઈ ઊઠ્યો. તે એકદમ બેઠો થઈ ગયો. અને આવનાર કોણ છે એ જાણવા માટે પાછો ફર્યો. પણ તે સાવધ થાય તે પહેલાં તો કાર્તિકે તેને ખભા નીચેથી ને પગ નીચેથી પકડીને બે હાથમાં તોળી લીધો હતો. એક હીંચકો આપી—એનું શરીર ઉપાડી નીચે ફેંકી દેવાની એણે તૈયારી કરી.

વજ્જરના ઉપરનો હુમલો અચાનક થયો હતો. એ હાથપગનાં તરફડિયાં મારવા માંડ્યો. એક ઘડી હવે ગુમાવવી એ આફતને વહોરવા જેવું હતું. કાર્તિકસ્વામીએ વજ્જરના શરીરને ભીંસ આપીને ફરી બરાબર જકડી લીધું. એક હીંચકો લઈને પોતાનો એક પગ એણે જરાક પાછળ લીધો, અને જેમ પથરાનો ઘા કરે તેમ વજ્જરને ખડક ઉપરથી નીચેના નદીના પાણીમાં જોસથી ફેંકી દીધો. એક મોટો અવાજ થયો. આસપાસના ડુંગરામાં એનો પડઘો પડ્યો. નદીનાં પાણી ઊડીને ખડક સુધી અથડાયાં. કાર્તિકે દોડીને એકદમ ત્વરાથી વજ્જરનાં કપડાં સંભાળ્યાં.

એક બરુની નળી જેવું કાંઈક એના હાથમાં આવ્યું. એણે બીજાં કપડાં સંભાળી લઈ એક મોટો પથરો એમાં બાંધ્યો. નદીમાં એનો ઘા કરી એ મૂઠી વાળીને પાછો પોતાના ઘોડા પાસે દોડી ગયો.

## ૨૩. કુલચંદ્રનું માતૃશ્રાદ્ધ

કુલચંદ્ર મોટા ઠાઠમાઠથી માતૃશ્રાદ્ધ કરવા માટે સિદ્ધપુર જઈ રહ્યો હતો. પાટણ અને અવંતી વચ્ચે સંધિ હતી. કર્ણાટ પાછું શાંત પડી ગયેલું હતું. હૈહયો હજી સળવળતા ન હતા. એટલે કુલચંદ્રે મોકલેલા પાંચ, પંદર, સો, એમ જુદાજુદા ઘોડેસ્વારોનાં જૂથ કોઈ મહીનદીનાં કોતરોમાં થઈ, કોઈ શ્વભ્રવતીના વાંઘામાં થઈ, કોઈ અર્બુદની ડુંગરમાળાઓમાં થઈ, જેમ જેને ઠીક પડે તેમ, જુદેજુદે પંથે વેરાઈ પાછાં સિદ્ધપુર તરફ વળી જતાં હતાં. ઇલદુર્ગ તરફથી સત્યરાજ પરમાર આવે ને ચંદ્રાવતી—આબુની ડુંગરમાળામાંથી—પૂર્ણપાલ ઊતરી આવે, એવી કુલચંદ્રની યોજના હતી. તૈયારી તો પૂરી હતી, પણ અવંતીમાં તો કુલચંદ્ર દ્રમ્મના ઢગલા લાવે—ત્યારે જ ખબર પડે એવી ગુપ્તતા જાળવવાની હતી. સત્યરાજ પરમાર તરફ કુલચંદ્રે સંદેશો મોકલ્યો હતો. પૂર્ણપાલને રણેન્દ્ર પોતે સંદેશો પહોંચાડી આવ્યો હતો. દંડનાયકની સતત હાજરીને લીધે પૂર્ણપાલની તૈયારી જરા ઢીલમાં હતી. પણ તે ઇલદુર્ગના મેદાન તરફ ધીમે ધીમે આવી જશે એ વિષે શંકા ન હતી.

હર્ષિપદ્ર વટાવી કુલચંદ્ર ગુજરાતમાં પ્રવેશી ચૂક્યો હતો.

એવામાં એક સંધ્યાટાણે ઇલદુર્ગની ડુંગરમાળાઓને નીરખતા બે સવારો આવી રહ્યા હતા. ચારે તરફના ડુંગરાઓથી ઘેરાયેલા ઇલ્રદુર્ગના વિકટ રસ્તાઓ વટાવતા વટાવતા તેઓ ગામ નજીક પહોંચ્યા. ગામ બહાર કેટલાક હમણાં જ આવેલા ઘોડેસવારો પોતપોતાના ઘોડાને ઘાસદાણો આપીને નિરાંતે ગપ્પાં હાંકતા બેઠા હતા.

આ બે નવા આવનાર સવારોએ તેમનું ધ્યાન ખેંચ્યું.

'ક્યાં રહેવાં, જુવાનો!' એમને જોઈને પેલાઓએ પૂછ્યું.

'રહેવાં અમરાવતી!'

'ત્યારે તો પરમારરાજ પાસેથી આવતા હશો? ક્યાર સોરા પોતે આંહીં આવે છે? કે પછી ડરી ગયા છે?' વાગડના જ મિત્ર સૈનિકો છે એ જોઈને પેલાઓએ વાત છેડી.

'ડરે તો શું? એ સંદેશો લઈને તો અમે આવ્યા છીએ. પણ કુલચંદ્ર મહારાજ તો આંહીંથી નીકળી ગયા લાગે છે!'

'હા, એ તો આંહીંથી નીકળી ગયા છે. અત્યારે તો શ્વભ્રવતીનાં વાંધામાં હશે.'

'અમારી પાસે એમને આપવાનો અગત્યનો સંદેશો છે અને રસ્તો હવે ખરેખરો વિકટ છે. તમે એ બાજુ જ જવાના છો નાં? અમે ન પહોંચીએ તો નામોશી મળે એવું છે. સિદ્ધપુર પહોંચતા પહેલાં તો અમારે સંદેશો આપવાનો છે!'

'ત્યારે એમાં આટલા ગભરાવ છો શું? રાત આખી તમારી છે. સવાર થાશે ત્યાં તો પકડી પાડશો!'

'પણ તમારામાંથી કોઈ અમારી સાથે ન આવે? આ

રસ્તે દંડનાયકનાં માણસોનો ભો છે, હમણાં તો જરા સળગ્યું છે નાં એટલે ? નહિ જેવી વાતમાં રોકી કાઢે !'

'અરે ! ભલા માણસ ! ત્યારે તો વળી એકલા જ જવું કે કોઈને શંકા ન પડે. બે ચાર જણા હશો તો તો ઊલટા પકડાશો.'

'આપણે રસોઈનું કરોને, સોમદેવ ! પછી ઊપડીએ,' બન્નેજણા એક બીજાની સામે જોઈને રસોઈનો સામાન કાઢવામાં પડયા. કોઇનું ધ્યાન નથી એ જોઈને રસોયાએ ધીમેથી કહ્યું: 'મહારાજ ! આપણને ખબર નહિ કે આંહીં આટલા સૈનિકો પડયા છે. હવે ક્યાંક સપડાઇ જઇએ નહિ !'

'ઊલટા એ સપડાશે, તું જો તો ખરો કાર્તિક ! આપણે શંકા ન પડે માટે રસોઇ તો બરાબર કરો. ને પછી તરત ઊપડીએ ! તારું નામ સોમદેવ છે, ને હું વામદેવ છું !' દામોદરે વિનોદ કર્યો.

કાર્તિકસ્વામીને રવાના કર્યો પછી દામોદર ઉજ્જયિનીમાં નિષ્ક્રિય રહ્યો ન હતો. દંડનાયક વિમલનું આગ્રહ ને પ્રેમભર્યું નિમંત્રણ મહારાજ ઉદયાદિત્યને મળ્યું, દામોદરે પણ હાથ જોડીને વિનતી કરી: 'મહારાજ ! એક વખત ચંદ્રાવતી જોવા જેવું છે. પધારો !'

એને પરિણામે ઉદયાદિત્યે અર્બુદગિરિ પર આવવાનો સ્વીકાર કર્યો. એ ખબર દંડનાયકને આપવા માટે એ નીકળ્યો હતો. રસ્તામાં અમરાવતીથી પાછા ફરતા કાર્તિકનો એને ભેટો થયો હતો.

એટલામાં એક સૈનિક ફરતો આવ્યો. દામોદરને કહ્યું. 'કાં બ્રહ્મદેવ ! ક્યાંથી અમરાવતીથી આવ્યા ?' બોલનાર નાયક જેવો લાગ્યો.

દામોદરે ઊભા થઈને તેના કાનમાં ધીમેથી કાંઈ વિશ્રંભ-વાત કરતો હોય તેમ વાત કહેવા માંડી.

થોડી વાર પછી બન્ને જણા રસોઈની તૈયારીમાં પડ્યા, કાર્તિક રસોઈ કરતો ગયો ને દામોદર સૈનિકો સાથે ગપ્પાં મારતો ગયો. વાતવાતમાં પોતાની પાસેના સંદેશાનું મહત્ત્વ એણે એટલું વધારી દીધું હતું કે, સૈનિકોને તો આ પરમાર સત્યરાજનો કોઈ બહુ જ અગત્યનો સંબંધી લાગ્યો. તેમના તરફ તેઓ કાંઈક માનથી જોવા લાગ્યા. પાટણના ગુપ્તચરો કેવી રીતે પોતે અવંતીના હોવાનો દેખાવ કરીને વાતને રોળી-ટોળી નાખે છે એની થોડીઘણી રમૂજ કરી તેમણે સૌને ચેતાવ્યા. પણ આ બન્ને જણાની હિલચાલને એક ચીંથરેહાલ ભિખારી જેવો માણસ નિહાળી રહ્યો હતો. તાપણું થતાં તેની દૃષ્ટિ રસોઇ કરનાર ઉપર પડી અને જેમ વાઘ છૂટે એમ છૂટીને તે તેમની પાસે આવ્યો.

'અલ્યા એ ચોરટા!' તેણે અચાનક આવીને રસોઈ કરનારને પકડ્યો: 'સાલ્લા! તું મોટો ...'

કાર્તિકે એને ઓળખી કાઢ્યો. મહીનદીમાં જેને ફેંકી દીધો હતો તે જ આંહીં સામે ઊભો હતો. તેણે તેને ગળેથી પકડીને પાછો ચોકા બહાર હડસેલી દીધો.

'શું છે, સોમદેવ?' વામદેવ સૈનિકો પાસે ગપ્પાં મારતો બેઠો હતો, તેને અચાનક થયેલા આ હુમલાએ ચોંકાવી દીધો.

'અરે એ તો આ કોઈ ચોરટો—આપણા ચોકામાં આવે છે. રસોઇ બગડાવવાની જ વાત છે નાં?'

'અરે—જોજે—કોઈ ગુપ્તચર જેવો લાગે છે. એને જવા ન દેતો. પકડ એને. આપણી રસોઈ કાંઇ અમસ્તી બગડા-

વવા આવે નહિ તો!' તે ઊઠીને સોમદેવ પાસે ગયો. એ ત્રણ સૈનિકો પણ તેની પાછળ પાછળ ગયા. પેલો માણસ ડોળા કાઢીને કાર્તિક સામે જોઇ રહ્યો હતો: 'તેં જ મને મહીસાગરમાં ફેંકી દીધો હતો ને મોઢું સતનું પૂછડું થાય છે? ઊભો રહે, હમણાં તારી ખબર કઢાવું. ક્યાં છે અલ્યા- ભાઈ઼ઓ! તમારો નાયક?'

'શું છે, પંડિત! ધીરા પડો. વાત શી છે, એ તો સમજાવો.' દામોદરે તેને જતાં રોક્યો. એ સમજી ગયો કે કાર્તિકે વાત કરી હતી, એ જ આ લાગે છે.

'અરે! આણે જ મને મહીનદીના ખડક ઉપરથી ધક્કેલી દીધો હતો! આ જ હતો!'

'બરાબર; તમે ક્યાં જતા હતા? તમારું નામ શું?' દામોદરે બહુ કુશળતાથી વાતને શાંત પાડીને આગળ વધારી.

'મારું નામ વજ્જર. હું ક્યાં જતો હતો?' વજ્જર ઉશ્કેરાઈ ગયો હતો. 'હું જતો હતો સંદેશો લઇને પરમાર- રાજ પાસે.'

'ઠીક; સંદેશો કોનો હતો?' પરમારરાજનું નામ આવતાં દામોદરે સૈનિકો તરફ આંખ મારી અત્યંત શાંતિથી પૂછ્યું. એને ખાતરી હતી કે ઉશ્કેરાટમાં ને ઉશ્કેરાટમાં વજ્જર જે ન ભૂલવા જેવું છે એ જ ભૂલી જશે.

'હવે એ બધું તમારે શું કામ છે જાણવાનું! તમે તો આની ભેગા છો.'

'પણ કોનો સંદેશો હતો એ તો કહો! અમે જાણીએ તે ખરા!'

'કુલચંદ્રજી મહારાજનો!'

'બરાબર, ત્યારે એમાં આટલી ધાંધલ શું કરવા કરો છો? સંદેશો તમે લઈ ગયા હશો તો તમારી પાસે કુલચંદ્રજીની મુદ્રા હશે નાં? બતાવો, એટલે અમે જાણીએ.'

વજ્જરને સાંભર્યું કે મુદ્રા તો મહીનદીમાં પડી છે. એટલે એ જરાક ગભરાયો. દામોદરે તેને વધારે ગભરાવીને મૂળ વાત ભુલાવી દેવા એક મોટા અટ્ટહાસ્યથી વાતાવરણને ભરી દીધું: 'પણ કુલચંદ્રજીને તમે શોધ્યા છે કે કુલચંદ્રજીએ તમને શોધ્યા છે એ તો કહો? બિચારાને માંડમાંડ એક નામ કુલચંદ્રજીનું મળી ગયું લાગે છે. ક્યાંના પાટણના છો? પહેલી ખેપ હોય એમ લાગે છે! કુલચંદ્રજીને તો તમારા જેવું રત્ન મળે પણ ક્યાંથી? એવાં અહોભાગ્ય એમનાં ક્યાંથી હોય?' દામોદરના માર્મિક વિનોદથી સૈનિકો તો તાળીઓ પાડી પાડીને હસવા લાગ્યા. વજ્જર ગભરાયો હતો તે હવે વધારે ઉશ્કેરાયો.

'આ બન્ને લુચ્ચા છે. બન્ને પાટણના જાસૂસ છે. તમારા નાયકને બોલાવો!' વધારે ઉશ્કેરાઇને વજ્જર મોટેથી બોલવા માંડ્યો.

'આ જોયા અવંતીના બેરખાં, સોમદેવજી! બેરખાંને જરાક સ્વાદ તો મળશે—હમણાં નાયક આવશે ત્યારે; પણ એને બિચારાને જોવા તો દો કે કુલચંદ્રજીની મુદ્રા કેવી હોય છે!'

કાર્તિકસ્વામીએ તરત પોતાની કેડમાંથી કુલચંદ્રજીની મુદ્રા કાઢીને એના તરફ ધરી.

હવે તો વજ્જરનું કોઈ માને તેમ ન હતું. પણ પોતે સાચો હતો. આ બન્ને ખોટા હતા. અવંતીનું એક મહાન કાર્ય રોળાઈ જતું હતું. તે વધારે ને વધારે જોસથી સત્યની ખાતરી કરાવવા લાગ્યો. 'અરે! હું અવંતીનો છું. હું જ

કુલચંદ્રજીનો માણસ છું. રણેન્દ્ર તમને કહેશે !' પણ જેમ જેમ એણે વધારે આવેશ બતાવ્યો તેમ તેમ એ વધારે ખોટો ઠર્યો. દામોદર હજી વિનોદ કરી રહ્યો હતો.

'ના ના, એમ નહિ હોય; શું તમે માત્ર કુલચંદ્રજીના જ માણસ છો ? એમ નહિ હોય, એમ નહિ હોય; તમે તો અવંતીનાથના મંત્રી હશો, ને એ વાત તમે ભૂલી ગયા લાગો છો ! એ તો આંહીં આ બધો પ્રદેશ જોવા નીકળ્યા હશે, કેમ સોમદેવ? એમ જ નાં ?' દામોદર એના પ્રત્યે હાથ જોડીને કટાક્ષાત્મક વાણીમાં બોલી રહ્યો હતો: 'તમે તો ભાઈ! અવંતી નાથના મંત્રી લાગો છો; નહિતર પાટણના તો હશો જ !'

સૈનિકોએ ખડખડાટ હસીને એના આ વિનોદને ઝીલી લીધો. વજ્જર ઉપર તેમણે ધસારો કર્યો. એટલામાં તો નાયક પણ આવી પહોંચ્યો.

'નાયક' દામોદરે ત્વરાથી અવાજમાં ગાંભીર્ય ધારી લીધું. એ ગંભીર બનતાં સૈનિકો પણ ગંભીર બની ગયા. 'આ માણસ અમારી પાછળપાછળ ઉચ્છુણકથી ચાલ્યો આવે છે.' દામોદરે ગપ્પું માર્યું. 'હું સત્યરાજ પરમારનો માણસ છું. મારી પાસે કુલચંદ્રજીને આપવાનો સંદેશો છે, સોમદેવ !' દામોદરે કાર્તિક તરફ નજર કરી. કાર્તિકે આગળ આવીને કુલચંદ્રજીની મુદ્રા નાયક સામે ધરી. નાયકના મનમાં મુદ્રાની પ્રાપ્તિ વિષે બીજી શકયતાનો વિચાર પણ આવે તે પહેલાં દામોદરે કહ્યું: 'આ માણસને પકડો, નાયક ! એ જાસૂસ છે. એ પાટણનો લાગે છે. એને તમારી પાસે રાખો.'

'કોણ હું જાસૂસ ?' વજ્જર ગુસ્સાથી બોલ્યો: 'મને પકડનારને તો કુલચંદ્રજી હાથીની સાંકળે—'

'હું કહું છું પકડો એને—' દામોદરે અધિકારીને છાજતા ગૌરવથી કહ્યું.

'હવે પકડ્યાં પકડ્યાં ?' વજ્જર બોલ્યો.

નાયકની વિચાર કરવાની શક્તિ વજ્જરના કઠોર શબ્દે હણાઈ ગઈ. તેણે સૈનિકોને આજ્ઞા કરી. 'એને પકડીને પેલા ઝાડ સાથે બાંધી દો !'

'અરે ! પણ હું—હું તો—કુલચંદ્રજીનો માણસ છું—'

'કુલચંદ્રજીનો માણસ હો તો મુદ્રા બતાવ—મુદ્રા ક્યાં છે ?'

એ બોલતો રહ્યો. એને ઝાડ સાથે બંધાવી દઈ નાયક દામોદર પાસે આવ્યો.

'તમે ક્યાંથી ઉચ્છ્રુણકથી આવો છો ?' નાયકને જરાક સંદેહ પડ્યો હોય તેમ લાગ્યું.

દામોદર એ કળી ગયો.

સત્યરાજના કોઈ રાજવંશી સંબંધીને છાજે એવી બેદરકારીથી દામોદરે જવાબ વાળ્યો: 'તમે પણ સિદ્ધપુર જ જવાના છો નાં ? તો અમારી સાથે ચાલો. અમારો સંદેશો અત્યંત મહત્ત્વનો છે, એ સંદેશો કુલચંદ્રજીને ન પહોંચે— તો ભયંકર નુકસાન થાય તેમ છે. આ ભિખારચટ્ટા જાસૂસને જોયા પછી મને લાગે છે કે, રસ્તામાં આવા અનેક ગળેપડુ રખડતા હશે. તમારા કરતાં જરાક—ઓછો બુદ્ધિશાળી માણસ આંહીં જ અમારો વખત કઢાવી નાખવાની આ જાસૂસની જાળમાં સપડાઈ ગયો હોત ! ભલેને પછી એને પાછળથી, સત્ય જડે ને હજાર વખત માફી માગે—પણ માફી માગ્યે કાંઈ કામ વણસી ગયું હોય તે સુધરે ? તમારામાંથી કોઈક અમારી સાથે રહે તો સારું !'

નાયકના મનમાં જરાક સંદેહ થયો હતો તે બેસી ગયો, એટલું જ નહિ, પોતે વાપરેલા વિવેક માટે એ પોતાને જ મનમાં ને મનમાં અભિનંદવા લાગ્યો.

'એમ કરો, પ્રભુ!' નાયકને આ માણસ હવે માનથી બોલાવવા જેવો લાગ્યો. 'હું એવો રસ્તો બતાવું કે તમને એ રસ્તે કોઈ મળે જ નહિ. અમારે આનંદનગર થઈને બેરાણુ પાસેથી સિદ્ધપુર જવાનું છે; તમે તો આંહીંથી સીધા બેરાણુ માર્ગે જાઓ તો રસ્તો પણ ટૂંકાશે.'

'ઠીક છે, સોમદેવ! આપણે હવે સમય કાઢવો પોસાય તેમ નથી. આણે મારે બેટે વખત કઢાવવાનો જ આ પેતરો રચેલો હો! નહિતર કાંઈ નથી પાસે સાબિતી—કુલચંદ્રજીના માણસ હોવાની—ને લઈને ઝપ દેતો કોઈને ગળે પડે ખરો? એવો મૂરખ તો કોઈ જાસૂસ હોય નહિ. પણ એને એમ કે વખત તો નીકળી જાશે. નાયક પણ ભારે ચેતી ગયા!'

થોડી વાર પછી કાર્તિક ને દામોદર ઊપડ્યા. દામોદરે જતાં જતાં કહ્યું: 'નાયક! પેલાને છોડતા નહિ હો!'

'અરે! ના રે પ્રભુ!'

ઇલદુર્ગની નાની ડુંગરમાળાઓ દામોદરના હાસ્યના પડઘા ઝીલી રહી હતી. રસ્તામાં તે કાર્તિકને કહી રહ્યો હતો: 'બિચારો વજ્જર! હવે કાં તો ગુપ્તચર મટીને ગુપ્તચોર બની જાશે.'

આગળ જતાં તારંગાને માર્ગે ખેડબ્રહ્મા તરફ જનારો રસ્તો આવ્યો. દામોદર કાર્તિકને કહી રહ્યો હતો:

'હું ચંદ્રાવતી જઈને દંડનાયકને તૈયાર કરું. મહારાજ ઉદયાદિત્યને આરસનાં દહેરાં બતાવવાનું નક્કી કર્યું છે તે

એટલા માટે કે પૂર્ણપાલને મનમાં કાંઈક ધ્રાસકો પણ પડે. અવંતી જેવા આની સાથે મેળ રાખવામાં પોતાની સલામતી સમજે છે—તો અર્બુદનો શો હિસાબ ? પૂર્ણપાલની હિલચાલ ઉપર અંકુશ પણ રહેશે. તેં સત્યરાજને તો સંદેશો બરાબર પહોંચાડ્યો છે નાં ? એને શંકા તો નથી રહી નાં ?'

'સંદેશો તો બરાબર ગોઠવ્યો હતો પ્રભુ ! કર્ણાટનો ભય અવંતીને પાટણ કરતાં અત્યારે અધિક છે; એટલે યાદવરાજને પહેલાં સંભાળવાની વાત ચાલે છે; ઇલદુર્ગ તરફ આવનારું તમારું સૈન્ય *દધિપદ્રને માર્ગે થઈ નર્મદાના કાલીઘાટ તરફ જમા થતું જાય—એવી હવે ગોઠવણ કરજો. કુલચંદ્રજીના આ સંદેશા ઉપર એને પહેલાં તો વિશ્વાસ ન બેઠો !'

'પછી ?'

'મુદ્રિકા બતાવી. પાટણનો સાંધિવિગ્રહિક સ્વીકાર્યો છે એટલે રાજનીતિ ફરી લાગે છે—એમ એણે અનુમાન કર્યું. કુલચંદ્રજી તો માતૃગયા શ્રાદ્ધ સરાવવા જાય છે—અવંતીમાં બધે શાંતિ છે—ઉદયાદિત્ય મહારાજ હજી ઉજ્જયિનીમાં જ છે—એવા એવા બેચાર સમાચારના મેળથી એનું મન ફર્યું. એ પેલી તરફ ન જાય તોપણ આ તરફ તો આવવાનું હમણાં નહિ જ કરે !'

'થયું ત્યારે. ચંદ્રાવતીથી કદાચ પૂર્ણપાલે પણ થોભી જવાની નિશાની આપી દીધી હશે. કુલચંદ્રજી સિદ્ધપુર જાય છે—પણ એ માતૃશ્રાદ્ધ સરાવીને ચાલ્યા આવે—એ આપણા લાભમાં પણ નથી. એ નીકળ્યા છે બરાબર મેળ કરીને. તને ખબર છે ?'

'શું પ્રભુ ? શાનો મેળ ?'

---

* દાહોદ

'મહારાજ અત્યારે કચ્છપંથકમાં છે. મકવાણાજીએ સિંધના હમ્મુકને બોલાવીને જીવનમરણનું યુદ્ધ નોતર્યું છે—એમાંથી એમને વારવા ગયા છે. મકવાણાજી માને તેમ લાગતું નથી—એટલે મહારાજનો ત્યાંનો વાસ લંબાયો છે. પાટણનું મોટા ભાગનું સૈન્ય પણ સાવધ રહેવા માટે વઢિંપંથક તરફ છે. એટલે પાટણનો અત્યારનો બચાવ અપૂર્ણ છે—ચંદ્રાવતીમાંથી પૂર્ણપાલના ભયે એક સૈનિક પણ ખેંચી શકાય તેમ નથી. ભરુકચ્છ કાંઈ હજી જંપ્યું નથી કે ત્યાંથી મદદ મેળવાય—પાટણની આ સ્થિતિનો કુલચંદ્ર પૂરેપૂરો જાણભેદુ છે. એ સિદ્ધપુરથી પાટણ જશે. એની પાસે નહિ નહિ તો પાંચસો—હજાર ઘોડાં હશે. ધાડ પાડવા માટે આટલાં તો બસ છે. તેં જોયું નહિ ઇલદુર્ગમાં? પાંચ—દસ—પચીસ એવાં નાનાં નાનાં જૂથ એ તરફ જઈ જ રહ્યાં છે. પાટણ લૂંટાશે એ ચોકક્સ છે . . . પાટણ લૂંટાશે . . .' દામોદર બોલતાં ધ્રૂજ્યો.

'પ્રભુ! તો પછી આ સંધિ તજીને વિગ્રહ જ કાં ન આરંભીએ? પાટણ લૂંટાય ને આપણે ઊભા જોઈએ—એ તો આપણા પિતૃઓ રૌરવ નરકમાં રહ્યા રહ્યા પણ આપણને શાપે—એવી વાત થઈ! વિગ્રહ—વહેલો મોડો આવવાનો તો છે . . .'

દામોદરે માથું ધુણાવ્યું: 'તો તો આપણી કરી કારવી મહેનત ધૂળ મળી જાય. મને કોઈ દિવસ ન હતો એટલો ભય આજે છે!'

'કોનો? કુલચંદ્રજીનો?

'ના, ના, પાટણનો. મને ભય હવે પાટણનો છે!'

'પાટણનો ભય તમારે છે, પ્રભુ? કેમ એમ બોલ્યા?'

માં પાટણની સિદ્ધિ હોય તો ? પાટણને કેમ કોઈ લૂંટી જાય એવી ઊંધી વટને વળગી રહેવું એમ ? હું તને કહું—સેને, જો કુલચંદ્ર આ વખતે પાટણને લૂંટશે ને એ લૂંટવા જાય છે માટે લૂંટશે જ, તો એનો વિનાશ થઈ ચૂક્યો છે !'

'શી રીતે ?'

'તે તને નહિ સમજાય. એ જે રીતે થશે એ રીત તું જોશે. ખેટકમંડલમાં થઈને જ એને પાછું ફરવું પડે—એટલું જોવાનું કામ પટ્ટણીઓનું—બાકીનું સંભાળવાનું મારે માથે. ખેટકનો એક પડછંદ આદમી ત્યાં સ્તમ્ભનકમાં છે. અર્જુન ભટ્ટ એનું નામ. પૂરો નેવું તસુ ઊંચો. જબરજસ્ત પુરુષ છે. આયુષને મોકલીને એને કહેવરાવી દેજે કે દામોદરે તમને ચંદ્રાવતી બોલાવેલ છે. મારું નામ પડયે દોડ્યો આવશે. એને સાંઢણીનો પણ ખપ નહિ—એવી ઝડપીગતિનો એ આદમી છે. ઠીક ત્યારે લ્યો—હવે—કાર્તિક ! આપણા રસ્તા જુદા પડે છે ! આ તારંગા—ખેડબ્રહ્માનો માર્ગ પણ દેખાયો. તું મારી વાત બરાબર સમજ્યો છે ? એમાં ભૂલ થાશે તો સર્વનાશ ચોક્કસ છે.'

કાર્તિકે બે હાથ જોડીને પ્રણામ કર્યા: 'પ્રભુ ! એમાં હવે ભૂલ નહિ થાય.' દામોદર એકલો ખેડબ્રહ્માને માર્ગે આગળ વધ્યો. કાર્તિક એને જતો જોઈ રહ્યો. એના હૃદયમાં દામોદર પ્રત્યે જે ભક્તિ હતી—તેમાં આજે ભરતી થઈ. તે અશ્રુપૂર્ણ નયને લાંબા સમય સુધી માર્ગ તરફ જોઈ રહ્યો: 'કોઈ માને કે આ તદ્દન સાદા—પ્રભાવવિહોણા માણસ વિના પાટણ પાછું, મહારાજ મૂલરાજના સમયનું એક નાનકડું ખાબોચિયું મંડલ બની રહે એમ છે ? કોઈ એ માને ? આને જુએ તો તો ન જ માને, અને છતાં એ જ વસ્તુસ્થિતિ છે. એને પોતાને તો નથી

મંત્રીશ્વર બનવું, નથી સૈન્યો દોરવાં, નથી એને કીર્તિ જોતી, નથી રાજકૃપા મેળવવી, નથી લોકપ્રિય થાવું! જો ને એનો અત્યારનો વેષ—પરમારરાજનો કોઈ સાદો સૈનિક જાણે ચાલ્યો.' કાર્તિક મનમાં ને મનમાં કહી રહ્યો હતો. એને દામોદરની મહત્તાનો વધારેમાં વધારે પરિચય આજે થયો. એટલામાં દામોદરનો ઘોડો અટક્યો. એણે નિશાની કરી. કાર્તિક એના તરફ ગયો: 'મારે એક વાત કહેવી રહી જતી હતી—એક છોકરો છે પાટણમાં, ભારે ચપળ ને બડો નાટ્યશોખીન છે, વેષ પણ ભજવે છે, મોટા મોટા અભિનયકારો મોંમાં આંગળાં નાખી જાય એવો—તું એને ઓળખે છે?'

કાર્તિકે ડોકું ધુણાવ્યું.

'ત્યારે તપાસ કરજે. એનું નામ સાંતૂ. જ્યાં નાટ્યપ્રયોગ થતો હશે ત્યાં એ એકીટશે રાતદિવસ જોયા વિના ઊભો જ હશે. એને તું સાથે લેતો આવજે!'

'સાથે?'

'સાથે કે તારી આગળ પાછળ. એનો ખપ છે. મારું નામ દઈને એને કહેજે, એ પણ દોડ્યો આવશે. બસ, જા. મેં સંદેશો આપ્યો તે અક્ષરશઃ દેવીને આપજે અને કહેજે, કાર્તિક! કે પાટણ આ સાધનામાંથી બહાર આવશે: કાં વિજયવંતુ અને મહાન: કાં છિન્નભિન્ન અને જીર્ણશીર્ણ. અવંતી—અને પાટણ—બન્નેને જોઈએ એટલી વિશાળ હજી પૃથ્વી આ બાજુ નથી. પાટણને એ બાજુ રણ રોકે છે ને આ બાજુ જો અવંતી રોકે—તો પછી એ વધી રહ્યું. એના રુંધનમાંથી એનો ઉદ્ધાર કરવા માટે જ આ અવંતીનું તપ આદર્યું હતું. હવે એ પૂરું થવા આવે છે. બસ, જાઓ.'

કાર્તિક પ્રણામ કરીને પોતાને પંથે વળ્યો.

'બાલુકરાય છે, ભોગાદિત્ય છે, ચંડશર્મા છે—એમાંનો દરેક પટ્ટણી તરીકે મહાન છે. એટલો મહાન છે કે એ મહાન રહ્યો નથી!'

કાર્તિકસ્વામી દામોદરની વાણીનો દોર પકડી શક્યો નહિ. પણ જ્યારે જ્યારે દામોદર આવી વાણી બોલતો ત્યારે એ એટલી તો અર્થવાહી રહેતી કે એમાંનો એક અક્ષર—કે અવાજનો એક નાનો રણકો પણ ચૂકી જવાય તો થઈ રહ્યું. દામોદર પોતાનું અંતર ખોલી રહ્યો હતો. કાર્તિક એકધ્યાન બની ગયો. તેણે લગામ ઢીલી કરી. ચિત્રકંઠ એકદમ શાંત ચાલે ચાલી રહ્યો.

'એવું છે, કાર્તિક! કે પાટણની પાસે પાંચસો—હજાર—કે બે હજારનું સૈન્ય આવીને ઊભું રહે ને પાટણ એને ન પહોંચે એવું કાંઈ થોડું છે? એને તો ચપટીમાં ચોળી નાખે. પણ કુલચંદ્રને સંધિનું એટલું દૂષણ જ જોઈએ છીએ. સિપ્રાના દ્વીપમાં કુલચંદ્રે જે ગજસૈન્ય કેળવ્યું છે તે બતાવે છે કે અવંતી આજે ખરેખરું કેટલું મહાન છે. બાલુકરાય—ચંડશર્મા, ભોગાદિત્ય એ સૌને—પાટણની મહત્તાનો એવો ખ્યાલ છે કે, બીજાની મહત્તા એમનાથી માપી શકાતી નથી. એટલે એ મહાન પટ્ટણીઓ—મહાન નથી—સમજ્યો? કુલચંદ્ર પાટણ જવાનો—ને તો આ પટ્ટણીઓ ત્યાં એની સાથે ઝઘડવાના. એ ઝઘડશે તો ગુજરાતને નાનું બનાવશે. એ શાંતિ રાખશે તો અવંતીને નાનું કરશે. આ વાત ઠસાવવા તને મોકલવો છે—તું એ ઠસાવી શકશે?'

'હું જાઉં.'

'બીજા કોઈ સમજે કે ન સમજે—પણ દેવી—મહારાણી ચૌલાદેવી તો એ સમજશે જ. સમજ્યો, કાર્તિક?'

'હા, પ્રભુ ! પણ પાટણમાં અરિદળ આવે ને શાંતિ રહે—એ કાંઈ મારી નજરમાં બેસતું નથી !'

'તારે મહારાણીબાને મળવાનું ને મારો આટલો સંદેશો કહેવાનોઃ કુલચંદ્રજી ઝઘડવા માટે જ આવી રહ્યો છે. ઝઘડશે નહિ—તો દ્રમ્મ લેશે. પાટણ અત્યારે લડી લેવા માગતું નથી. એ વિગ્રહ અટકાવવા માગે છે. અવંતી ઉપર તો અનેક વિગ્રહો દોડતા આવી રહ્યા છે. હું મારી નજરે એ જોઉં છું. એ આવે ત્યાં સુધીની આ વાત છે. કદાચ કાંઈ બને—કોને ખબર છે કાંઈ નહિ બને? તો કુલચંદ્રજીને લડાઈ આપવાની નથી. એને માત્ર મોઢેરા, આશાપલ્લી, કાશહૃદ, એમ ખેટકપંથને માર્ગે પાછો વાળવો. બીજા બધા માર્ગ રુંધી લેવા. તો ગર્જનકના જેવી જ એની ભૂંડી દશા થાશે !'

'પણ એને હાથે પાટણ લૂંટાવા દેવું—એમ? પ્રભુ—એ વાત તો પાટણમાં કોઈ માને નહિ. ને હું લઈ જાઉં તો મને પાછો ઉજ્જયનીનું દ્વાર કોઈ દેખવા દે નહિ !'

'મેં તને ન કહ્યું કે મને કુલચંદ્રનો ભય નથી—મને ભય પાટણનો છે—તે ભય આ. પોતાના કરતાં કોણ મહાન છે એ જ્યારે રાજદ્વારી પુરુષો જાણતા નથી, ત્યારે એ કોઈને મહાન લેખતા નથી. પછી જેમને એ નાના લેખે છે—એ નાના એમને એવા ઘા મારે છે કે તે પ્રાણઘાતક નીવડે છે. કુલચંદ્ર અવંતીને મહાન ગણે છે—પણ પાટણને નાનું ગણતો નથી. એની એ રાજનીતિ અવંતીને ભારતવ્યાપી બનાવી શકે તેમ છે; પણ પટ્ટણીઓ પોતાને એટલા મહાન માને છે કે બીજા કોઈને મહાન ગણતા નથી. કોઈ વખત એવું બને ધારો કે એવી રાજદ્વારી જરૂરિયાત ઊભી થઈ કે પાટણને લૂંટાવવા-

'બરાબર જ હતું, દંડનાયકજી ! ઉદયાદિત્ય મહારાજ આવવાના છે !'

'ત્યાં કેમ છે ? કહે છે, અવંતીની ગજસેના કુલચંદ્રે અદ્ભુત બનાવી છે. મદ્યપાન કરીને મદઝરતા માતંગો સમશેર લઈને વછૂટે છે, ત્યારે અરિદળમાં તો હાહાકાર કરી જાય છે. એ સાચું ?'

'કુલચંદ્ર જો બીજાં પાંચ વર્ષ જીવતો રહેશે તોઅવંતી ભારતવ્યાપી બની જશે. અને કુલચંદ્ર અવંતીપતિ થઈ રહેશે !'

'એટલું બધું ? ત્યારે ભોજરાજ—ભોજરાજનું કાંઈ મહત્ત્વ નથી ?'

'મહત્ત્વ ભોજરાજનું જ છે. ભોજરાજ જ અવંતી છે; પણ રાજનીતિ કુલચંદ્રની છે. અત્યારે સૈન્યનો નહિ —રાજનીતિનો વિજય—મેળવનાર ફાવે તેમ છે. સૈન્ય તો રાજનીતિના ટેકા માટે છે !'

'ત્યારે કુલચંદ્ર પાંચ વર્ષ તો કાઢશે જ. તો શું પાટણ —અર્બુદમંડલ—કોઈ નહિ હોય ?'

'હશે બધાં. પણ ભારતચક્રવર્તીના અંગ તરીકે. પરંતુ કુલચંદ્ર પાંચ વર્ષ તો શું—પાંચ દિવસ પણ નહિ કાઢે !'

'દામોદર ! તું તો હજી એ નો એ રહ્યો હો.'

વિમલ પાટણનો મંત્રીશ્વર હતો ત્યારે જે પરિચિત કૌટુમ્બિક શબ્દથી દામોદરને સંબોધતો હતો તે શબ્દ દામોદરને કાને પડ્યો: 'કુલચંદ્ર પાંચ દિવસ પણ નહિ કાઢે—એમ તું કહે છે—કોણ તું એને પાંચ દિવસમાં હણવાનો છે ?'

'ઉદયાદિત્ય મહારાજ આંહીં આવે છે જ એટલા માટે એમ સમજોને !'

'કોને કુલચંદ્રને હણવા ?'

'ના, કુલચંદ્રને હણવા નહિ; પરમારવંશી ગૌરવની પુનઃ સ્થાપના કરવા.'

'શી રીતે? આંહીં શી રીતે પુનઃ સ્થાપના થવાની હતી? કુલચંદ્ર હોય, ઉદયાદિત્ય હોય કે ગમે તે હોય—અર્બુદ-મંડલમાં હું પાટણનો દંડનાયક છું: પાટણપતિની સ્પષ્ટ આજ્ઞા વિના આંહીં કોઈનાથી યુદ્ધકથા નહિ થાય. કુલચંદ્રને કોણ પૂર્ણપાલ હણવા નીકળવાનો છે? મહારાજ પાટણપતિની એવી આજ્ઞા ક્યાં છે?'

'અવંતીના રાજકારણમાં પ્રભુ! એ રંગ છે. કુલચંદ્ર સમર્થ છે, પણ મહાન નથી. એનામાં વિશાળ દૃષ્ટિ હશે —અને છે—પણ એ વ્યવહારુ રીતે કુનેહબાજ નથી. એના એક પગલાથી રાજવંશી ગૌરવને હાનિ પહોંચવાનો પ્રસંગ ઊભો થયો છે. કુલચંદ્રને વિજય મળે તો ભલે—પણ એને વિજય મળે જ એમ કોઈ ઇચ્છતું નથી.'

'હાં—હાં—તું પદ્મશ્રીની વાત કરે છે. એ અમે પણ સાંભળી તો છે. ઠીક.' વિમલે વાત ટૂંકાવી નાખી.

દામોદર સમજી ગયો. વિમલને એમાં રસ ન હતો. દામોદરને વાત વધુ સ્પષ્ટ કરવાની ઇચ્છા પણ ન હતી.

'ઉદયાદિત્ય—એ શા માટે આંહીં આવે છે? શિલ્પ-કૃતિઓ નિહાળવા કે પૂર્ણપાલ સાથે થોડો સમય કાઢવા?'

'પૂર્ણપાલ સાથે થોડો સમય કાઢવા,' દામોદરે કહ્યું. 'મેં તમને કહેવરાવ્યું છે નાં કે કુલચંદ્ર સિદ્ધપુર જાય છે!'

'હા, એ તો માતૃશ્રાદ્ધ માટે જાય છે નાં?'

'એ તો નિમિત્ત છે. એ પાટણ લૂંટવા જાય છે!'

'શું કરીને પાટણ લૂંટવા જાય છે? એટલે? આ તું

## ૨૪. *સ્તમ્ભનકનો આચાર્ય

દામોદર ચંદ્રાવતી પહોંચ્યો ત્યારે ત્યાંની શોભા જોઇને મુગ્ધ થઈ ગયો. જે ચંદ્રાવતી એણે જોયું હતું—અને જે ચંદ્રાવતી આજે એણે જોયું એમાં તો આકાશપાતાળનું અંતર હતું. આજની આ ચંદ્રાવતીમાં એણે ઠેર ઠેર દંડનાયકની શિલ્પ-રસિકતા નિહાળી. મંદિરો, મહાલયો, સ્તમ્ભો, સુંદર વાપીઓ, તળાવો, છત્રો અને પાન્થાશ્રમોથી શોભતી નગરીને એ જોઈ જ રહ્યો. પરમારરાજ ધંધૂકની નગરી પાસે વિમલ દંડનાયકે એક અનોખી ઢબની આરસની સૃષ્ટિ ઊભી કરી હતી.

પોતે આવવાનો છે એ સમાચાર એણે દંડનાયકને કહેવરાવ્યા ન હતા.

બહારના એક જલાશયમાં સ્નાનસંધ્યાદિ કરી, દામોદરે પોતાનો વેષ બદલાવ્યો. આંહીં તો એણે ધંધૂકરાજ, પૂર્ણપાલ, લાહિનીદેવી, કૃષ્ણરાજ અને અનેક રાજ્યાધિકારીઓ સાથે રમત કરી હતી. ચંદ્રાવતી તો એની કલ્પના પ્રમાણે પાટણનું પૂર્વદ્વાર હતું. પૂર્વદ્વારને દંડનાયકે અદ્ભુત રીતે શણગાર્યું હતું.

---

* હાલનું થાંમણા, ઠાસરા પાસે. શેઢી નદીને કાંઠે. ત્યાં રાસાયનિક નાગાર્જુન ને અભયદેવસૂરિ વસ્યાના ઉલ્લેખો છે.

એને વિમલના શબ્દો સાંભર્યા: ' પાટણ વિશાળ હશે પણ ચંદ્રાવતી મહાન છે ! ' ખરેખર ચંદ્રાવતી મહાન હતું ! દામોદર આરસની શોભા નિહાળતો વિમલને મળવા ચાલ્યો.

દંડનાયકને ભવને પહોંચ્યો ત્યારે ત્યાંનો વૈભવ જોઈને દામોદર તો છક્ક થઈ ગયો. દંડનાયકને આંગણે અનેક ગજરાજોની પંક્તિ અત્યારમાં નમન કરવા માટે ઊભી રહી ગઈ હતી. આયુધધારી યોદ્ધાઓ આમતેમ ફરતા હતા. જેમની કાવ્યમયતા વર્ણવી ન શકાય એવી નાજુક સુંદર દેવકુલિકાઓ ચારે તરફની નાની નાની ટેકરીઓને શણગારી રહી હતી. તે અંદર જવા માટે આગળ વધ્યો. દામોદર આગળ વધ્યો કે તરત બે ભાલાધારી યોદ્ધાઓએ એના અશ્વને રોકી દીધો.

' નવો લાગે છે ! ક્યાંનો આંહીંનો છે ? ખબર છે, તું કોને રોકે છે ? ' દામોદરે કહ્યું: ' દંડનાયકને કહે દામોદર મહેતા આવેલ છે ! '

દામોદર મહેતાના નામે ભાલાધારી ઝંખવાણો પડી ગયો.

પણ એટલામાં તો દ્વારમાં દંડનાયકનો દેહ દેખાયો:

' અરે ! મહેતા ! તમે—તમે ક્યાંથી ? અમને તો કહેવરાવ્યું પણ નથી કે તમે પણ આવવાના છો ! '

દંડનાયક મહેતાને જોતાં જ બે હાથ જોડી આગળ આવ્યો. ભાલાધારી યોદ્ધાઓ શરમિંદા બનીને એક બાજુ ઉપર ઊભા રહી ગયા. બન્ને જણા પ્રેમથી ભેટ્યા. દંડનાયકે એને હાથ પકડીને અંદરના ખંડમાં લીધો.

' પૂર્ણપાલજી પણ તપાસ કરવા આવ્યા હતા. ક્યાં છે ઉદયાદિત્ય મહારાજ ? તમારી સાથે નથી આવ્યા ? અમારું નિમંત્રણ તો બરાબર હતું નાં ? '

'પણ એવી તારી શી તૈયારી છે, દામોદર! કે તું કુલચંદ્રને ત્યાં અટકાવી શકે? કોના બળ ઉપર અટકાવે? ને કુલચંદ્રને તું અટકાવે તો અવંતી કાંઈ તને રેઢો મૂકે? એ તો હાથે કરીને લડાઈને વહોરવા જેવું જ થાય! ને લડાઈ તો તારે અટકાવવી છે!'

'કુલચંદ્રને પાટણ અટકાવે તો યુદ્ધ થાય એ બરાબર છે; પણ પાટણ તો એનો હાર્દિક સત્કાર કરે છે; સંધિમાં દૂષણ શોધતાં પણ એને ન જડે એવો અને એટલો. એને અટકાવે તો છે કોઈ બીજી જ સત્તા—રાજસત્તા સિવાયની—એમાં પાટણ શું કરે?'

'પણ તું પાટણમાંથી એને દ્રમ્મ આપવાની તો વાત કરે છે—પછી વળી અટકાવવાની વાત કરે છે. એ બે વાતનો મેળ જ ક્યાં છે?'

'એ વાતનો મેળ કહેનારો—જો આ આવ્યો. પેલો આયુષ જેવો જ કોઈક આવતો લાગે છે, પ્રભુ! મેં એને પાટણથી આંહીં બોલાવ્યો છે જ એટલા માટે—એની સાથે પણ કોઈક છે—' દામોદરે બંડબહાર દૃષ્ટિ કરી તો આયુષ આવી રહ્યો હતો. એ હમણાં જ આવ્યો હોય તેમ લાગતું હતું.

એ આટલો વહેલો આવી પહોંચશે એ દામોદરે ધાર્યું ન હતું. રસ્તામાં જ કાર્તિકનો ભેટો તેને થયો હશે એમ લાગ્યું.

આયુષ આવ્યો. તેની સાથે એક જૈન સાધુ પૂજારી પણ આવી રહ્યા હતા.

જૈન સાધુને આવતા જોઈ દામોદર ને વિમલ બન્ને બેઠા થયા. દંડનાયકે હાથ જોડીને એમને પ્રણિપાત કરી—વિનયથી એમને માટે એક આસન મૂક્યું. દામોદરને લાગ્યું કે આયુષને

તો કાર્તિકસ્વામી રસ્તામાં મળ્યો હોય—પણ આ જૈન સાધુ એટલી વારમાં સ્તમ્ભનકથી તો આવી પહોંચે નહિ. એટલે એ કોઈ બીજા જ હશે એમ ધારીને એ શાંત બેઠો રહ્યો. એટલામાં આયુષ બોલ્યો.

'પ્રભુ! સ્તમ્ભનક જઈને આંહીં આવતાં તો ઘણો વિલંબ થાય—એટલે કાર્તિકસ્વામીએ મને સમાચાર આપ્યા ને તરત હું આવ્યો.'

'તું ક્યાં પાટણ હતો, આયુષ?'

'ના, પ્રભુ! હું પણ પાટણથી ચંદ્રાવતી આવવા નીકળ્યો હતો. રસ્તામાં આ સ્તમ્ભનક દેવસ્થાનના પૂજારી મહારાજ મળી ગયા ને કાર્તિકસ્વામીનો પણ ભેટો થઈ ગયો. જેને શોધવા મારે જવાનું હતું તે રસ્તામાં આમ અચાનક મળી ગયા, એટલે માનશકુન થયા ગણી અમે તો સીધા જ આંહીં દોડ્યા આવ્યા. મહારાજજી—આમ્રેશ્વર—એ પણ આંહીં જ આવી રહ્યા હતા! અમે એટલી ઝડપથી આવ્યા કે સાધુમહારાજની સાથેનો, મહાદેવાલયનો રક્ષક, જબરો ચાલવાવાળો છે, એ પણ પાછળ રહી ગયો!'

વિમલને દામોદરની આ વાતમાં કાંઈ સમજ પડી નહિ. આયુષને એણે બોલાવ્યો હોય—પણ સ્તમ્ભનકના આ સાધુમહારાજને દામોદરનું શું કામ હોય—અથવા દામોદરને એનું શું કામ હોય તે એનાથી કળી શકાયું નહિ.

'રક્ષક તો ત્યાં કોણ છે?'

'અજુ નભટ્ટ.'

'ખેટકનો બ્રાહ્મણ ભટ્ટરાજ છે તે?'

'હા એ જ. પણ તમને આટલી ઝીણી વિગત કોણે

કોની—મારી પાસે વાત કરે છે ? અને તે આટલી ઠંડીથી ? આ ચંદ્રાવતીને ઓળંગીને પાટણ લૂંટનારો હજી તો કોઈ જન્મ્યો નથી ! એના મનથી આંહીં બધી રાંડીરાંડો બેઠી હશે ? તો તો મારે પાટણ . . .'

'પ્રભુ ! ધીમે. હું મારી ઠંડીનું કારણ કહું. કુલચંદ્રને પાટણ લૂંટવું છે, એટલે કે એને દ્રમ્મ લેવા છે. એમ ન થાય તો એ સંધિમાં દૂષણ ઉત્પન્ન કરી સૌથી પહેલો ઘા પાટણ ઉપર કરી લેવા માગે છે ! પછી કર્ણાટ ને હૈહયનો વારો. એ ત્રણેને લેવા માગે છે—પણ દરેકને વારાફરતી લેવા માગે છે. આ એની રાજનીતિ છે. એ પહેલું પાટણને લેશે.'

'તો આંહીં પણ ગજસૈન્ય છે. અવંતી હાથી કેળવે છે—ને બીજા શું બળદ કેળવે છે ?'

'પ્રભુ ! હું એ જ વાત ઉપર આવું છું. ઉદયાદિત્ય આવે તે પહેલાં આપણે વાત સમજી લઈએ. આપણું પાટણ અત્યારે વિકટમાં વિકટ પરિસ્થિતિમાં છે. મહારાજ કચ્છમંડલમાં છે. આંહીં પૂર્ણપાલ ખડી ચોકી નીચે સંધિ સાચવે તેવો છે. વાગડનો સત્યરાજ કુલચંદ્રના શબ્દે તરત હાલી નીકળે તેમ છે. અવંતીમાં સૌને સૂતા રાખીને—મને પણ અંધારામાં રાખીને—સિદ્ધપુર જઈને માતૃશ્રાદ્ધ કરતાં કરતાં ભેગાભેગું પાટણ સુધી આંટો મારી લેવાનો એનો વિચાર છે. દ્રમ્મ મળે તો લઈ લેવા—એમ કરતાં ઝઘડા જેવું કાંઈક થઈ જાય તો એને જ સંધિનું દૂષણ ઠરાવી, તરત અવંતીનું સૈન્ય બોલાવી પાટણ ઉપર ચડી જવું ! સત્યરાજને વાગડમાંથી—અને તમારા પૂર્ણપાલને આંહીંથી—ધ્વલદુર્ગ તરફ જવાની સૂચના પણ એટલા માટે મળી છે !'

'પણ આંહીંથી ચકલું ય ફરકે તેમ નથી!'

'કુલચંદ્રના વિજયપરાજયમાં અવંતીને કાંઈક રસ ઓછો થયો છે—મેં કહ્યું તે કારણે—એ તકનો લાભ લઈને ઉદયાદિત્ય પરમારને આંહીં નિમંત્ર્યા છે તે પણ એટલા માટે જ; વખત છે ને કુલચંદ્રની રાજનીતિ સફળ થાય, સંધિમાં દૂષણ કાઢી અવંતી પાટણ ઉપર જવાનું નક્કી કરે—અને મહા રણરંગ જામવાના ભણકારા સાચા નીવડે—તો મહારાજને કચ્છમંડલમાંથી આવવાનો સમય મળી જાય. આંહીં ચંદ્રાવતી તૈયાર હોય. અવંતીનું સૈન્ય મહાન છે એ ખરું; પણ દૃષ્ટિબિંદુના ભેદને લીધે એ પાંગળું પણ છે. જયસિંહને કુલચંદ્રની રાજનીતિ પસંદ છે પણ રીતભાત પસંદ નથી. વળી એ પાટવી રહ્યો. મહારાજ ભોજરાજ જરા અસ્વસ્થ છે; એટલે એ હમણાં તાત્કાલિક ત્યાંથી ફરકે તેમ નથી. સત્યરાજ પરમારને તો, મેં કુલચંદ્રનો જ, યાદવરાજ તરફ જવાનો સંદેશો કહેવરાવી દીધો છે. પૂર્ણપાલ તો આંહીં છે જ. તેને ઉદયાદિત્યની કાંઈક આશા પણ છે—એની સહાયે આજે નહિ તો કાલે પણ એ કાંઈક મેળવશે એવી. એટલે હમણાં એ પણ આંહીંથી નહિ ખસે. કુલચંદ્ર ગુજરાતમાં જાય છે, ભલે જાય; માતૃશ્રાદ્ધ ભલે કરી આવે; પાટણ પણ ભલે જોઈ આવે; માત્ર એ ત્યાંથી પાછો અવંતીમાં નહિ ફરે. ફરી ન શકે એવું કરવાનું પાટણને માથે રહ્યું; અને આપણી રાજસત્તા સિવાય બીજા કોઈએ એ કર્યું છે એ દેખાડવાનું પણ રહ્યું. નહિતર તો કુલચંદ્ર જાય—ને બીજો કોઈ સંધિનું દૂષણ શોધી કાઢે. સૂતરને તાંતણે લટકતી સંધિને પણ પાળવામાં આપણો વિજય રહ્યો છે દંડનાયકજી! એટલે હું આંહીં આવ્યો છું!'

કે રોકાવતો નથી. કુલચંદ્ર સાધુ હતા. દિગ્વસ્ત્રી હતા. એ પાતકનું પ્રાયશ્ચિત્ત આ દેવસ્થાનના પુરુષો એને આપે—એમાં હું શું કરું ?'

'દામોદર ! તારી રાજનીતિ હંમેશાં ભયંકર રહી છે. એ વિજય કહેવાય ખરો ? આમાં વીરત્વ ક્યાં છે ?'

'વીરત્વના અનેક પ્રકાર હોય છે, વિમલરાજ ! જે આને નહિ સમજે એ એને ભયંકર કુટિલનીતિ ગણશે; જે સમજશે એ અરિની અસાવધતાનો ઉપયોગ માનશે; હમેશાં જ સામે મોંએ લડનારો યોદ્ધો કોઈ વખત એવો પરાજય મેળવે છે કે એવો એક જ પરાજય એના સઘળા વિજયોને ધૂળમાં મેળવી દે છે. મુંજમહારાજને કેટલા બધા વિજયો મળ્યા —ને પરાજય તો એક જ મળ્યો નાં ? કુલચંદ્ર માટે પણ આ એક જ પરાજયનું નિર્માણ છે !'

'તું યોદ્ધો નથી, વીર પણ નથી, દુશ્મન થવાની પણ તારામાં શક્તિ નથી, સામે મોંએ લડવાની હિમ્મત નથી, પાટણ-નો ભલે તું મહાન મુત્સદ્દી હો: મહાન પુરુષ તો નથી !' વિમલને દામોદરની નીતિમાં ધર્મસત્તાનો દુરુપયોગ સાલી રહ્યો હતો.

'પ્રભુ ! તમે ઘણું જ સુંદર કહ્યું. મેં અંતરમાં હંમેશાં એ જ ઇચ્છયું છે. પાટણમાં મારી કાંઈ પણ મહત્તા ન હો —નામોનિશાન પણ ન હો—યશની રેખા પણ મને ન હો —એક ભૂખરો પાણો પણ મને દેખાડવા માટે ન રહો—કેવળ મારા જીવનની પળેપળ પાટણને મહાન બનાવવામાં ખરચાઈ ગઈ છે—એટલો સાદો સંતોષ અંતિમ પળે મારો હો. એથી વધુ મારે માટે મેં કાંઈ ઇચ્છયું નથી. ઇચ્છવાનું યોગ્ય પણ નથી. હું તો પાટણ જે ઘડીએ મહાન બનશે તેજ ઘડીએ ભગ-

વાન સોમનાથના જલનિધિમાં સ્નાન કરતો હોઇશ, મને જેવાં આવડે એવાં કુકાવ્યો કરતો હોઇશ અને ત્યાં સમુદ્રકિનારે બેઠો હોઇશ. મારે યોદ્ધાની કીર્તિને, વીરના યશને, મહાન મંત્રીશ્વરની સત્તાને, રણજંગના વિજયને કે જુગજુગ નામ રહે એવા પથ્થરઘાટને શું કરવાં છે? દામોદર હતો એટલું જ બસ નથી કે વળી કોઈને ક્યારે હતો ને કોણ હતો એ ખબર આપવાની વ્યર્થ ચિંતા કરવી? મુઠી રાખ થઈને વેરાઈ જનારા માણસો જ્યારે કીર્તિ માટે આકાશ પાતાળ કરે છે ત્યારે મને તો દૂર-દૂરથી મહાકાલ ભગવાન રુદ્રનું ભયંકર અટ્ટહાસ્ય સંભળાય છે! મારે નામને કરવું છે પણ શું, દંડનાયકજી? કે શુભ—અશુભ નામની હું ખેવના કરું? મારું ધ્રુવપદ તો પાટણની મહત્તા છે. એ જે વડે થાય તે શુભ; એ જે વડે વણસે તે અશુભ.'

દંડનાયક દામોદરની વાણી સાંભળીને પહેલી જ વખત અંતરમાં એને નમી રહ્યો. એને પણ લાગ્યું કે દામોદરને પોતાનું એક ધ્યેય છે. તે દામોદરને કાંઈક કહેવા જતો હતો એટલામાં ગજરાજનો ઘંટાઘોષ કાને પડ્યો. ભુવન દોડતો આવતો હતોઃ 'પ્રભુ! ઉદયાદિત્ય મહારાજ આવ્યા છે!'

'આવ્યા? આવી પહોંચ્યા?' દામોદર હર્ષથી બોલી ઊઠ્યો. વિમલને એ અવાજના રણકાએ તો આશ્ચર્યમાં ડુબાડી દીધો. ઘડી પહેલાં જેને અતળ ઊંડાણમાં વિહરતો જોયો હતો તેને આટલી ત્વરાથી પોતાની ભૂમિકા સંભાળવા તૈયાર થતો જોઈ તે દિંગ થઇ ગયો.

દામોદર ને વિમલ બન્ને ઉદયાદિત્ય મહારાજને લેવા સામે ચાલ્યા.

આપી, મંત્રીરાજ ? હું આંહીં તમને શોધતો આવ્યો છું—ગુરુદેવ અભયદેવસૂરિમહારાજે મને મોકલ્યો છે !'

'મારું કાંઈ એવું કામ—?'

'અમારી પાસે એક રત્ન છે.' આમ્રેશ્વર બોલ્યો. 'અને તે રત્ન, દામોદરજી ! તમને બતાવવાનું છે !' આમ્રેશ્વરની વાત દામોદર રસથી સાંભળી રહ્યો. તેને સ્તમ્ભનકના આ પૂજારી સાધુ અને દેવભવનના રક્ષક બ્રાહ્મણ ભટ્ટરાજ અર્જુન એ બન્નેનો અત્યારે ખપ હતો. એ બન્ને આવી ચડ્યા ન હોત તો આયુધને મોકલીને પણ એમને જ બોલાવવાના હતા. ત્યાં તો એમને આંહીં જ આવેલા જોઈને દામોદરનું અંતઃકરણ આનંદથી ડોલી ઊઠ્યું. વિમલ એ જોઈ રહ્યો. એને એમાં હજી કાંઈ સમજ ન પડી.

સાધુમહારાજ આમ્રેશ્વરે રત્ન કાઢીને દામોદરની સમક્ષ ધર્યું.

'પ્રભુ ! આવું રત્ન ? આ રત્ન . . .' દામોદર રત્ન સામે જોઈ રહ્યો. 'આ તે યાદવરાજના પ્રદેશનું કે કર્ણાટક કે ચૌલરાજના પ્રદેશનું ? આવું રત્ન મેં જીંદગીમાં જોયું નથી. દંડનાયકજી ! આનું તેજ તો જુઓ !'

'શાસનદેવીની પ્રસાદી છે, મંત્રીશ્વરજી ! ગુરુ મહારાજ અભયદેવસૂરિને મળેલું છે. એ રત્ન મહારાજને ધરવા માટે અમે રાખ્યું હતું. એના મૂલ્યાંકનમાંથી સ્તમ્ભનકમાં એક મહા દેવધામ બંધાવવાનું કામ ચાલી રહ્યું છે. પણ આ રત્નનું મૂલ્યાંકન કરે કોણ ? મહારાજને અમે ધર્યું ખરું; પણ મહારાજ કહે, મૂલ્યાંકન કહો તો હું સ્વીકારું.'

'પાટણમાં જાહિલ્લ—જાહિલ્લને ન મળ્યા ?' વિમલે કહ્યું

'એમણે મૂલ્યાંકન કરવાની અશક્તિ દર્શાવી. દંડ-નાયકજી! પાટણનો કોઈ ઝવેરી પણ તૈયાર ન થયો. મહાન શ્રેષ્ઠીઓએ પણ હાથ ધોઈ નાખ્યા. છેવટે કહ્યું કે એનું મૂલ્યાંકન દામોદર મહેતા કહી શકશે!'

દામોદરને તો આ રત્નની વાતમાં આટલો જ રસ હતો કે જે રસ્તો એણે કુલચંદ્ર માટે આંકયો હતો એ રસ્તે સ્તમ્ભનક હતું. ત્યાંના આચાર્ય મહાસમર્થ અને પ્રભાવશાળી હતા. ત્યાં દેવધામ થઈ રહ્યું હતું. આ પૂજારી સાધુમહારાજ—ને પેલો એનો ઓળખીતો ખેટકનો ખેટકવાડ બ્રાહ્મણ ભટ્ટરાજ—બન્ને નિશ્ચય કરીને મહીસાગરનાં કોતરોમાં જો કુલચંદ્રને રોકે—તો એનું કામ સોએ સો વસા નીવડે. એને વાતમાં આટલો જ રસ હતો. તેણે મોંએથી કહ્યું:

'સાધુમહારાજ! હું આ રત્નનું મૂલ્યાંકન કરી તો આપીશ—પણ શાસનદેવીના રત્નનું મૂલ્ય કરનારો હું કોણ? છતાં કાલે તમે પ્રભાતે આવો તો—મૂલ્યાંકન બાંધી મહારાજને કહેવરાવીએ. કેમ વિમલરાજ!'

વિમલને દામોદરની વાતનો ભેદ કળાયો. તે અકળાઈ ગયો. સાધુમહારાજ આમ્રેશ્વરે વિદાય લીધી કે તરત તે દામોદર તરફ ફર્યો:

'દામોદર! આ તારું કામ તને ભારે પડી જાશે હો!'

'કયું કામ, પ્રભુ?'

'તેં કુલચંદ્રને ત્યાં સ્તમ્ભનક પાસે—આ દેવસ્થાની પુરુષોને સાધીને—દગો આપવો ધાર્યો છે. પણ કપટ—કપટથી વિજય મળે ખરો?'

'કુલચંદ્રને તો ધાર્મિક પુરુષો રોકશે. હું રોકતો નથી

## ૨૫. દામોદરે આમ્રેશ્વરને શું કહ્યું?

આમ્રેશ્વર એકલો બીજે દિવસે રત્ન લઈને દામોદરની પાસે આવ્યો. દામોદરને તો હવે સ્તમ્ભનકની વાતમાં પૂરેપૂરો રસ હતો. આમ્રેશ્વર ત્યાંથી જ આવી રહ્યો હતો; એટલે ત્યાંની બધી હકીકત મેળવી લઈ કાંઇક યોજના નક્કી કરી નાખવા એ ઉત્સુક હતો.

'તમે કાલે કહ્યું, રત્નનું મૂલ્યાંકન કોઈએ કર્યું નહિ એ સાચું?'

'હા, મંત્રીજી!' આમ્રેશ્વર બોલ્યોઃ 'ગુરુમહારાજને મળેલું આ રત્ન શાસનદેવીની પ્રસાદી છે; એટલે કોઇથી મૂલ્યાંકન થઈ શક્યું નહિ.'

'એમ?' દામોદરે કાલે આ જાણ્યું હતું છતાં આજે એટલું જ આશ્ચર્ય બતાવ્યું: 'ત્યારે એમ કહોને! પછી એનું મૂલ્યાંકન થાય ક્યાંથી? જાહિલ્લે પણ હાથ ધોઇ નાખ્યા નાં?' દામોદરે કાલે થઈ હતી એવી જ રીતે પાછી વાત શરૂ કરી.

'મોટા મોટા શ્રેષ્ઠીઓએ પણ ના પાડીને? બોલ્યા, એનું મૂલ્યાંકન હોય જ નહિ. મહારાજે આજ્ઞા કરી કે દામોદર મહેતાને બતાવી એનું મૂલ્યાંકન કરાવો. એનું જે

મૂલ્યાંકન ઠરશે તે તમને દેવસ્થાનમાં અર્પણ કરીશ. મહારાજ તો કચ્છમંડલ સિધાવી ગયા—ને આજકાલ કરતાં અમારે પણ દિવસો ઉપર દિવસો વીતવા લાગ્યા! અવંતી આવવું એ કાંઈ સહેલું છે? ને પાછો આજનો સમો! કામ ધમધોકાર ચાલે છે. એટલે ત્યાંથી નીકળવું પણ મુશ્કેલ. દ્રમ્મની વિપત પડી એટલે સાંભરી આવ્યું કે ચાલો, મંત્રીશ્વરને મળીએ!'

'ભલે આવ્યા, ભલે આવ્યા; મારે પણ તમારું જ કામ હતું; મારાથી થશે એવું મૂલ્યાંકન હું કરીશ; પણ શાસન-દેવીના રત્નનું મૂલ્યાંકન કરનાર હું કોણ? મહારાજ અભય-દેવસૂરિ ક્યાં સ્તમ્ભનકમાં વિરાજે છે?'

'ના, પ્રભુ! એ તો હમણાં ધવલકમાં છે!'

'એમ? સ્તંભનકમાં કેટલાંક માણસો કામ કરે છે?'

'પાંચ હજાર હશે; અઢારસો તો ગાડાં છે!'

'અઢારસો?'

'હા, પ્રભુ! ઘોડાં, ગધેડાં, ગાડાં, ગાડી જે આવ્યું તે બધું કામે લગાડ્યું છે. દેવસ્થાનના રક્ષણભાર માટે પણ અત્યારથી જ પદાતિ, ઘોડેસ્વારો, ગજદળ એ બધાં થઈને પાંચસો—હજાર માણસ રોકાઈ ગયાં છે!'

'એમ? વાહ! વાહ! શી પ્રભુની માયા છે? ત્યારે તો નાનું સરખું રજવાડું જાણે—!'

'રજવાડા જેવું જ.'

'ત્યારે! તો ઠાઠમાઠ—પણ રાજશાહી-'

'અરે પ્રભુ! આપ જુઓ તો ખબર પડે!'

દામોદરની કલ્પના સમક્ષ તો સ્તમ્ભનકની ભૂરચના આવી ગઈ. મહીસાગરનાં ભયંકર કોતરો અને સેટિકા* નદીના કિનારા

ઉપર આવી રહેલી નાની નાની ટેકરીઓની વચ્ચે ચારે તરફ વિસ્તરતી અડાબીડ જંગલઝાડીમાં જો કુલચંદ્રને રોક્યો હોય —એટલી જો સ્તમ્ભનક હિમ્મત કરે—તો કુલચંદ્ર મહીસાગર-માં જ સમાઈ જાય. એટલા માટે તો એ આમ્રેશ્વરને અને અર્જુનભટ્ટને બોલાવવા માગતો હતો. દામોદરે તેને વાતમાં આગળ ખેંચ્યો: ' એવું છે આમ્રેશ્વરજી! આ રત્ન તમે લાવ્યા એ તો મહામોલું છે; શાસનદેવીની પ્રસાદીનું મૂલ્યાંકન જ ન હોય; એ તો આંખમાથા ઉપર ચડાવવાનું; પણ મહારાજની ઉપર ધર્મરક્ષાનો ભાર રહ્યો છે: પોતે જેવા ભગવાન સોમનાથના તેવા સર્વ દેવના ઉપાસક છે; સાધુ—જતિ—વીતરાગી—જોગી સૌને મહારાજ સત્કારે; પણ એક વખતનો જતિ ભેખ છોડે ને સંસાર માંડે એનો ભાર પૃથ્વી ઉપર, પ્રજા ઉપર, અને રાજા ઉપર સૌ ઉપર પડે છે. આજ તમે દેવસ્થાન માંડો—કાલે પાછો સંસાર માંડો—તો એવું દેવસ્થાન અમારા પાટણને ભરખી જાય. આ જુઓને, અવંતીમાં—કુલચંદ્રે ભેખ છોડયો ને સંસાર માંડયો—ત્યારથી કોઈ, એક દી આરામ ભોગવે છે? જ્યાં જુઓ ત્યાં હિંસા, લડાઈ, હથિયાર—બીજી વાત નહિ. હવે એ કુલચંદ્રના ધર્મત્યાગનો ભાર મહારાજ અવંતીનાથ ઉપર જ છે ના? અત્યારે પણ પોતે સ્વસ્થ નથી!'

'પ્રભુ! એ કુલચંદ્ર—એ તે કાંઇ માણસ ગણાય? ગુરુજી ધારાનગરીના, કુલચંદ્ર પણ ધારાનગરીનો. ગુરુ-મહારાજે ભેખ લીધો—ને કરોડો દ્રમ્મને ફેંકી દીધા: પછી એની સામે જોયું નથી કે સંસારની વાત સરખી માંડી નથી. અને આ કુલચંદ્ર? એણે ભેખને લજવ્યો. સંસારને પણ

---

* શેઢી નદી.

લજવ્યો. અને એ પાછો કોણ ? દિગમ્બરી ! અમે તો એવાને . . . એ . . .' આમ્રેશ્વરે બે હાથથી સંહારની સૂચના કરી. દામોદર આનંદથી ડોલી ઊઠ્યો.

'આ કુલચંદ્ર હવે વળી સિદ્ધપુર માતૃશ્રાદ્ધ કરવા આવે છે. સાધુ હતા ત્યારે રહી ગયું—તે હવે સંસારી થઈને પૂરું કરે છે. એનો ભાર અવંતી ઉપર જેવોતેવો નથી. આમ્રેશ્વરમહારાજ ! તમારે ત્યાંથી પણ કોઈ એવો નીકળે—તો ભાર તો મહારાજ પાટણપતિ ઉપર જ પડે નાં ? અમે તમને આ રત્નનું થાય એટલું વધુ મૂલ્યાંકન આપીએ —શું કરવા ન આપીએ ? તમને નહિ આપીએ તો કોને આપીશું ? હું મહારાજને કહેવાનો પણ છું કે, આનું મૂલ્યાંકન ન હોય, દેવસ્થાનની સાચી પ્રતિષ્ઠા સ્થપાતી હોય તો જેટલું અપાય એટલું આપી છૂટો—પણ તમારે ત્યાં આવો કોઈ નીકળે—કોક દી તો નીકળે નાં ? ત્યારે એ ભાર કોના ઉપર ? પાટણપતિ ઉપર જ નાં ?'

'મંત્રીજી !' આમ્રેશ્વર બોલી ઊઠ્યો: 'અમારે ત્યાં એ ન બને. આ કુલચંદ્ર છે નાં—એ ભલે શેખી મારે—પણ જો સ્તમ્ભનકને પાદર નીકળે તો એ ત્યાંથી આગળ વધી રહ્યો! અર્જુનભટ્ટની નજરે પડે એટલી વાર! ફરી કરીને—એણે પરાક્રમ તો આ કર્યું નાં ? સાધુ ઉપરથી સંસારીઓની શ્રદ્ધા ઊઠી જાય એ ? એવાને તો પૂરા કરવાના હોય !'

'તો તો પાટણનો અને અવંતીનો બન્નેનો ભાર હલકો થાય ! મહારાજ ભોજરાજે સરસ્વતીદેવીની પ્રતિમા કરાવી—અને શાસનદેવીની પ્રતિમા કેમ ન કરાવી ? ક્યાંથી કરાવે ? એ જુએ નાં કે આવા કુલચંદ્ર જેવા જે પંથમાં સાધુ

હશે—ઘડી ઘડીના રાગી ને વિરાગી—!'

'પ્રભુ !' અચાનક આયુષે પ્રવેશ કર્યો. તે કાંઈક ગભરાયેલો હતો.

'કેમ, આયુષ ! શું છે ? કેમ છે કાંઈ ?'

'કુલચંદ્રજી સિદ્ધપુર તરફ જવા ઊપડી ગયા !'

'ઊપડી ગયા એમ નાં ?' દામોદરે શાંતિથી કહ્યું. 'ભલે ઊપડી ગયા. હમણાં એ જ વાત આમ્રેશ્વરજી સાથે થઈ રહી હતી. પણ પાછા કયે રસ્તે ફરવાના છે ? જે રસ્તે એ ફરવાના હોય એ રસ્તે આપણે નથી જવું. આપણે એનો પડછાયો લેવો નથી—મારી પાસે ભગવાન અભયદેવસૂરિએ મોકલેલું મહામોલું શાસનદેવીનું પ્રસાદીરત્ન છે. આમ્રેશ્વરજી મહારાજ એ જ લઈને આવ્યા છે. મહારાજને એ સોંપી, એનું મૂલ્યાંકન દેવસ્થાનમાં અર્પણ કરાવી, પછી હું અવંતી જઈશ. કુલચંદ્ર કયે રસ્તે પાછો ફરશે ?'

'પ્રભુ ! તમારે જ પગલે—સ્તમ્ભનકને માર્ગે, મોઢેરા—આશાપલ્લી—કાશહૃદ એ પંથે !'

'અરે ભગવાન !'

'મહારાજ !' આમ્રેશ્વરને શૂરાતન ચડયું. એનો દ્રમ્મનો સ્વાર્થ પણ જોખમાતો હતો: 'કુલચંદ્ર સાથે માણસ કેટલુંક ?'

'માણસ કેટલુંક હોય આમ્રેશ્વરજી ? એ કાંઈ કટક લઈને થોડોક લડવા નીકળ્યો છે ? વખતે સિદ્ધપુરથી પાટણ જાય તો બેચાર લક્ષ દ્રમ્મ મળે—આપે રાજભંડારીઓ, સમય જોઈને એટલું આપી દે—તો એ છઆઠ લક્ષ દ્રમ્મનું રક્ષણ કરવા માટે, બસો ચારસો યોદ્ધા સાથે હોય તે ! આંહીં કાંઈ થોડી ગજસેના લઈને લડવા આવ્યો છે ?'

'ત્યારે તો, મંત્રીજી! એને સ્તમ્ભનકને માર્ગે જ આવવા દો. એના પડછાયાથી મુક્ત થયેલા દેવસ્થાનમાં જ—પછી તમે આવજો!'

'પણ આ તો રાજના મામલા છે, આમ્રેશ્વરજી! તમારી પાસે માણસો તો હશે . . .'

'પ્રભુ! દશ સહસ્ર ઓછામાં ઓછું. હાકલ થતાં સેટિકાને એ ય કાંઠેથી પાંચ હજાર અર્જુનભટ્ટ ભેગા કરી દે. ભીલડાંનાં જૂથ પણ અમારાં જ! ને અર્જુનભટ્ટ—એને તમે જુઓ તો ઠંડા થઈ જાવ; એવો પડછંદ આદમી છે; કોઈની સાડીબાર ન રાખે તો!'

,પણ આ તો રાજ રાજના પ્રશ્નો છે, આમ્રેશ્વરજી! અવંતી ને પાટણ વચ્ચે તો અત્યારે સંધિ છે!'

'પણ અમારી ને કુલચંદ્ર વચ્ચે કાંઇ થોડી સંધિ છે? કાં સ્તમ્ભનકને પંથે એ પાછો વળ્યો? સાધુએ સંસારી બનીને ભેખ લજવ્યો—એનું પરિણામ એ ભોગવે. એમાં પાટણને શું? મહારાજને પણ શું? અને સંધિને પણ શું?'

'એ તો બરાબર હો—આમ્રેશ્વરજી! પણ, કુલચંદ્ર જબ્બર લડવૈયો છે.'

'પ્રભુ! તમે સ્તમ્ભનકની ભૂમિ જોઈ લાગતી નથી! જબરામાં જબરા લડવૈયાને તળમાં રાખવાનું ત્યાં બની શકે! ને ત્યાંના માણસોને પણ એવી વાતનો કુદરતી ઉત્સાહ.'

'છે તમારામાં કોઈ લડવૈયા? ને રણકુશળ અનુભવી યોદ્ધાઓ?'

'દેવસ્થાનનો રક્ષણભાર તો એવાને માથે જ છે નાં? અર્જુનભટ્ટ પોતે—ખેટકના બ્રાહ્મણરાજ છે; ક્ષત્રિયોને પણ

પાણી ભરાવે એવા !'

'ત્યારે આ રત્ન મારી પાસે રહેવા દો, મહારાજજી ! હું તમને પછીથી ત્યાં મળી જઈશ. મહારાજ પાસે કચ્છમંડલ આનું મૂલ્યાંકન પણ નક્કી કરી મોકલી દઈશું ! તમે આનું મૂલ્યાંકન શું ધારો છો ?'

'પ્રભુ ! આ તો શાસનદેવીની પ્રસાદી છે !'

'એટલે તો હું મૂલ્યાંકન બોલી શકતો નથી; પણ મહારાજ ભીમદેવને ને પાટણને ને અવંતીને સૌને ભારમુક્ત કરવાનું તમે બીડું ઝડપ્યું—પછી તો અવધિ જ થઈ નાં ? હવે તો પણ લીધું તે સાંગોપાંગ પાર ઊતરવું જોઈએ. આનું મૂલ્યાંકન ન હોય—મહારાજ એવા દેવસ્થાનમાં તો જેટલું આપે એટલું ઓછું.' દામોદરને લાગ્યું કે એણે આમ્રેશ્વરનો સાથ તો મેળવી લીધો હતો; હવે અર્જુનભટ્ટ આવી જાય એટલે કામ બરાબર પાકું થઈ જાય: તેણે તરત આયુષને બોલાવ્યો.

'આયુષ ! આમ્રેશ્વરજીને સ્તમ્ભનક સુધી પહોંચાડવા કોણ તું જશે ? હવે તો એમણે ઝડપથી પાછું પહોંચી જવું પડશે !'

'મહારાજ ! મારો અશ્વ પણ વેગવાન છે—વાંધો નહિ આવે ! હું કાલે જ ઊપડી જઈશ. એટલામાં આજે અર્જુનભટ્ટ પણ આવી જાશે !'

નમસ્કાર કરીને આમ્રેશ્વર ઊઠ્યો. દામોદર એને જતો જોઈ રહ્યો. સ્તમ્ભનકનો આ પૂજારી—લીધું કામ પાર ઉતારે તેવો તો લાગ્યો. પણ તે છતાં—કોને ખબર છે ? કુલચંદ્ર તો અનુભવી યોદ્ધો રહ્યો—એટલે એ જેવો દેખાતો બંધ થયો

કે તરત દામોદર આયુષ તરફ વળ્યો.

'તને કાર્તિકે સમાચાર આપ્યા તે તેં ખેટકના બ્રાહ્મણ-રાજને પહોંચતા કર્યા હતા?'

'ના, પ્રભુ! પણ એ ખેટકનો બ્રાહ્મણ આમની સાથે જ હતો. એ પણ આવી રહ્યો હશે.'

'એમ? ત્યારે તો એ આવી જવો જોઈતો હતો. હજી ભટ્ટ કેમ નહિ આવ્યો હોય? કાલે સાંજે તો આપણે પાટણને પંથે ઊપડવાનું છે. કોઈને ખબર ન પડે—તે પહેલાં સવારે આંહીં પાછું આવી જવાનું છે. સાંઢણી તો તેં જોઈને જ મોકલી છે નાં?'

'પ્રભુ! સાંઢણીને ત્રણ દિવસ અગાઉથી તળેટીમાં આરામ પણ આપી રાખ્યો છે!'

દામોદર આંટા મારતો મારતો પોતાના વિચારમાં એટલો મગ્ન થઈ ગયો કે આયુષ ક્યારે પ્રણામ કરીને ચાલી ગયો એ પણ એના ધ્યાનમાં રહ્યું નહિ. કાંઈક કોલાહલ થતો સાંભળીને એણે બહાર દૃષ્ટિ કરી, તો કોઈ એક પડછંદ આદમી આવી રહ્યો હતો, અને તેની પાછળ દંડનાયક વિમલનો યોદ્ધો દોડતો હતો.

## ૨૧. ખેટકનો બ્રાહ્મણ અર્જુનભટ્ટ

'**અરે** ! તમે મહારાજના કામે શું, મહારાજના સગા થઈ ને કેમ નથી આવ્યા ? એ રસ્તે કોઈનાથી અવાય જ નહિને. તમે આવ્યા શા માટે ? ચાલો, પાછા ફરો ભટ્ટરાજ ! નાહકના બે બોલ વધુ સાંભળશો !'

વિમલનો યોદ્ધો એક ઊંચા પડછંદ બ્રાહ્મણ ભટ્ટરાજને રોકીને ઉભો હતો. પેલાએ તેના તરફ મુરબ્બીવટભર્યો એક દૃષ્ટિપાત કર્યો. પછી તેના ઉપર દયા કરવા માગતો હોય તેમ બોલ્યો: 'આંહીંથી શા માટે છેક તળાટી માપવાનું કરો છો ? તમારું કામ તમે બરાબર બજાવ્યું છે. હવે પાછા જઈને નિરાંતે તાપો !'

'તાપશે તે ક્યાંથી ? ચાલો—મારી સાથે—'

'એમ ? મને તમારી સાથે લઈ જવો છે ? તમને ખબર છે તમે કોને રોકો છો ?'

'ભલેને ગમે તે હોય—!'

'ગમે તે હોય તો તો વાંધો નહિ નાયક ! આ તો રહ્યો ખેટકપંથનો; અને એમાં પાછો ખેટકવાડબ્રાહ્મણ ! છંછેડાય નહિ ત્યાં સુધી સારો; એક વખત છંછેડો એટલે પછી

ભગવાન પરશુરામની ભૂમિના પેલા વિષધર જોયા છે નાં ? એ સારા; ખેટકવાડ બ્રાહ્મણ ભૂંડો !'

એટલામાં દામોદર ઉપર દૃષ્ટિ પડતાં નાયકે બે હાથે પ્રણામ કર્યાં. પેલા બ્રાહ્મણે પણ દામોદરને જોઈને નમસ્કાર કર્યા.

'શું છે ભદ્રાયુ ! કેમ શાની રકઝક છે ?'

'પ્રભુ ! આ ભટ્ટરાજને કહું છું, આ ડુંગરકેડી ઉપર થઈને આંહીં આવવાનું નથી. તમે ભલે નજરબહાર ચડી આવ્યા—પણ હવે પાછા વળો. એણે મર્યાદા ઉલ્લંઘી છે; એને ત્યાં ચોકીએ લઈ જવા પડશે; દંડનાયકની આ તો હમેશની આજ્ઞા છે પ્રભુ !'

'પણ એમાં મેં કરી શું નાખ્યું ? લાંબે રસ્તે આવવાનો હતો ત્યાં આ ડુંગરકેડી જોઈ એટલે આંહીંથી ચડી આવ્યો. હું આંહીં—મહારાજને જ મળવા આવતો હતો—'

'ભદ્રાયુ ! જવા દે ભટ્ટરાજને—એ જરા વિચિત્ર છે; હું ઓળખું તો એને; એ વાંકે માર્ગે ને સામેપૂરે ચાલે એવા; એ ઠર્યા ખેટકવાડના બ્રાહ્મણરાજ ! જવા દે વાતને—ભદ્રાયુ !'

દામોદરના શબ્દે ભદ્રાયુ પાછો ફરી ગયો. એ અદૃશ્ય થયો કે દામોદરે બ્રાહ્મણને કહ્યું: 'અંદર આવો, ભટ્ટરાજ ! અંદર આવો; તમે પણ ક્યાંથી સ્તમ્ભનકથી જ આવો છો નાં ?'

'હા પ્રભુ !' પેલાએ એની પાછળ પાછળ અંદર પ્રવેશ કર્યો.

એંશી—ચ્યાંશી તસુની એની ભરપટ ઊંચાઈ, પડછંદ, જબ્બર સશક્ત વજ્જર અંગ; ખારાપાટમાં એકલા ઊભેલા કોઈ અડાબીડ વૃક્ષ જેવી કઢંગી આકર્ષકતા—દામોદર એની

સામે જોઈજ રહ્યો; બરડ, બડછટ, આખાબોલો, અડબંગ, કોઈ અનોખી દુનિયાનો જાણે એકલરંગી રીંગો, વિચિત્ર આદમી હોય, એવો એ ત્યાં ઊભો હતોઃ એના ચહેરામાં એની પોતાની માન ભરેલી અનોખા પ્રકારની અજબ ખુમારી હતીઃ અને એ ખુમારી કરતાં પણ વધુ અંશે તો કડક કરડાઈ હતી; જેવી એની ખુમારી હતી—તેવી જ અદ્‌ભુત એની સાદાઈ હતી; એ સાદાઈને લીધે તો એની ઉગ્રતા અને વિચિત્રતા સહ્ય બની રહેતાં.

સમગ્રદેખાવ જોતાં તો એ આજન્મ લડવૈયો લાગે; શરીર જોતાં, આખી પૃથ્વીને માપવા નીકળેલો નિત્યનો અખંડ પંથેકુ લાગે; મન જો કોઈ માપે તો જીભના એક ઘાએ અરિનાં હજારો ફડદાં કાઢનારો શસ્ત્રી નજરે ચડે અને એ શસ્ત્રી પણ એવો કે, કુશળમાં કુશળ રણયોદ્ધો પણ, જેની કુહાડા જેવી, સેંકડો ફોદા ઉડાવનારી ભયંકર, આખી, કડવી, ભોરંગ જિહ્‌વા પાસે હથિયાર માત્રને નિર્માલ્ય ગણે !

દામોદરને ખેટકમંડલના આવા બ્રાહ્મણોનો પરિચય હતો. એક વખત જે બાજુ એ ઢળ્યા—તો પછી ભાર નથી કોઈનો કે, એમને બીજી બાજુએ કોઈ ઢાળી શકે; સામે પૂરે —ને આવતી મુશ્કેલીએ એ ખડક જેવા ઊભા રહે; નરમાશ એમની વાણીમાં મળે નહિ; અથડામણ સિવાય એમને બીજો રસ નહિ; મરી છૂટવા સિવાય બીજી તમન્ના નહિ. વિજયમાં એ બે કોડીના; પરાજય મળ્યો—કે એ પાંચ સહસ્ર દ્રમ્મના; એ ભલે વિજય ન મેળવે પણ પરાજય એમને ન ખપે; એમ-નામાં કુનેહનું નામ નહિ; સમાધાની એમને રૂચે નહિ; શાંતિ એમને ગમે નહિ; નમ્રતા એમને ફાવે નહિ; વિશ્વાસભંગ

એમના સ્વભાવમાં નહિ; કામ સોંપો કે એ કરી છૂટે; એ કામની એકદરી કરો એટલે તમને મારી છૂટે; છંછેડો એટલે એ કોકણના વિષધર; પંપાળો એટલે એ મૂરખા; તીખાશ એમની અનોખા જ પ્રકારની; યુદ્ધે ચડ્યા કે કામે ચડ્યા —પછી એમને ટાઢ તડકો વરસાદ કાંઈ નડે નહિ; શરીરે પથ્થર જેવા; મનના વજ્ર જેવા; બુદ્ધિએ જડ જેવા. તંતે ચડ્યા, રંગે ચડ્યા કે રઢે ચડ્યા, કાં કામ કરી છૂટે કાં મરી છૂટે. એમની જરૂરિયાત એમણે ઘડેલી. ખેટકમંડલની તસુએ તસુ જમીન એમણે માપેલી. પોતાની સામે ઊભેલ ખેટકમંડલના આ બ્રાહ્મણ અર્જુનભટ્ટનો તો દામોદરે લાટના યુદ્ધમાં એક બે વખત ઉપયોગ પણ કર્યો હતો. દામોદરને આ સમયે એનો એવો જ બરાબર ઉપયોગ કરી લેવાનો હતો.

'અર્જુનભટ્ટ! ક્યારે હમણાં જ આવ્યા નાં? આમ્રેશ્વર મહારાજ તો હમણાં મને મળી ગયા!'

'હું પાછળ રહી ગયો હતો; ડુંગર વટાવતાં વાર લાગશે એમ ધારી કેડી પકડી, ત્યાં ભલકું લઈને આ ડાહ્યલું ચોખ્ખું પાછળ પડ્યું!'

મહીસાગરનાં ભયંકર કોતર જેવી અર્જુનભટ્ટની કર્કશ વાણી દામોદર સાંભળી રહ્યો. આમ્રેશ્વરને તો એણે સાધ્યો હતો; પણ આ અર્જુનભટ્ટ—એ ધારે તો કુલચંદ્રને મહીસાગરનાં કોતરોમાં તળ રાખી દે તેમ હતો. દામોદરને ભૂલ કરવી પોસાય તેમ ન હતી. એટલા માટે એણે વાતને બેવડે દોરે રાખી હતી.

'સંદેશો તો મારો મળ્યો નાં ભટ્ટરાજ!'

'હા, પ્રભુ! સંદેશો તો મળ્યો. અમે પણ આંહીં જ આવી રહ્યા હતા—આમ્રેશ્વર મહારાજ એક કાંઈક કિમ્મતી

પાણો ભેગો ફેરવે છે નાં—એટલે મારે પણ ભેગું આવવું પડયું'તું. હું જરાક તળેટીમાં એક દી રોકાઈ ગયો.'

'ત્યારે તમે એમ કરો ભટ્ટરાજ ! રસોઈપાણીનું પતાવીને આવો. પછી આપણે વાત કરી લઈએ—ને પછી તમે ખુશીથી આમ્રેશ્વરજી સાથે ઉપડો ! બોલાવું આયુષને ?'

'રસોઈ—બસોઈ તો ઠીક; એ તો અમે પંથે ચડ્યા એટલે પવનને ભરખી લઈએ; એ છાંટા નાખીને રસ્તામાં જ સાથુ ઝાપટી લીધો છે; શું કામ છે અમારા જેવું—એ બોલોને —એટલે પુરું થાય !'

'ભટ્ટરાજ ! તમે ખેટકમંડલના છો. ને ખેટકમંડલને શોભે એવું કામ છે- તમે તો મૂળથી જ ખેટકમંડલના ? કેમ ?'

'અરે ! ખેટકમંડલ શું—હું તો તળ ખેટકનો જ; ખેટકવાડ બ્રાહ્મણ; બોલો, પ્રભુ ! મને કેમ સંભાર્યો ?'

'તમારા જેવું કામ છે. તમારાથી થાય તેમ છે. બીજો કોઈ પડે તો મરે એમ છે ! મહીસાગર ને સેટિકાની વચ્ચે થઈને કોઈ નીકળે—ને આપણે એને ત્યાં તળ રાખવો હોય તો થાનક કયું ?'

'સ્તમ્ભનક પાસે જ તો; ત્યાં બેટો, તળમાં રહે, એક બાજુ સેટિકા ને બીજી બાજુ મહિસાગર; ત્યાં રોકયો હોય તો પછી દીકરો, કોતરમાંથી રસ્તો કાઢી રચો. કોને રોકવો છે ?'

અર્જુનભટ્ટે નિષ્ણાતની ઢબથી પૂછ્યું. એને મન આ સામાન્ય બાબત હતી. દામોદરને બ્રાહ્મણ જબરો લાગ્યો.

'કુલચંદ્ર આવે છે, પાટણ ઉપર !'

'કુલચંદ્ર ? પાટણ ઉપર આવે છે ? અરે ! ખેટકમંડલ આખું એક ઘડીના છઠ્ઠા ભાગમાં એને બોંમાં ભંડારી દે !

પાછો આ રસ્તે નીકળશે નાં? તો તો નીકળવા દો—કાં એને આ રસ્તે જ કાઢો—બીજું પછી જોઈ લેવાશે!'

દામોદરને તો આમ્રેશ્વર ને અર્જુનભટ્ટ બન્ને પાસેથી ખાત્રી લઈ જરા પણ ગફલત ન રહે એવું કરવાનું હતું. અર્જુનભટ્ટને એણે જરાક વધારે રસ લગાડચો.

'એવું છે, અર્જુનભટ્ટ! અમારે પાટણને આમાં લડવું નથી; અમે લડચા એમ જણાવવું પણ નથી; ને કુલચંદ્રને પાછો જવા દેવો નથી. આમ્રેશ્વરજીને મેં એ જ કહ્યું છે; એને પણ તમારા બળનો વિશ્વાસ છે; પણ રાજના મામલા છે, સમજ્યા નાં?

'હા, હા, ભલામાણસ! ચોરને કહેવું છે કે ખાતર પાડજે—ને ધણીને કહેવું છે કે જાગતો રે'જે. આ એ માયલી છે. એ તો એમ જ હાલે!'

'કુલચંદ્ર ત્યાંથી સ્તમ્ભનક પાસેથી નીકળ્યા, અને ધર્મધર્મના ઝગડા—સમજ્યા નાં? પાટણને કાંઈ ખબર નથી; પાટણમાં કોઈને પણ ખબર નથી; વાતને વળાંક એવો આપવાનો છે. સ્તમ્ભનકના સાધુમા'રાજોને પણ મન તો છે રોકી દેવાનું—પણ તમારા વિના કોઈ મોવડી નહિ થાય.'

'હા હા, ભલામાણસ! કુલચંદ્ર સાધુમાંથી સંસારી થયા—'

'બસ; તમે અરધેવેણે સમજી ગયા; સંસારી થયા એટલે મહાપાતકી ઠર્યા; તમે ત્યાં છો, એટલે મારે હૈયે ધરપત છે. એને ત્યાં કોઈ રીતે રોકી દેવો છે!'

'રોકી દઈએ એમાં શું? પણ ચોખવટ કરો; રોકી દેવો છે કે બોંમાં સોનું ભંડારે એમ ભંડારી દેવો છે?'

'તો તો ભંડારી જ ઘોને; આપણે વળી સંભારવું મટયું !'

'તો ત્યાં ક્યાં ઓછી સામગ્રી છે ? જોજન જોજનનાનાં જંગલ છે. બબ્બે વાંસજાળ પાણીના ધરા છે; ત્રણ ત્રણ હવેલી ડૂબી જાય એવાં કોતર છે; એક માણુસ શું—એક હજાર હોય તો પણ પત્તો ન લાગે ! એમાં એક આ કુલચંદ્રનો બચારાનો શો હિસાબ !'

'એની સાથે ઘોડું પાંચસો–સાતસો હશે !'

'અમારી પાસે ભલકાવાળા ક્યાં ઓછા છે ? ઘોડાં પણ છે ને ગોફણિયા ને તીરંદાજી પણ છે; ભલે આવે ! બે હજાર તો અમારે ત્યાં ગાડાં છે ! આડાં મૂકયાં કે મારગ બંધ !'

'પણ વખત છે ને—છેક છેલ્લી ઘડીએ—તમારા પૂજારી મહારાજ તો રહ્યા અમારિના ઉપાસક—છેક છેલ્લી ઘડીએ—ફરી બેસે તો ? તમે તો એની વાતે વાત કરો; તો કુલચંદ્ર અવંતી સીધો પહોંચે; પાટણના દ્રમ્મ પણ લઈ જાય; ને નાક પણ વાઢી જાય ! ને અમારી વાત અમારા મનમાં જ રહી જાય'

'ન પહોંચે મહારાજ ! પછી કાંઈ ? એવી સાધુમહારાજની અમારિ—અમારે એનું કાંઈ નહિ. અમારિ—રહી એના ઘરમાં. અમે તો ઠર્યાં—મહીસાગરના દ્વારપાલ. અમારે તો જે કોઈ ત્યાંથી નીકળે એને ટોકવાનો ને રોકવાનો. પછી આમથી આવતો હોય કે આમથી જાતો હોય. એક વખત માણુસ ભેગું થઈ જાય પછી કુલચંદ્ર ત્યાંથી ચસકે નહિ. બીજું શું ?'

'ચસકશે તો ખેટકના બ્રાહ્મણની આબરુ જાશે !'

'અરે બને કાંઈ મહારાજ ? કુલચંદ્ર ચસકે તો સાત ગોહત્યાનું પાપ મારે માથે. ચસકે કેમ ? એક માણસને રોકવો છે એમાં તે શું ? નહિ નહિ તો બેહજાર ભીલડાં અમારે ત્યાં હશે. ઢોલ પીટાવીને ચારે કોરથી બીજાંને કરશું ભેગાં. કોતરે કોતર ને ટેકરીએ ટેકરી રોકી લઈશું !'

'એ પણ જબ્બર લડવૈયો છે !'

'એ બધા લડવૈયા છે; પણ મહીસાગરનાં જુદ્ધ એણે નહિ જોયેલાં. આ તો અડાબીડ આડેધડના ઘાની વાત; એમાં નહિ આઘું પાછું કાંઈ જોવાનું; ઘા આવ્યો—ને એ . . . ને માણસ ગયો જ છે. નહિ રોકાય તો અર્જુનભટ્ટ આવીને મહારાજના હાથમાં પોતાનું માથું આપી જાશે. બસ ?'

'અમારો એક જોદ્ધો ત્યાં આવશે તો ખરો—પણ એ તો આવતો જાતો. અમે કાંઈ કહેતાં કાંઈ કરતા નથી. સમજ્યા નાં ?'

'અરે સમજ્યો પ્રભુ ! સમજ્યો. ત્યાં એવા અડાબીડમાં શી ખબર પડે કે કોણ જાણે કોણ કુલચંદ્રને ઘા મારી ગયું ? પાટણનો, કે અવંતીનો ભલેને ગમે તે ચમરબંધી, જોવા આવે, કોઈને કાંઈ કહેતાં કાંઈ પત્તો જ ન લાગેને. ખેટકના બ્રાહ્મણનું ધન જીવતાં મળે તો કુલચંદ્રનું હાડકું મળે.બસ ?'

'તમારે ત્યાં પહોંચવું પડશે—વહેલાં—ક્યારે કાલ નીકળશો ? સાંઢ તો છે અમારી પાસે—'

'અરે ! મહારાજ ! સાંઢને અમે ખેટકપંથી તે શું કરીએ ? સાંઢ હાલી હાલીને કેટલુંક હાલે ? આ નળા જોયા ? જોજન ઘડિયે જાય એવા; બે ઘડી આરામ લીધો કે પાછા હતા તેવા.'

અર્જુનભટ્ટે પોતાના લાંબા, કેવળ ચાલવા માટે જ

નિર્માણ થયેલા, પગના નળા બતાવ્યા. જોજન ઘડિયે જાવું એની અર્જુનભટ્ટને કાંઈ નવાઈ ન હતી !

'ત્યારે હવે હું જાઉં મહારાજ ! તમે આ ખાતે નરભે રહેજો.'

દામોદરે ઊઠીને નમસ્કાર કર્યા. 'ભટ્ટ મહારાજ ! પાટણની આબરૂ તમારે આધારે છે હો ! મેં તમને બોલાવ્યા હતા આટલા જ માટે. કુલચંદ્ર નીકળશે—એ ખબર તો તમને મળી રહેશે —પણ તમે તમારી યોજનામાં રહેજો'

'પ્રભુ ! એ ખાતે નરભે રહેજો. કુલચંદ્ર ત્યાંથી હવે ચસકી રહ્યો !'

'તમે પછી રેવાપરિક્રમણા કરી ?'

'હજી કરવી છે પ્રભુ !'

'ત્યારે તો—આ કામ પૂરું થયે ભટ્ટજી ! એ કામ પહેલું ઉપાડો; ધર્મના કામમાં ઢીલ કેવી ? અને મારી પાસે આ બે ચાર પડ્યા છે—તમે શું એને કિમ્મતી પાણા કહો છો નાં ? કિમ્મતી પાણા—તે ભેગા લઈ જાઓ. તમારી પરિક્રમણામાં મારું પણ થોડું પુન્ય રાખજો. આયુષ—આ બાજુ તમને બોલાવવા માટે જ આવતો લાગે છે !'

એટલામાં આયુષ આવ્યો.

'પ્રભુ ! આમ્રેશ્વરજી રાહ જુએ છે—ભટ્ટરાજની !'

અર્જુનભટ્ટ નમસ્કાર કરીને ગયો. દામોદરે નમસ્કાર કરતાં ફરીને કહ્યું: 'જો જો હો ! અર્જુનભટ્ટ !'

## ૨૭. મધરાતનો અતિથિ

કુલચંદ્ર આવે છે—એ સમાચારે પાટણને ખળભળાવી મૂક્યું હતું. એ તો માતૃશ્રાદ્ધ કરવા સિદ્ધપુર આવતો હતો—ને પાટણ તથા અવંતી અત્યારે તો ગાઢ મૈત્રી જાળવી રહ્યાં હતાં, વળી સાંધિવિગ્રહિક દામોદર પણ ત્યાં અવંતીમાં બેઠો હતો, છતાં એક વખત પાટણને લૂંટી જનારો. ગુજરાતમાં ફરી પ્રવેશ કરવાની હિમ્મત કરે, એ વાતે જ ઘણાને ઉશ્કેરી મૂક્યા હતા. જે દિવસે સમાચાર આવ્યા કે કુલચંદ્ર સિદ્ધપુરમાં આવી ગયો છે તે દિવસે તો પાટણ આખું તળે ઉપર થઈ ગયું. દામોદરે કાર્તિકસ્વામીને કહ્યું તે સાચું હતું. એને મોટામાં મોટો ભય પાટણનો હતો. અને એ ભય અત્યારે પ્રગટ સ્વરૂપ લઈ રહ્યો હતો. બાલુકરાયના ભવન પાસે, રાજમહેલ પાસે, મંત્રીશ્વર ભોગાદિત્યની હવેલી પાસે, જાહિલ્લના વાડા પાસે, ચંડશર્માના ઘર આગળ માણસોની અવરજવર વધી પડી હતી. રાજમહેલ પાસે તો હજારો જુવાનો ભેગા થઈને ઘડી ઘડીના સમાચાર મેળવવા માટે આખા દિવસ તપ કરતા બેસી રહ્યા હતા. કેટલાકે તો રાત ગાળવા માટે પણ ત્યાં જ પથારા પાથર્યા હતા. સિદ્ધપુરથી ઘડીએ ઘડીએ સંદેશવાહક આવતા,

રાજમહેલમાં જતા, પાછા ફરતા. વળી કોઈ નવો સાંઢણી સવાર દેખાતો. પણ લોકોને ગમ પડતી નહિ કે શું થઈ રહ્યું છે. લોકની અધીરાઈ વધતી ચાલી. કુલચંદ્ર પાટણ લૂંટવા આવે છે, પાટણમાં અમસ્તો મૈત્રી દાવે આવે છે, નથી આવતો કે શું છે તે કોઈને ખબર ન પડી. લોકો કુલચંદ્રની માહિતી મેળવવા અધીરા થઈ રહ્યા હતા. એટલામાં એક સવાર આવ્યો. તે રાજમહેલ તરફ જતો હતો. લોકો એને વીંટળાઈ વળ્યા: 'ભટ્ટરાજ! ક્યાંથી સિદ્ધપુરથી આવો છો ?'

'ના ના; કેમ ?'

'કુલચંદ્ર ત્યાં આવ્યો છે ને ?'

એટલામાં કોઈએ સવારને ઓળખ્યો: 'અરે! આ તો દામોદર મહેતા પાસેથી આવતા લાગે છે. ક્યાંથી ધારાનગરીથી આવ્યા ? આ તો કાર્તિકસ્વામી પોતે છે! શું છે દામોદર મહેતાના સમાચાર પ્રભુ! કુલચંદ્ર આંહીં કેમ આવે છે ?'

લોકોએ કાર્તિકસ્વામીનું નામ સાંભળતાં, એની પાસેથી માહિતી મેળવવા ધસારો કર્યો. જુદાજુદા પ્રશ્નો થવા માંડ્યા. કાર્તિકે હાથ જોડીને કહ્યું: 'પણ પહેલાં મને શ્વાસ તો લેવા દો—મારું કામ ઘણું જ અગત્યનું છે. પછી હું તમને બધા સમાચાર આપું!'

'પણ કુલચંદ્ર ક્યાં છે ? આંહીં આવવાનો છે કે નહિ એ પહેલાં કહોને—એટલે અમે તમને જવા દઈએ!'

'કુલચંદ્ર આવી રહ્યો છે—!'

'આવી રહ્યો છે એટલે ? ક્યાં આંહીં આવે છે ?'

'હા—આંહીં આવે છે. પણ એમાં તમે આટલા આકળા કેમ થાઓ છો ? એ તો પાછો ચાલ્યો જવાનો છે!'

'ચાલ્યો તે કેમ જાશે? ભા! એમ કાંઈ પાટણને પાધરથી દુશ્મનને જાવા દેશું!' કોઈક બોલ્યું.

કાર્તિકસ્વામી ધીરેથી રાજમહેલમાં સરકી ગયો. દામોદરની વાણી તેને સાચી લાગી. કુલચંદ્રના નામ માત્રે પાટણને હચમચાવીને લડાઈ કરવા તૈયાર કરી દીધું હતું. લડાઈની જરૂર ન હતી—પણ લડાઈ આવી રહી હતી. કાર્તિકસ્વામી પોતાનો સંદેશો પહોંચાડવા ત્વરિત પગલે અંદર ગયો.

એટલામાં બે ચાર ગભરાયેલા સવારો આવ્યા—ને કુલચંદ્ર દેથળી સુધી આવી પહોંચ્યો છે એ ખબર આવ્યા. લોકો પાટણના દરવાજા તરફ દોડ્યા. દરવાજા ઉપર તો બાલુકરાયે ઠેકાણે ઠેકાણે ક્યારના સૈનિકો મૂકી દીધા હતા. બુરજ ઉપર તીરંદાજો બેસી ગયા હતા. એટલામાં ગજસેનાને તૈયાર કરતા શંખોનો નિનાદ થવા લાગ્યો. મંદિરોમાં અકાલે ઘંટ વાગવા લાગ્યા. નગારાં ઢોલ ને ત્રાંસાના અવાજથી નગર ગાજી ઊઠ્યું.

કુલચંદ્રને મારતે ઘોડે પાટણ આવવાની જરૂર ન હતી. એટલે એ તો ધીમે ધીમે આવતો હતો. તેને રસ્તામાં જ રણેન્દ્ર પાસેથી સમાચાર મળી ગયા હતા કે પૂર્ણપાલ ચંદ્રાવતી છોડવાનો વિચાર કરતા હતા—ત્યાં ઉદયાદિત્ય પરમાર આવવાના છે એ સાંભળ્યું, એટલે એ ધીરા પડી ગયા. ઉદયાદિત્ય પાસેથી એને અર્બુદમંડલના પુનઃ ગૌરવની આશા રહેતી હતી. વળી બન્ને પરમારવંશી તો ખરા જ.

સત્યરાજ તરફથી કુલચંદ્રને સંદેશો મળ્યો કે તે દેવગિરિ તરફ જશે. કુલચંદ્રને એ સંદેશાએ ભારે સંદેહ ને આશ્ચર્ય પમાડ્યાં.

'પણ દેવગિરિ તરફ શા માટે જાય, રણેન્દ્ર? આપણે

તો એને ઇલદુર્ગ આવવા કહેવરાવ્યું હતું !'

'પ્રભુ, સંદેશો તો બરાબર મોકલાવ્યો હતો !'

એટલામાં સૈનિકોના કોલાહલે કુલચંદ્રનું ધ્યાન ખેંચ્યું: 'શું છે, રણેન્દ્ર ?'

રણેન્દ્ર જવાબ વાળે તે પહેલાં તો ચારપાંચ સૈનિકોએ એક માણસને બાંધીને ત્યાં હાજર કર્યો. મશાલને અજવાળે કુલચંદ્રે પોતાની સામે એક ભિખારી જેવા ચિંથરેહાલ આદમીને ઊભેલો દીઠો. 'કોણ છે ભેરુમલ્લ ! શું છે ? કેમ આને પકડ્યો છે ?'

'અરે !' રણેન્દ્ર પાસે હતો તે ગભરાઈ ઊઠ્યો: 'તું આંહીં ક્યાંથી, વજ્જર ? તું ત્યાં ગયો નથી ? મેં તને મોકલ્યો હતો ને !'

વજ્જરે હાથ જોડીને વાત કહી: 'પ્રભુ ! મને તો ઉમ્બુરુણક પાસે મહીસાગરમાં એક લૂટારાએ ફેંકી દીધો. માંડ બચ્યો. પાછો ફરતાં એ જ લૂટારાને મેં ઇલદુર્ગ પાસે જોયો. આ સૈનિકોને ને નાયકને મેં કહ્યું, પણ એમણે ઊલટો મને બાંધ્યો !'

'પણ, પ્રભુ ! અમારો શો દોષ ? રાજમુદ્રા—સેનાપતિ મહારાજની—પેલા પાસે હતી. આના પાસે તો કાંઈ નિશાની પણ ન હતી. એની વાત શી રીતે મનાય ?'

'પણ એ લૂંટારો કોણ હતો ? કેટલો ઊંચો હતો ? એણે શું પહેર્યું હતું ?' કુલચંદ્રે પૂછ્યું.

વજ્જરે કહ્યું: 'પ્રભુ ! એ પાટણનો લાગ્યો !'

'ત્યારે તો કાર્તિકસ્વામી પોતે જ હશે; હવે સમજાયું; સત્યરાજ કેમ દેવગિરિ ઉપર જાય છે તે ! હં, ઠીક ! આને તો

છોડી દો; તારી પૂરી હકીકત અલ્યા ! કહી જા તો.'

એ સાંભળ્યા પછી કુલચંદ્ર પામી ગયો કે એની યોજના ધૂળ મળી ગઈ છે. ઇલદુર્ગ આવવાને બદલે સત્યરાજે તો દેવગિરિ જવાની વાત મોકલી હતી. પૂર્ણપાલને ઉદયાદિત્યે આકર્ષ્યો હતો. એટલે એ બેમાંથી કોઈ આ બાજુ આવે તેમ ન હતા.

તેને દામોદરની કુનેહ એકવાર ફરી ડાંભી રહી. પણ જે વસ્તુસ્થિતિ ઉત્પન્ન થઈ તેને તેણે તરત, જાણે અફળ યોજના ન હોય, ને મૈત્રીભાવે પોતાને પાટણ જ જવાનું હોય—એવી હિલચાલનું રૂપ આપી દીધું. પોતાની ગતિ મંદ બનાવી દીધી. સૈનિકોની શિસ્ત શિથિલ બની ગઈ. જાણે આનંદપર્યટન કરવા નીકળ્યો હોય તેમ વટેશ્વરથી ધીમે ધીમે તે પાટણ તરફ ચાલ્યો. આટલે આવીને પાછું ફરવું હવે અશક્ય હતું. વળી એની પાસે ચારે તરફ વેરાયેલાં થઈને પાંચસો સાતસો ઘોડેસવાર તો હતા જ. તે સરસ્વતીને કાંઠે કાંઠે આગળ વધ્યો.

રાત્રે તે પાટણ પહોંચ્યો. કોઈ પણ જાતની ગરબડ કે દેખાવ કર્યા વિના શાંતિથી તેણે દુર્લભસરોવરને કિનારે મુકામ કરી દીધો. પોતે પાટણનો કોઈ પરમમિત્ર હોય તેમ નિરાંતે સરોવરને કિનારે કિનારે ફરવા નીકળ્યો.

એટલામાં એક ઝડપથી આવતી સાંઢણી ઉપર એની નજર પડી.

'અત્યારે કોણ હશે ?' તે વિચાર કરી રહ્યો. 'મહારાજ ભીમદેવ તો નહિ હોય ?' એટલામાં તો સાંઢણી પાટણનો પંથ પકડી, ઝપાટાબંધ સરસ્વતીને કિનારે પહોંચી ગઈ હતી. કુલચંદ્રે રણેન્દ્રને એની પાછળ દોડાવ્યો. સરસ્વતીના પાણી

ઉપરના રસ્તા બધા ઊપડી ગયા હતા. એટલે સાંઢણી સવારને ત્યાં થોભ્યા વિના છૂટકો ન હતો.

થોડીવાર પછી એક હોડી કોઈને લેવા આવી. રણેન્દ્રે કિનારે ઊભેલા છૈયામાં પોતાનો રસ્તો શોધી કાઢી હોડીમાં બેસનારને જોવા પ્રયત્ન કર્યો. બરાબર દેખાતું તો ન હતું; પણ ગતિ, હિલચાલ અને કદ ઉપરથી અનુમાન કરતાં એ આશ્ચર્યચકિત થઈ ગયો. 'અરે! આ કોણ?' તે મનમાં જ બોલી ઊઠ્યો: તે પાછો ફરતો હતો ત્યાં સાંઢણી પાછી ઊપડી ગઈ. નદીમાં પેલી હોડી ઝપાટાબંધ જઈ રહી હતી. રણેન્દ્રે નજર ખેંચી —દૃષ્ટિ પડી નહિ—પણ તે કોઈક દરવાજા તરફ જતી લાગી.

ફનસડા દરવાજા તરફના આરા પાસે આવીને હોડી અટકી પડી.

ખાઈઓમાં હજી પાણી વહેતાં નહોતાં કર્યાં. હોડીમાંથી ઊતરનાર દરવાજા ઉપર આવ્યો. અવાજ સાંભળીને ઉપરથી તીરંદાજે હાકલ મારી. દરવાને એને અંદરથી પડકાર્યો. તેણે દરવાજાને બેચાર વાર હડસેલ્યો: 'કોણ છે અલ્યા, અત્યારે એ માથાનો?' અંદરથી દરવાનનો અવાજ આવ્યો.

'એ તો હું—લુણવીર! જેસૈયા! કોણ લુણવીર છે ને?'

'હા છે તો જેસૈયો; પણ તમે કોણ છો અત્યારે? ખબર નથી કાકો કુલચંદ્ર બહાર પડ્યો છે એ?'

'બારી ઉઘાડ, બારી, ડાહ્યલા! બહુ જાળવણી કરવાવાળો જોયો ન હોય તો? બારી ઉઘાડ. હું દામોદર મહેતો!'

ઉપરના તીરંદાજ ને દરવાજાના દરવાન બન્નેના મનમાં એક મોટો પડઘો પડી ગયો: 'હેં! અરે! આ તો મહેતા. અત્યારે આંહીં ક્યાંથી?'

## ૨૮. મંત્રણા સભા

કુલચંદ્ર આવે છે એ સમાચારે જેમ લોકોને ઉશ્કેર્યાં હતા તેમ એ સમાચારે રાજમંત્રીઓને પણ ઉશ્કેર્યાં હતા. પાટણના રાજમંત્રીઓ આ વાતનો ઉકેલ લાવવા રાજદરબારમાં ભેગા થયા હતા. મહારાજ ભીમદેવ કચ્છમાં હતા. મહારાણી ઉદયામતિ જૂનાગઢ ગયાં હતાં. રાજનો બધો કાર્યભાર ભોગાદિત્ય, ચંડશર્મા, જાહિલ્લ, બાલુકરાય—એ મંત્રીઓ ઉપર હતો. કુલચંદ્રના આગમન વિષે એ સૌ મંત્રણા કરી રહ્યા હતા. કિલ્લાની રક્ષણવ્યવસ્થા કરી બાલુકરાય આવી પહોંચ્યો—અને તરત કુલચંદ્ર આવી પહોંચ્યાના સમાચાર પણ મળ્યા.

'લ્યો એ તો આવી ગયા, ભા! હવે આપણે જે માંડવી હોય ઈ માંડો!' એક સોરઠી સેનાનાયક બન્યો હતો તેણે કહ્યું. એને સૌ સોરઠી સેનાપતિ જ કહેતા.

'એમાં આપણે બીજી શી માંડવાની છે? આપણે ત્યાં ક્યાં તીરંદાજો નથી? તીરે ચડાવીને પુછાવી લ્યો કે ભા! માપવા આવ્યા છો કે મળવા આવ્યા છો? કેમ ચંડશર્મા! એવી જ રાજરીત છે નાં?' બાલુકરાય બોલ્યો,

'પણ હું એમ કહું છું કે નથી કોઈના સમાચાર—નથી

દંડનાયકે કહેવરાવ્યું, નથી મહેતાનો સંદેશો, હજી આયુષને મહેતાએ ચંદ્રાવતી તેડાવ્યો છે તે પણ આવ્યો નથી—અને આ અચાનક ફૂટી ક્યાંથી નીકળ્યો ? આપણે શી રીતે એની સાથે વર્તવું ?'

'નકર તમારે તો, ભા ! આંહીં આવવા માટે જાણે ચંદ્રાવતીને પૂછાવવું જ પડતું હશે ? ઈ તો હાલ્યો આવે ઇલિદુર્ગ માથે થઈને. મહીસાગરનાં કોતરો વીંધતો હાલ્યો આવે. જ્યાં જેને આવવું એને આવવાના ક્યાં મારગ નથી ? પણ આપણે કરવું છે શું ? એ તો કહેશે કે માપવા આવ્યો છું તો ? તો શું કરશો ?' સોરઠી સેનાધીશે કહ્યું.

'તો ભરી માપશું !' બાલુકરાયે કહ્યું.

'તમારી પાસે સેન કેટલું ?' ભોગાદિત્ય બોલ્યો.

'સેન ઓછું હોય કે વધુ—નહિ હોય તો આવશે. પણ કાંઈ કોઈ નગારું વગાડી જાશે ને આપણે જોતા રહેશું ! એ તો પછી હરભોળા ! મારો દાદો ભગવાન સોમનાથ બીજું સંભાળી લેશે !'

'ત્યારે આપણી પાસે માણસ નથી, એ એક વાત. સારસ્વત મંડલમાંથી કોઈ આવે એમ નથી. લાટમાંથી તો ચકલું ફરકે કે તરત *ત્રિલોચનપાલ બેઠો જ છે. ચંદ્રાવતીમાંથી કોઈને બોલાવાય તેમ નથી. મહારાજ બહાર છે.'

'પણ આ બધું છે—એટલે શું ? કુલચંદ્રને આંહીંથી જવા દેવો ? માપવા આવ્યો હોય આપણું બળ—તોય સાજો-તાજો જવા દેવો એમ ?'

* મૂલરાજ સામે બારપ. પછી ગોગીરાજ [અગ્નિરાજ] કીર્તિચંદ્ર, વત્સરાજ, ત્રિલોચનપાલ, એમ ક્રમ છે.

'પણ એને પૂછો તો ખરા—કે તું શું કરવા આવ્યો છે?'

'એ હું જાણું છું!' બહારથી અચાનક આના જવાબમાં હોય તેમ એક અવાજ આવ્યો. કોણ આવ્યું તે જોવા સૌ ઉત્સુક બની ગયા. કાર્તિકસ્વામી ત્યાં આવીને ઊભો હતો.

'લ્યો આ આવ્યા—મહેતાના સમાચાર લઈને. અને એને ખબર હશે કુલચંદ્ર કેમ આવ્યો છે. તમે ત્યાંથી—ઉજ્જૈનથી આવો છો નાં? મહેતાએ કાંઈ કહેવરાવ્યું છે? આ કુલચંદ્ર આવ્યો છે એનું શું સમજવું? કુલચંદ્ર શા માટે આવ્યો છે, કાર્તિકસ્વામી!' ચંડશર્માએ પૂછ્યું.

'આવો, આવો, તમે ભલે આવ્યા. આ વાતનો ફોડ પાડો. તમે ક્યાંથી આવો છો?' ભોગાદિત્યે કહ્યું.

'ચંદ્રાવતીથી!'

'મહેતા ક્યાં છે?' ભોગાદિત્ય બોલ્યો.

'ચંદ્રાવતી!'

'આ કુલચંદ્ર કેમ આવ્યો છે?' ભોગાદિત્યે પૂછ્યું.

'પાટણનું સામર્થ્ય જાણવા, ને દ્રમ્મ લેવા.'

'દ્રમ્મ લેવા? દ્રમ્મની આંહીં કાંઈ ખાણ ભાળી ગયો છે કે શું? ગયે વખતે લઈ ગયો એટલે દરેક વખતે લઈ જાશે? મહેતાએ શું કહેવરાવ્યું છે?'

'મહામંત્રીશ્વર! મહેતાએ કહેવરાવ્યું છે કે કુલચંદ્ર સંધિમાં દૂષણ લાવવા માગે છે. કાં એ લડશે, કાં દ્રમ્મ લેશે. એને દ્રમ્મ આપવા ને લડવું નહિ!'

'આંહીં પાટણમાં તો બધી રાંડીરાંડો ભેગી થઈ હશે? "દ્રમ્મ આપવા ને લડવું નહિ" વાહ!" બાલુકરાય આકળો થઈ ગયો. 'કોણ દામોદર મહેતો આ કહેવરાવે છે? અવંતીમાં રહીને ભલો કામો શીખ્યા! આંહીં પાટણમાં તો કાલે કુલચંદ્ર-

ની ચેહ ખડકાશે. આંહીંથી એક દ્રમ્મ હવે નહિ ખસે. જય સોમનાથની ગર્જનાથી કાલે ગગન ગાજશે. કાર્તિકસ્વામી! તમારે પાછું જવું હોય તો હજી વખત છે. નીકળી જાવ હજી, બાપ! વખત છે ત્યાં! પછી મફતનું મોડું થાય!'

'પણ બાલુકરાયજી! સાંભળો તો ખરા. મહેતાએ અવંતી, લાટ, સૌરાષ્ટ્ર, કર્ણાટ, ચેદિ, સિંધ અનેક દેશો જોયા છે. પાટણની પ્રતિષ્ઠાનું મૂલ એ પણ જાણે છે. તમે અવંતીની સભા કે સેના જોઈ છે?'

'ના.'

'ત્યારે પછી? અત્યારે અવંતી સંધિમાં દૂષણ લાવે તો વિજય એનો છે. ન લાવી શકે તો વિજય આપણો છે. દ્રમ્મ બે ચાર લક્ષ દ્રમ્મ—આમ કે તેમ—કુલચંદ્ર ભલે લઈ લેતો. મહેતાની દૃષ્ટિ તો ભવિષ્ય ઉપર છે!'

'કાર્તિકસ્વામી! તમારા મહેતાની દૃષ્ટિ ભલે ભવિષ્ય ઉપર રહી—ને ભલે બંગસમુદ્રની પણ પાર રહી. ચૌલુક્યની ગાદીને મેં બાપદાદે સમશેરથી સાચવી છે ને હજી સમશેરથી સાચવવાની છે. જે દી ભગવાન સોમનાથ પ્રતિષ્ઠા પાડશે, તે દી જઈને આ માથું રુદ્રમાળમાં ઉતારી દેશું. કહેશું, કે લે, બાપ! તેં આપ્યું'તું, તારું હતું ને તું પાછું લઈ લે. અમને માથાનાં મૂલ નથી. મૂલ નાકનાં છે. બાકી ધડ ઉપર માથું હોય—ને કોઈ કાળા માથાનો માનવી આવીને પાટણને લૂંટી જાય—એ હવે નહિ બને! મારે ગલઢે ગઢપણ મોત બગાડવું નથી. કાલ પરભાતે બાલુકરાયરણે ચડવાનો છે—જેને આવવું હોય એ આવજો—બાકી ઘેર બેઠા રહેજો!' બાલુકરાયનાં આવેશ અને ઉત્સાહનાં વેણે સૌને પાનો ચડ્યો.

એટલામાં પાસેનું દ્વાર અચાનક ઊઘડ્યું. સૌ ભડકી ઊઠ્યા. કોઈ કાંઈ બોલે તે પહેલાં જ દુશ્મનની પણ તલવાર છોડાવી દે એવી મીઠી વાણીનો પડઘો આવ્યોઃ

'બાલુકરાયજી ! કોઈ ન આવે તો હું તમારી હારોહાર ઊભો છું ! કાલે સવારે તમારી પડખોપડખ હું પોતે રણમાં ચડવાનો છું ! કાર્તિક ! તું જરા આંહીં આવજે. તારે . . .'

દામોદરને જોતાં જ મંત્રીમંડળ ઊભું થઈ ગયુંઃ 'અરે ! પ્રભુ !—તમે . . .'

દામોદરની હાજરીએ સૌને એક ઘડી આશ્ચર્યમાં સ્તબ્ધ કરી દીધા. કાર્તિકને પણ ભારે નવાઈ લાગી. પોતે રસ્તામાં કુલચંદ્રનો પત્તો મેળવવા થોડો ખોટી થયો, એટલામાં તો દામોદર ચંદ્રાવતી થઈ પાછો આંહીં આવી પહોંચ્યો. તે દામોદર પાસે ગયો.

દામોદરે એને કાનમાં કાંઈક કહ્યું ને તે એક ઘડીમાં અદશ્ય થઈ ગયો. દામોદર હાથ જોડીને સૌને નમી રહ્યો.

'બાલુકરાયજી ! કુલચંદ્ર પાટણને પાદર પડ્યો છે એનો ઘા જેટલો તમને લાગ્યો છે તેથી લેશ પણ ઓછો મને લાગ્યો છે એમ ન સમજતા હો !' દામોદરે નીચે બેસતાં કહ્યુંઃ સૌ સાંભળી રહ્યા. મનમાં સૌને ધરપત આવી ગઈ હતી કે હવે રસ્તો નીકળશે.

'અરે ! બાપ ! એ જ વાત છે. તમને ઘા નહિ લાગે તો લાગશે કોને ? કાર્તિકનો બોલ મેં તો ફેંકી દીધો. એ તમારો બોલ જ નહિ ને !' બાલુકરાયે કહ્યું.

'જુઓ, સોલંકીરાજ ! એટલે તો કાર્તિકને મેં મોકલ્યો ખરો, પણ મારે પોતાને તમને સૌને મળીને વાત કરવાની હતી. હું ચંદ્રાવતીથી આવું છું. ત્યાં ઉદયાદિત્ય પરમાર આવ્યા છે.

પૂર્ણપાલ સળવળે છે એટલે દંડનાયક ત્યાંથી ચસકી શકે તેમ નથી. આ કુલચંદ્ર તો આંહીં આવ્યો છે—એની ચેહ આંહી ખડકાવવી છે, બાલુકરાયજી!'

'બસ, બસ, હવે મનમાં ધરપત આવી કે ના, હજી મહારાજ મૂલરાજની રાજગાદી તપે છે ખરી—' બાલુકરાય ઉત્સાહમાં આવી ગયો.

'બોલો, હવે કાલે પ્રભાતે શું કરવું છે? મહામંત્રીશ્વર શું કહે છે?' દામોદરે ભોગાદિત્ય સામે જોયું.

'કુલચંદ્રને પૂછીએ બીજું શું? કે આવ્યો છે મળવા, મરવા કે અમને માપવા?'

'એ તો આંહીં બધું કરવા આવ્યો છે. મળવા પણ આવ્યો છે, આપણને માપવા પણ આવ્યો છે, ને મરવા પણ આવ્યો છે. મારું માનો તો એને કાલે નગરમાં બોલાવો —રાજભંડાર બતાવો—એ આપણને માપશે—ને...'

'રાજભંડાર બતાવવો? મહેતા! એ શું બોલ્યા?' જાહિલ્લને કાંઈ સમજ પડી નહિ. બાલુકરાયને આશ્ચર્ય થયું. ભોગાદિત્ય જોઈ રહ્યો.

'તમે નહિ બતાવો તો એ જોવા માગશે. એ આવ્યો છે દ્રમ્મ લેવા. એને ત્યાં અત્યારે દ્રમ્મની તાણ છે!'

'પણ આંહીં ક્યાં દ્રમ્મ ઢારી મૂક્યા છે?' બાલુકરાયે કહ્યું.

'હં; હું પણ એ જ કહું છું, સોલંકીરાજ! આંહીં ક્યાં દ્રમ્મ ઢારી મૂક્યા છે તે એ લઈ જાશે? ને લઈ લઈને કેટલેક જાશે?' દામોદરે કહ્યું. એ ધીમેધીમે સૌને પોતાની વાત તરફ લાવી રહ્યો હતો.

'હા સ્તો; લઈ ને ઊપડે તો રસ્તે ક્યાં આપણા સૈનિકો નથી?' ચંડશર્માએ દામોદરની વાતનો દોર હવે પકડ્યો. દામોદરને સાંધિવિગ્રહિકની બુદ્ધિ માટે માન થયું. તેનું મોં સહેજ મલક્યું.

'એક બીજી વાત છે અવંતીની, સમજવા જેવી, દામોદરે કહ્યું. 'કર્ણાટ અવંતીને ઘેરતું આવે છે. ચેદી અવંતીને દબાવતું આવે છે. જો અવંતી એમાંથી એકની સાથે આથડે, તો પછી આપણે પહોંચી જઈએ!'

'પણ આ તો તમારી જૂની વાત છે—મહેતા! આજ એનું શું છે?' ભોગાદિત્યે સવાલ કર્યો.

'આ કુલચંદ્ર નીકળ્યો'તો લડવા,' દામોદરે કહ્યું. 'એ એમાંથી એક આવે તે પહેલાં તમારા ઉપર મરણ ઘા કરી લેવા. અત્યારે તમારે આંગણે વાગડનાં ને ચંદ્રાવતીનાં નગારાં વાગતાં હોત સમજ્યા? કુલચંદ્ર એ બધું કરી—કારવીને ત્યાંથી નીકળ્યો'તો. એની એ યોજના અફળ ગઈ. એને તો પાટણ સાથે ગમે તેમ કરીને પહેલું લડી લેવું છે—એટલે હવે આવ્યો છે, સંધિનું દૂષણ શોધવા. આપણે કોઈ બહાનું આપવું નથી.'

'એટલે દ્રમ્મ આપવા એમ?' ભોગાદિત્યે કહ્યું. 'દ્રમ્મ આપીને તો એને સમર્થ જ બનાવવો છે નાં?'

'એ તો ભઈ, નાક કાપવાની વાત થઈ!' બાલુકરાય બોલ્યો: 'દ્રમ્મ દબડાવીને લઈ જાય!'

'એ ભલે આપણને દબડાવીને લઈ જાય, બાલુકરાય! આપણે એને સપડાવીને એ પાછા લેવા છે!'

'શા રીતે?'.ભોગાદિત્યને દામોદરની વાણીમાં વિશ્વાસ બેઠો નહિ.

'શી રીતે તે આ રીતે. એને ખેટકમંડલમાંથી પાછો કાઢવો !'

'ત્યાંથી ન જાય તો ? આપણે શું એનો ટાંટિયો વાઢવો ? એ સિદ્ધપુરને માર્ગે પાછો ફર્યો તો ? ને ખેટક-મંડલને માર્ગે શું આપણા હાથી બાંધ્યા છે ?'

'જુઓ, ભોગાદિત્યજી ! તમે મહામંત્રીશ્વર છો. આંહીં હું અત્યારે આવ્યો એ કુલચંદ્રજીથી અજાણ્યું નહિ હોય. એને હવે માર્ગની શંકા પડવાની. એ ચંદ્રાવતીને માર્ગે નહિ ઢળે. ત્યાં દંડનાયક રહ્યા. ઇલદુર્ગ તરફ નહિ ફરકે. ત્યાંની શંકા થઈ ગઈ છે. એટલે ખેટકમંડલને માર્ગે થઈને એને ગોધ્રક તરફ જવાનું ફાવશે. આપણે એને એ માર્ગ લેતો કરી દેવાનો છે. કાલે પ્રભાતે—એને પાટણમાં નિમંત્રીને આતિથ્યસત્કાર કરો. આપણી સંધિ જાળવવાની આતુરતા બતાવો. એને એ આપણી નબળાઈ ગણે તો ગણવા દો. પ્રેમથી બેચાર દિવસ રોકો. રોકાય તો એને પિગાળી નાખો. એટલે એને શંકા નહિ થતી હોય તોપણ થશે—પરિણામે જે રસ્તે એ આવ્યો છે એ રસ્તે તો પાછો નહિ જ ફરે !'

'પણ દ્રમ્મ શું કરવા આપવા ?'

'એટલા માટે જ ! દ્રમ્મ ન આપીએ તો અવંતી સંધિનું દૂષણ શોધી શકે. આપીએ તો શું શોધે ?'

'આપીએ તોપણ શોધે. કહેશે અમારા સેનાપતિને ખેટકમંડલમાંથી પાછા ફરતાં હેરાન કર્યો '

'માત્ર હેરાન કરવાની વાત નથી, ભોગાદિત્યજી ! હવે કુલચંદ્ર પાછો અવંતી ફરે, તો કાં પાટણ ને કાં અવંતી એમાંથી એક જ, રહી શકે. એટલે એને ખેટકમંડલમાં તળ

રાખવાનો છે!'

'તો તો સંધિનું દૂષણ સિદ્ધ થયું. એના સેનાપતિને હણ્યો.'

'કોણે હણ્યો?'

'પાટણે!'

'શી રીતે? કોણ કહે છે? પાટણ શા માટે હણે? પાટણે તો એનો સત્કાર કર્યો; એટલા માટે તો આપણે એને સત્કારીએ છીએ. ખેટકમંડલથી પાછા ફરતાં કોઈકે હણ્યો—કોણે હણ્યો શી ખબર? લાટનો પરાક્રમી યુવરાજ ત્રિલોચનપાલ પણ હોય! ખેટકમંડલને અડીને લાટ આવ્યું—લાટના ચૌલુક્યો તો કર્ણાટના સામંત હતા. એટલે ચૌલુક્યોનો જૂનો સંબંધ સાચવવા માટે એ કર્યું હોય. આપણને શી ખબર કોણે કર્યું? વખતે ભયંકર ભાલો હોય; મહીનાં કોતરોમાં રહેનારા જંગલીઓ પણ હોય; ગમે તે હોય. પાટણ તો આંહીંથી ખેટકમંડલમાં કુલચંદ્રજીના મૃત્યુની શોધ કરવા ને અપરાધીને દંડ દેવા—બાલુકરાયને પોતાને, દિવસો સુધી અથડાવશે, આકાશ પાતળ એક કરશે. અવંતીનો સેનાપતિ એમ સોંઘામાં ન મળે! અને તમે કરી કરીને—એનું શું મૂલ્ય કર્યું છે? થોડાંક રત્નો થોડેક સુધી સાચવવા આપ્યાં—એ નાં? આ કાંઈ મૂલ્ય છે? કેમ, ચંડશર્મા?'

મંત્રીમંડલમાં એક સનસનાટી ફેલાઈ ગઈ. દામોદરની તીવ્ર બુદ્ધિના પ્રકાશ નીચે સૌને પોતાની બુદ્ધિ જાણે કામ જ ન કરતી હોય તેમ લાગ્યું. દામોદરે ખેટકમંડલમાં કાંઈ યોજના કરી છે—શી કરી છે એ પૂછવાની તો કોઈની હિમ્મત ન ચાલી. કદાચ એ એવી ભયંકર નીકળે કે લોહી થીજી જાય—પણ એ જે હશે તે સફળ જ હશે, એવી શ્રદ્ધા સૌને

આવી ગઈ. દામોદરના અવંતીનિવાસની છાપે એક ઘડી-ભર સૌને મુગ્ધ કર્યા.

'પ્રભુ! તમે—? તમે તો—' ચંડશર્મા બોલ્યો.

'હું એક ઘડીમાં પાછો ફરું છું. સવાર તો મારે ચંદ્રાવતીમાં કરવાની છે!'

દામોદરને ત્વરાથી જ જવું જોઈએ એમ હતું. પણ એના મનમાં એક અસ્વસ્થતા રહી જતી હતી. પોતે પાટણના મંત્રીમંડળને અનુકૂળ તો કર્યું—પણ પ્રભાતે કુલચંદ્રનો જે આભાસી સત્કાર કરવો ઘટે તે એમનાથી થઈ શકશે ખરો? દ્રમ્મની વાત ગળે ઉતારતાં કોઈક કાંઈક કરી બેસશે તો? કુલચંદ્ર રાજલક્ષ્મી પણ લઈ જાય—પાટણની કીર્તિ પણ લઈ જાય—અને પાછો સહીસલામત ચાલ્યો પણ જાય—એવી ભયંકર કાલિમા તો પોતાને આમાંથી નહિ મળે? એના મનમાં આટલી કુશંકા જન્મતાં વ્યથાનો પાર ન રહ્યો. એક ક્ષણે તો એ પોતે રોકાઈ જવાનો વિચાર પણ કરતો હતો—પણ એનું પરિણામ તો વિપરીત આવવાની પણ શક્યતા હતી. —વિમલે એને આ જ જગ્યાએ જે કહ્યું હતું તે એને અત્યારે સાંભરી આવ્યું: 'તું પાટણને મહાનન્ન બનાવે તો કાંઈ નહિ, છે એનાથી નાનું ન બનાવતો!' તેના હૃદયમાં વેદનાનો પાર ન હતો. એના ચહેરા ઉપર મધુર સ્મિતોનો પાર ન હતો. ભગવાન સોમનાથનું નામ લેતો એ બેઠો થયો.

'મહેતા!'

અચાનક પાસેના ખંડનું દ્વાર ઊઘડયું ને એક મૃદુ અવાજ આવ્યો. અવાજની મધુરતાથી જાણે વાતાવરણ એક ક્ષણમાં કાવ્યપંક્તિ જેવું રમણીય બની ગયું. અને તરત

સોનેરી ઘુઘરીના ઝંકાર વડે જાણે ખંડ છવાઈ ગયો. ખંડના ખૂણેખૂણામાંથી મધુર પરિમલની લહરી જાગી ઊઠી. દ્વારમાંથી ચૌલાદેવી પોતે આવી રહી હતી. મંત્રીમંડળ બેઠું થઈ ગયું. દામોદર હાથ જોડીને આગળ આવ્યો. સૌને દેવીના અચાનક અત્યારે થયેલા આગમને સંભારી આપ્યું કે એમણે જે વાતચીત કરી એમાં કોઈક સમર્થ ટેકો રહી જતો હતો. એટલામાં ચૌલા આગળ આવી. 'દેવી! હું આંહીંથી તમારી પાસે જ આવતો હતો!' દામોદર બોલ્યો.

'આ પણ એ જ થયું નાં? કીર્તિકે મને વાત તો કરી. તમારે તો, મહેતા! સવારમાં પાછું ચંદ્રાવતી પહોંચવાનું હશે. ઉદયાદિત્ય પરમાર ત્યાં છે ખરું? મેં તમારી બધી વાત સાંભળી!'

'સાંભળી, મહારાણીબા?' ભોગાદિત્યે હાથ જોડ્યા.

'હા, મંત્રીશ્વર! સાંભળી. પાટણને માથે આજે મહાત્યાગનો પ્રસંગ આવ્યો છે; લક્ષ્મી તો ઘણા તજી શકે છે; પાટણે તે પહેલાં તજી પણ છે; પરંતુ કીર્તિ—કોઈક જ. આ કીર્તિ તજવાનો—ઇતિહાસમાં પણ ક્યારેક જ મળતો એવો મહામોલો પ્રસંગ આવ્યો છે. જાહિલ્લ!'

'દેવી!' જાહિલ્લ નમી રહ્યો.

'રાજભંડાર કુલચંદ્ર જોવા માગે—અને એને આપણે બતાવીએ એમાં આપણું ગૌરવ શું? ભલે એ જોતો, લેતો, માગતો અને સાચવતો. એનો આ છેલ્લો પ્રસંગ છે. આપણે માટે પણ છેલ્લો પ્રસંગ છે. પછી એ કોઈ દિવસ માગવાનો નથી—આપણે કોઈ દિવસ આપવાનું નથી. પાટણના રાજ-લક્ષ્મીના ખરા ભંડારી બનીને એને કાલે એક વખત છલકાવી

દેજો—જોજો, એ વખતે પાછું વાળી જોતા. બાલુકરાય! તમે પેલો દુર્લભરાજ મહારાજનો પ્રસંગ કહો છો નાં? અવંતી સાથે લડયા વિના—પોતે પાછા ફર્યા હતા તે. અને મૂલરાજ મહારાજે તો એકને માર્યો—અને બીજાને દમ્મથી માપ્યો—એ વાત ક્યાં નવી છે? આ કુલચંદ્રને પણ દમ્મથી માપવાના પ્રસંગમાં શું નવું છે?'

દામોદરનું અંતર આનંદથી ડોલી ઊઠયું. એના મનમાં જે એક વ્યથા રહી જતી હતી—બરાબર એનું જ નિરસન દેવીએ કર્યું હતું.

બાલુકરાયે પ્રણામ કર્યા: 'દેવી! ભગવાન સોમનાથ સૌ સારાં વાનાં કરશે. પ્રસંગને જાળવી લેશું!'

'મહારાજ વિદેશ રહ્યા: દંડનાયક ચંદ્રાવતી રહ્યા: કુમારો નાના પડયા: મહેતા આંહીં નહિ હોય; તમે જાળવશો એટલું જળવાશે. જો જો—તાત્કાલિક થોડા રત્નના મોહમાં—મહેતાની વર્ષોની મહેનત ધૂળ મળે નહિ! તપ ક્યાંય તાત્કાલિક ફળતાં સાંભળ્યાં છે? મહેતા! તમારે તો ચંદ્રાવતી...સમય.'

'હા, દેવી!' દામોદરે હાથ જોડી પ્રણામ કર્યા. મંત્રીમંડળ નમી રહ્યું. ચૌલા એક ક્ષણમાં જેમ આવી હતી તેમ અદશ્ય થઈ ગઈ. એ એક ક્ષણે સૌના મનને નવા ઉત્સાહથી ભરી દીધું. જે થાય છે તે નામોશી નથી—પણ રાજનીતિનું એક આવશ્યક પગલું છે—એ જાણે સૌ સમજી ગયા.

અદશ્ય થયેલી ચૌલાની પાછળ એના પરિમલની મહેક, જીવનસુગંધી જેવી, મહેકી રહી હતી.

## ૨૯. કુલચંદ્ર સપડાયો

**પ્રભાતમાં** પાટણના દરવાજા ખુલ્લા જોઈને કુલચંદ્રના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે રણેન્દ્રને કહ્યું: 'રાતે દામોદર મહેતો જ હતો નાં? રણેન્દ્ર!'

'હા, પ્રભુ! એ જ કાઠું અને એ જ ઢબ. અંધારામાં વધુ ખબર તો ન પડી, પણ સોએ નવાણું વસા તો દામોદર મહેતો!'

એટલામાં પાટણના દરવાજામાંથી એક શણગારેલો હાથી બહાર નીકળતો એણે જોયો. હાથીને આ તરફ આવતો જોઈને કોણ આવી રહ્યું છે એ જાણવા એ અધીરો થયો. થોડી વારમાં ભેરુમલ્લ આવ્યો: 'પ્રભુ! મહામંત્રીશ્વર ભોગાદિત્ય આ બાજુ આવે છે!'

'ભોગાદિત્યજી? પોતે?' કુલચંદ્રને આ સઘળી દામોદરની યોજના લાગી. એને લાગ્યું કે કાં તો પાટણ ખરેખર સંધિ રાખવા માગે છે: અથવા આમાં કાંઈક ભેદ છે. તે ભોગાદિત્યને મળવા સામે ચાલ્યો.

ભોગાદિત્ય ને કુલચંદ્ર ભેટચા. 'બીજું કાંઈ નહિ, સેનાપતિજી! અમને કહેવરાવ્યું પણ નહિ? સિદ્ધક્ષેત્રમાં કાંઈ

અડચણ તો નથી પડી નાં ?' ભોગાદિત્યે વિનયથી કહ્યું.

'અડચણ ? અરે ! જ્યાં દામોદર મહેતાએ પોતે વ્યવસ્થાની યોજના કરી, ત્યાં પછી એમાં કાંઈ કહેવાપણું હોય કે ? —આવી ગયા છે પોતે આંહીં ? કે પછી સિદ્ધપુરથી જ પાછા ફરી ગયા ?' કુલચંદ્રે અટેંકે લગાવી.

'કોની મહેતાની વાત કરો છો ? એ તો આંહીં ક્યાંથી આવે, પ્રભુ ? પણ અમને પોતે કહેવરાવ્યું હતું. અમે સૌ પણ તમને મળવા આતુર હતા. ઘણાં વર્ષે પાછા મળ્યા કાં ?'

'હું આવેલ ત્યારે તમે નહિ કેમ ?'

'હું નહિ—હું ત્યાં મહારાજ સાથે સંઘમાં—એને પણ જાણે એક જમાનો વીતી ગયો. કેમ ત્યાં સૌ—અવંતીપતિ તો, કે'છે, કર્ણાટના વૈરે અનિદ્રા સેવે છે !'

'કર્ણાટ—બચારું . . .'

'ના, એમ નથી કહેતો' ભોગાદિત્યે સુધાર્યું. 'કર્ણાટના ડરે નહિ; કર્ણાટના વૈરે. કર્ણાટ ઉપરની અવંતીની વાત હજી અધૂરી રહી ગઈ એમ સૌને લાગે છે. મુંજમહારાજ—એ વાત કાંઈ ભુલાય તેવી છે !'

કુલચંદ્રે વાત ટાળી નાખી. ભોગાદિત્યે એને આગળ ન વધારી. 'દેવીને ખબર પડી કે માલવરાજના સેનાપતિજી આવ્યા છે, એટલે મને મોકલ્યો કે આપણે અવંતી સાથે સંધિ છે. મહારાજ અવંતીનાથના કુલચંદ્રજી જેવા સેનાપતિ બહાર ન હોય. એ તો રાજના અતિથિ ગણાય !'

'ભોગાદિત્યજી ! અમે તો બહાર જ સારા. મારી સાથે સૈનિકો પણ છે. બીજા હજી કેટલાક આવી રહ્યા છે—મારે જોવો છે, મહારાજનો સપ્તભૂમિકાપ્રાસાદ—એટલે હું એ જોવા

આવીશ. દેવીનાં દર્શન પણ થાશે. મહારાજ તો કચ્છમંડલમાં જ હશે? શું છે, મકવાણાજીના શા સમાચાર છે?'

'મકવાણાજીએ જનમમરણનો દાવ નાખ્યો છે, પ્રભુ! એ પણ કોઈ અજબરંગી છે. ચાલો ત્યારે, સેનાપતિજી!'

કુલચંદ્ર ને ભોગાદિત્ય પાટણમાં આવ્યા. કુલચંદ્રને એકને જ આવેલ જોઈને લોકને હૈયે ધરપત વળી. કેટલાકને એની હિમ્મત અદ્‌ભુત લાગી. કેટલાકને એમાં દામોદરની કુનેહ-શક્તિ લાગી. કુલચંદ્ર તો લેવાય ને જે કાંઈ મળી જાય તે લઈ ને હવે જેમ બને તેમ, પાટણ છોડી દેવાના વિચારમાં હતો.

તે રાજભવનને જોઈ રહ્યો: 'હું આવ્યો ત્યારે પેલો નહિ, ભોગાદિત્યજી!' એક તરફ રાજભવનના એક મજબૂત કોઠા તરફ કુલચંદ્રજીએ દૃષ્ટિ નાખી.

'ના, પ્રભુ! એ ત્યારે નહિ; એ તો મહારાજે સિંધવિજય પછી કરાવ્યો છે. ઘડીના છઠ્ઠા ભાગમાં પાટણને જલદુર્ગ જેવું અભેદ્ય બનાવવાની કરામત એમાં છે!'

'ત્યાં કંથકોટમાં મહારાજે અનુભવેલ ખરું નાં?' કુલચંદ્રની વક્રોક્તિએ જરાક બાલુકરાયને સમસમાવ્યો. પણ તે ખામોશ પકડી ગયો. એટલામાં તો કુલચંદ્રે પોતાની ભૂલ જોઈ—તે સુધારવા મથી રહ્યો.

'તમારે જલદુર્ગ એક તો છે—સરસ્વતીનો, બીજો કિલ્લેબંધીનો, ને ત્રીજો આ. મહારાજે યુદ્ધના અનુભવથી નવી જ રચના કરી છે. અદ્‌ભુત છે. તમારી પાસે ભાઈ! આ રહ્યા—' કુલચંદ્રે દ્રમ્મની નિશાની કરી બતાવી ને તે હસી પડ્યો 'ને અમારે એની જ ખામી! મહેતાએ તમને વાત તો કહી હશે નાં? અત્યારે અવંતીને ખપ છે—'

'શાની વાત ?

'એમ કે અવંતી ને પાટણ મિત્રો બન્યાં છે, એ એક સુયોગ છે. મહેતા વિષે અમને શંકા હતી. પણ એમણે તો મૈત્રી દિન પ્રતિદિન વજ્રલેપ કરી. સજ્જનની મૈત્રી કોને કહે ?'

'એ તો અરસપરસ છે ને, પ્રભુ !'

'પાટણની મૈત્રી અવંતીને તો ખરે ટાણે મળી ગઈ છે. અત્યારે અવંતીને દ્રમ્મનો ખપ છે. તમારે ખપ હોય ત્યારે વળી પાછા અમે ખપ આવશું. એટલે તો મેં આ લાંબી ખેપ લીધી.'

જાહિલ હાથ જોડીને ઊભો હતો તે બોલ્યો: 'હા હા, મારા ભાઈ. કાળે દુકાળે એ તો ભેરુ ભેરુને ખપ આવે. સેનાપતિજીને જોઇએ એ અમારે ન જોઇએ. બીજું શું ? આજ તમારો વારો છે. કાલે અમારો આવે.'

કુલચંદ્રને ખાત્રી થઈ કે પાટણને સંધિ સાચવવી જ છે. આ વાત દામોદરે જ કરી હશે. ભલે પાટણ સંધિ સાચવતું. અવંતી, દ્રમ્મ લીધા પછી પણ સંધિ ક્યાં તોડી શકતું નથી. તેણે સાહસ કર્યું.

'અમે તો રહ્યા જનમના સાધુ—શું લેવું, શું ન લેવું, એ રાજભંડાર જોયા વિના શી ખબર પડે ?'

'તે જુઓને. ભા ! જુઓ, જોયે કાંઈ ભંડાર થોડોક ખૂટી જાય છે ? ને ખૂટશે તો ભરવાવાળા ક્યાં પાટણના શ્રેષ્ઠીઓ પડ્યા નથી ? સાત સાગર ખેડે છે, ભા !' સોરઠી યોદ્ધો બોલી ઊઠ્યો.

યુદ્ધ કર્યા વિના જે મળે તે લઇ લેવું, લઇને અવંતી પહોંચી જવું, અને પહોંચ્યાને સંધિનું દૂષણ પણ શોધવું, એમ કુલચંદ્રને ત્રણે રીતે લાભ લેવાનો વિચાર હતો. પણ તેના મનમાં એક વિચાર આવી રહ્યો હતો: 'મારે બેટે, પાછા ખેરાલુને

માર્ગે ક્યાં તો પિંગાણુંનો જોગ રાખ્યો હશે તો!'

કુલચંદ્ર જ્યારે મોડેથી છાવણીમાં પાછો ફર્યો ત્યારે જેટલા લેવાય તેટલા દ્રમ્મ તેણે લીધા હતા. એનાં પાછળ રહેલાં માણસો પણ હવે આવી ગયાં હતાં. એટલે તેણે એ રાત્રિએ જ છાવણી ઉઠાવી લેવાનો નિશ્ચય કર્યો. ગુપ્ત રીતે આગલી હરોળને તો તૈયાર પણ કરી દીધી. વાતવાતમાં તો એણે બીજે દિવસે સવારે ભોગાદિત્ય સાથે ચૌલાદેવીને મળવાનું નક્કી કર્યું હતું. પણ તેણે પોતે તો તાત્કાલિક ઊપડી જવાની તૈયારી જ કરી રાખી. સૌને અંધારામાં સૂતાં રાખી—એણે જલદીથી લાટની સરહદ ઉપર પહોંચી જવાની વેતરણ કરી દીધી.

કુલચંદ્રને શંકા પડી હતી. તેણે સૌને થાપ આપવાનો નિશ્ચય કરી લીધો.

જે રસ્તે પોતે આવ્યો એ રસ્તે તો પાટણવાળાએ ખબર કરી હોય તો, મહારાજ પોતે—કે એના સૈન્યનો કોઈ ભાગ—ભેટી જાય; ખેરાલુનો માર્ગ પણ એવો જ ગણાય. પાટણની ઓછામાં ઓછી તાકાત લાટ તરફ. લાટને જમણી બાજુએ રાખી, ખેટકમંડલને માર્ગે ગોધ્રક પંથે ચડી જવાનો એણે વિચાર કર્યો. એ વિચાર કરી રહ્યો હતો એટલામાં ભેરુમલ્લ કોઈકને લઈને આવ્યો. કુલચંદ્રે તેની સાથે એક જુવાનને ઊભેલો જોયો.

'કોણ છે, ભેરુમલ્લ?'

'પ્રભુ, આની પાસે કાંઈક સંદેશો છે!'

'કોને મને આપવાનો છે? ક્યાંથી આવેલ છે?' પેલા જુવાને ઉપર નીચેથી કાંઈ જવાબ ન આપ્યો.

'પ્રભુ! એ તો નદી પાસે ફરતાં પકડાયો છે. ગણુતરી સૈન્યની કરતો હોય તેમ લાગ્યું!'

'કોના આપણા સૈન્યની? એમ? ત્યારે તો—'

પેલા જુવાને કળી ન શકાય તેવી ત્વરાથી પોતાની નજર પોતાના ઉપાન તરફ ફેરવી લીધી. પગ જરાક ઊંચો નીચો કરી જાણે એમાં કાંઈક ગોઠવી લીધું. પછી તે સ્વસ્થ ને શાંત ઊભો રહ્યો. કુલચંદ્રને એ કોઈ શ્રેષ્ઠીનો તેજસ્વી જુવાન પુત્ર લાગ્યો.

'તમારી પાસે કોનો સંદેશો છે, જુવાન? છે કોઇનો?'

'ના,' પેલા જુવાને દેખીતી સ્વસ્થતાથી ઉત્તર વાળ્યો. પણ ઉત્તર વાળતાં એણે પોતાની અસ્વસ્થતા કળાઈ જવા દીધી.

'ભેરુમલ્લ!' કુલચંદ્રે એના તરફ એક વેધક દૃષ્ટિ નાખતાં કહ્યું: 'એનો પગ ઉપાનમાંથી કાઢી લે!' ભેરુમલ્લને આવતો દેખી પેલા જુવાને અતિશય ત્વરાથી કાંઈ છૂંદી નાંખવાનો પ્રયત્ન કર્યો. એટલામાં તો ભેરુમલ્લે તેમાંથી એક ઝીણા બરૂની નળી કાઢી લીધી. અંદરથી બહુ જ અટપટી ગાથા નીકળી પડી. સિદ્ધક્ષેત્રના હંસોને કોઇકે સંબોધન કર્યું હતું કે 'હે રાજહંસો! હમણાં તમે આનંદી લો; કોને ખબર છે તમારા કરતાં ગૃધરાજને લોકો વધારે નહિ અભિનંદે!'

કુલચંદ્રના ખેટકપંથના નિર્ણયે ચોક્કસ સ્વરૂપ લઇ લીધું.

તે ધાર્યા કરતાં પણ વહેલો ઊપડવાની ઝડપથી તૈયારી કરી રહ્યો.

સૈન્યને ખેટકમંડલને પંથે વળતું જોઈને નજરકેદમાં રહેલો પેલો તેજસ્વી જુવાન મનમાં ને મનમાં હસી રહ્યો હતો: 'હાશ! કાર્તિકસ્વામીએ કહ્યું હતું તે તો પાર ઉતાર્યું. સંદેશો તો કુલચંદ્ર બરાબર પકડી શક્યા. પણ હવે મારાથી અવંતી શી રીતે પહોંચાશે? મહેતા ત્યાં રાહ જોતા હશે કે સાંતૂ હમણાં આવે છે—ને સાંતૂ તો પડ્યો છે આંહીં!'

## ૩૦. સર્વનાશ

અત્યંત સાવધાનીથી કુલચંદ્ર પોતાનો રસ્તો કાપી રહ્યો હતો. એના મનમાં એક વાતની ધરપત હતી કે એણે પટ્ટણીઓને સિદ્ધપુરને કે ખેરાલુને કે આનંદનગરને માર્ગે રાહ જોતા રાખ્યા છે; છતાં આ તરફ પણ ભય નહિ જ હોય—એવું એ માનતો ન હતો. સાવધ છતાં તે ત્વરિત ગતિએ આગળ વધી રહ્યો હતો. એની સાથે રહી ન શક્યા એવા ઘોડેસવારો ને સાંઢણીવાળા છૂટા પડી ગયા. તેણે કાશહૃદ વટાવ્યું. એની શંકાને ઉત્તેજન મળે એવું હજી સુધી કાંઈ બન્યું ન હતું. મહી અને સેટિકા વચ્ચેની સાંકડી પટીમાં એ દાખલ થયો તે વખતે સાંજ પડવા આવી હતી. આ જગ્યાએ રાત ગાળી નાખવાનો એણે વિચાર કર્યો હતો. પણ પછી એ વિચાર ફેરવ્યો. મહીસાગર ઊતરી જવાય તો પોતે નિશ્ચિંત બની જાય, એટલે અંધારું વીંટાઈ વળે તે પહેલાં જ તેણે મહી નદી ઓળંગવાની ધારણા દૃઢ કરી. એના ઝડપી સાંઢણીસવારો તો ક્યારના ત્યાં પહોંચી ગયા હતા. તેમણે નદી ઓળંગવાના આરાની દેખરેખ રાખવાની હતી; અને જેટલા મળે તેટલા તરાપા ભેગા કરી લેવાના હતા.

કુલચંદ્રે એમની સાથે થઈ જવા નિશ્ચય કર્યો. કુલચંદ્ર જે રસ્તે જઈ રહ્યો હતો, એ રસ્તે એને ડાબે પડખે સેટિકા નદીની નાની નાની ટેકરીઓ આવી રહી હતી. જમણી બાજુ મહીસાગરનાં કોતરો શરૂ થતાં હતાં. વચ્ચેનો લગભગ ગાઉ દોઢ-ગાઉ પહોળો પટ વીંધી એ ગોધ્રકનો પંથ પકડી લેવા માગતો હતો. એને મહી ઓળંગતાં રાત્રી પડી જવાનો ભય હતો; તેમજ આ સાંકડી પટીમાં રાત્રિ ગાળવી પડે એ વિચાર પણ અસહ્ય હતો. એટલે એમાંનું ઓછું જોખમ એણે ઉપાડ્યું.

આગળ જતાં મહીસાગરનાં ભયંકર કોતરો દેખાવા લાગ્યાં. ત્રણ ત્રણ માથોડાની ભયાનક કરાડો ને અટપટી ધારો વચ્ચે વાંકોચૂકો સાંકડો માર્ગ શરૂ થયો. હજારો માણસો સમાઈ જાય પણ પત્તો ન ખાય એવી ગાઢ ઝાડી આ સાંકડી નેળની બન્ને બાજુ ઉપર ફેલાયેલી હતી. મહીસાગરનાં અફાટ જળનો મહાઘોષ પણ સંભળાઈ રહ્યો હતો. કુલચંદ્ર ને તેના બીજા થોડા સાથે રહેલા માણસો ઝપાટાબંધ આગળ ને આગળ ધસી રહ્યા હતા. અચાનક એમની આગળના ઘોડેસવારો અટક્યા હોય તેમ દેખાયું.

'કેમ અટક્યા, ભેરુમલ્લ! શું છે ત્યાં?'

'પ્રભુ! કાંઈ છે નહિ; પણ નેળની સાંકડી પટ્ટીનો માર્ગ વધારે અટપટો થતો જાય છે. એટલે જરાક અટક્યા!'

'આપણે મહીસાગર વીંધી નાખો—એટલે ગંગ જીત્યા. કાંઈ લાગે છે કોઈની હિલચાલ? ઉપરવાળાને નિશાન આપો. હવે તો લાટની નજીક આવી પહોંચ્યા—એટલે વાંધો તો નથી!'

એટલામાં ઉપરથી સઘળી સલામતીનો શંખ સંભળાયો. સૌ આગળ વધ્યા. ઉપરથી વારંવાર અવાજ આવી રહ્યા હતા.

સાંકડી નેળનો તેમણે અરધો પંથ કાપ્યો હશે, ત્યાં ઉપર દેખરેખ રાખનારા ને ધાર તથા કરાડ ઉપર પગે ફરનારાઓમાંથી કેટલાક થંભી ગયેલા દેખાયા.

'અલ્યા! શું છે? કેમ થોભ્યા છો?' નીચેથી કુલચંદ્રે અવાજ આપ્યો.

'પ્રભુ! જે માર્ગે આપણે આવ્યા—એ માર્ગે તો જુઓ—આ શું?'

'કેમ શું છે?'

'સેંકડો ગાડાંની હરોળ ને હરોળ માણસો લાવી રહ્યાં છે. આખી નેળ ગાડાંથી ભરી કાઢી છે!'

'આખી નેળ ગાડાંથી ભરી કાઢી છે? શું કહે છે? એવું કોણે આદર્યું છે? કોણ લાગે છે? કાંઈ કરામત કરી છે કે શું?!'

'હા પ્રભુ! એવું જ કાંઈક લાગે છે, એ માર્ગે પાછા ફરી ન શકાય એમ ગાડાંની હરોળ ને હરોળ ગોઠવાઈ ગઈ છે. આટલાં બધાં આવ્યાં ક્યાંથી?'

કુલચંદ્રે પાછળ દૃષ્ટિ કરી. પણ હવે અંધકાર વીંટળાઈ વળ્યો હતો, ને ગાઢ ઝાડીને લીધે બહાર હતું તેના કરતાં વધારે અંધારું નેળમાં વ્યાપી ગયું હતું. પણ એને આખી નેળ જાણે કોઈએ પાછળથી રોકી લીધી હોય તેવો ભાસ થયો. એક સવાર તપાસ કરવા ગયો, તો થોડે જતાં જ અટકીને પાછો ફર્યો. ગાડાંની કતારની કતાર પાછળ લાગી ગઈ હતી, ને કોઈ પણ માણસ પાછો ફરી શકે તેમ રહ્યું ન હતું.

પાછળની આવી બાજી જોઈ કુલચંદ્રે રણકુશળ યોદ્ધાની ઝડપથી આગળ નીકળી જવાનો વિચાર કર્યો. સાથેના ઘોડેસવારો પણ સપાટાબંધ ઉપડ્યા.

થોડે દૂર જતાં જ મહીસાગર તરફનો માર્ગ પણ આવી

જ રીતે રુંધાયેલો નજરે પડ્યો.

આ નેળના વાંકાચૂંકા સાંકડા માર્ગનો કોઈએ બરાબર ઉપયોગ કરી લીધો છે, એ તરત કુલચંદ્રના ખ્યાલમાં આવી ગયું. પોતાની ઉપર ને સાથેના માણસો ઉપર ઝઝૂમતો ભય એ કળી ગયો. પણ તેણે હિમ્મતથી કહ્યું. 'કાંઈ ફિકર નહિ—મહીસાગર હવે ક્યાં દૂર છે ?'

એના જવાબમાં હોય તેમ ચારે તરફનાં જંગલોમાંથી, કોતરોમાંથી, ધારની તળાટીની નાની નાની ગુફાઓમાંથી, ટેકરીઓની પછવાડેથી, ને મહી તરફના માર્ગેથી હાકોટા, રીડિયા ને બૂમરાણ સંભળાવાં લાગ્યાં. ભેરીનાદ આવવા લાગ્યા. શંખ સંભળાયા. ઢોલત્રાંસાના અવાજ થયા. પાસેની ગાઢ ઝાડીમાંથી તીરના ટંકારવ થયા. ગુફામાં બેઠા બેઠા સિંહ ડણક દેતા હોય તેમ ઠેકાણે ઠેકાણેથી અવાજ ઉપર અવાજ આવવા લાગ્યા.

થોડી વાર પછી તો સનનન કરતાં ગોફણના ઘા આવવા માંડ્યા.

કુલચંદ્રે ઉપર નજર કરી. કરાડ ઉપરનાં ને ધારો ઉપરનાં માણસો પથરા વાગવાથી નેળ તરફ અંદર આવવા માટે ધસી રહ્યાં હતાં. કુલચંદ્રે તેમને નેળમાં આવતાં રોક્યાં. તેણે કેટલાક માણસોને કરાડ ઉપર ચડી જઈ ગોફણોના ઘાનો ગોફણોના ઘાથી જવાબ વાળવાની આજ્ઞા કરી. નેળની અંદરનાં માણસો વધારે સલામત હતાં. ઉપર તોળાઈ રહેલાં ખડકો, માર્ગ ઉપર આગળ ધસી આવતી કેટલીક ટેકરીઓ, ઝાડઝાંખરાની અટપટી જાળ—એ સૌને લીધે નેળનાં માણસો આશ્રય પામીને બહારના ઘા ખમ્યા વિના ધારે ત્યાં સુધી નિરાંતે નેળમાં રહી શકે તેમ હતું. કુલચંદ્રે જે માણસોને નેળની

ધાર ઉપર ગોઠવ્યાં હતાં, તેમણે ભયનો નાદ આપીને પાછળ રહેલા સૈનિકોને ચેતવણી આપવા માંડી. સાથે સાથે તેમણે તીર ગોફણ, અને પથરાનાં, જે જે સાધન હાથ આવ્યાં તેમનાથી સામનો કરવા માંડ્યો. એ સામનાને લીધે ચારે તરફથી નેળને ઘેરી વળવા મથતા માણસો દૂર ને દૂર રહેતા હતા.

થોડી વાર પછી જંગલમાંથી આવતાં તીર બંધ થઇ ગયાં. પથરા પણ બંધ થયા. માત્ર રાત્રિને ડરાવતા અવાજો ઉપર અવાજો ચાલુ રહ્યા. કુલચંદ્રની આગળ પાછળ ને ચારે તરફ કોણ જાણે કેટલાં હજાર માણસો ગોઠવાઈ ગયાં હોય તેમ ભયંકર શબ્દો આવી રહ્યા હતા. કોઈ સ્થળ તરફ જઈ શકાય તેવું ન હતું. કુલચંદ્રને રાતની રાત તો હવે આંહીં ગાળ્યા વિના છૂટકો ન હતો. સવાર પડયે વધારે સારી વ્યૂહરચનાથી પોતે કાંઇક માર્ગ કાઢી શકશે એવી ધારણા એણે રાખી.

તેણે ધાર્યું કે જો આ પાટણનું સૈન્ય હશે—તો તો કોઈ ને કોઈ રસ્તે અવંતીને સંદેશો પહોંચાડી ત્યાંથી વહાર મંગાવવી ઠીક પડશે. એ આવે ત્યાં સુધી માત્ર પોતાનો આ કિલ્લો એણે જાળવી રાખવાનો હતો. નેળમાંથી નીકળવાનો માર્ગ તો ગાડાંઓથી રુંધાઇ ગયો હતો. આગળ જવાય તેમ ન હતું. પાછળ ખસાય તેમ પણ ન હતું. ગાડાંઓની પાછળ ને નીચે ને આજુબાજુ તીરંદાજો બેસી ગયા હતા. જ્યારે નેળની બન્ને બાજુએ સીધી કરાડો હતી. ને આસપાસના જંગલમાં માણસો હતાં. એટલે જ્યાં સુધી એનાં પોતાનાં માણસો ઉપર ફરતાં રહે ત્યાં સુધી નેળમાં કોઇ આવી શકે તેમ ન હતું. સવાલ માત્ર આમાંથી શી રીતે છટકી જવું એ હતો!

દિવસ ઊગ્યો અને તેના ભારે આશ્ચર્ય વચ્ચે સવારે

સ્થળે ભેદી મૌન વ્યાપી ગયું. જાણે ચારે તરફનાં જંગલોમાં, ગુફાઓમાં, કરાડો ઉપર, ધારોમાં કે કોઈ ઠેકાણે કોઈ માણુસ જ ન હોય એવી ગંભીર ભયંકર શાંતિ વ્યાપી ગઈ. પણ કુલચંદ્રનો કોઈ પણ માણુસ તેમની આસપાસથી આઘેપાસે થવાનો પ્રયત્ન કરતો દેખાતો કે સનનન કરતાં કોણ જાણે ક્યાંથી તીરો છૂટતાં! ગોફણિયાનો વરસાદ વરસી પડતો. કુલચંદ્રે જોયું કે એને હેડમાં પૂરવામાં આવ્યો છે. બહાર નીકવાનો કોઈ માર્ગ એને માટે રહેવા દીધો નથી. ચારે તરફનાં જંગલોમાં ને ગુફાઓમાં તીરંદાજો ને ગોફણિયાઓ બેસી ગયા છે. તેઓ યુદ્ધ કરવા માગતા ન હતા કે યુદ્ધ લેવા પણ માગતા ન હતા. તેમણે કુલચંદ્રને ને તેની સાથેનાં માણુસોને રોકી લીધા હતા. તેઓ એમને રોકી, હેડમાં રાખીને જ સર્વનાશને પંથે દોરી જવા માગતા હતા. આ રીતે તો દર ક્ષણે કુલચંદ્રની અવસ્થા વધારે વિકટ થતી જતી હતી. બીજો આખો દિવસ કુલચંદ્રના માણુસોએ નેળની ચારે તરફ ફરીને જુદે જુદે માર્ગેથી ઉપર જઈ બહાર નીકળવાનો પ્રયત્ન કરી જોયો. પણ જેવા તે ઉપર દેખાય, થોડે આગળ વધે, એટલે તરત ગોફણ છૂટે, તીરોનો વરસાદ વરસે. પાછા નીચે સરકીને નેળમાં ભરાઇ ગયા વિના એમને માટે બીજો કોઈ રસ્તો ન રહે.

એમ ને એમ સાંજ પડી ગઈ. અંધારું થયું. ભૂખ્યાં ને તરસ્યાં પશુઓ રઘવાયાં બન્યાં. માણુસો નિરાશ થવા લાગ્યા. ઉપર જવામાં મૃત્યુ હતું. આગળ વધવામાં મૃત્યુ હતું. પાછળ જવામાં મૃત્યુ હતું. લડવામાં મૃત્યુ હતું. ન લડવામાં ધીમું મૃત્યુ હતું. એકીસાથે સૌ બહાર ધસે તો સામાવાળાને હંફાવાય કે નહિ એ વિષે કુલચંદ્ર વિચાર કરી રહ્યો હતો.

એટલામાં એની સામે એક ઊંચો પડછંદ આદમી આવીને ઊભો રહ્યો. તેની મુખમુદ્રા જોઇને કુલચંદ્ર વિચારમાં પડી ગયો. દુશ્મન છે કે દોસ્ત—એ એનાથી કહી શકાયું નહિ. ખેટકપંથનો આ બ્રાહ્મણ યોદ્ધા કોણ છે, ક્યાંથી આવ્યો છે, શા માટે આવ્યો છે, ને શું કરવા માગે છે—એ વિષે કુલચંદ્ર પ્રશ્ન કરવા જતો હતો. એટલામાં પેલાએ બે હાથ જોડી નમસ્કાર કર્યા: 'પ્રભુ ! ઓળખ્યો નહિ ?'

'અરે !' કુલચંદ્રને રણેન્દ્રની કુશળતાની અવધિ લાગી. અસલ ખેટકપંથી યોદ્ધો બની ગયો હતો.

રણેન્દ્રે હાથ જોડ્યા : 'પ્રભુ ! આ સઘળું સ્તમ્ભનકના પૂજારી આચાર્યે કરાવ્યું લાગે છે. આસપાસ ફરતાં એટલી માહિતી મેળવી લીધી છે. દેવસ્થાનનો રક્ષક અર્જુનભટ્ટ આ યોજના કરી રહ્યો છે. એ ચારે તરફ ફરતો રહીને ભીલોનાં ને સૈનિકોનાં ટોળાંને જાગ્રત રાખે છે. એમનો વિચાર યુદ્ધ આપવાનો નથી. આપણે અશક્ત થઇ યુદ્ધ ન કરી શકીએ ત્યાં સુધી આપણને રોકી રાખી—પછી લૂંટી લેવાનો છે. એટલા માટે, પ્રભુ ! આજ્ઞા આપો તો હું ધારાનગરી પહોંચું. બે રાતનું કામ છે. મારો આ અર્જુનભટ્ટનો વેષ કોઈ કળી શકે તેમ નથી. હું નિરાંતે મહીસાગર ઓળંગી જઈશ !'

'પકડાઈ જશે તો ?'

'તો ધારાપતિને ચરણે જીવનસ્વાર્પણ કર્યું કહેવાશે. વખત વિચારવાનો નથી. સંદેશો લાવો, પ્રભુ !'

કુલચંદ્રે એક ઘડીભર વિચાર કર્યો. પોતાના રક્તથી ભૂર્જપત્રમાં એક શ્લોક લખી આપ્યો.

રણેન્દ્ર એ લઈને તરત મહીસાગરને માર્ગે રવાના થઈ ગયો.

રણેન્દ્ર અટપટે માર્ગે થઈ ગાડાની હરોલની વચ્ચે પોતાના ઘોડા ઉપર ઘૂમતો દેખાયો.

તરત અવાજો શરૂ થયા. તીરંદાજોએ તીરો ફેંક્યાં. પણ અવાજ સાંભળીને સૌ ચોંકી ઊઠયા. તેમાંનો એક મશાલ લઈને આગળ આવ્યો.

'અલ્યા! અવાજ તો આવો જ ઓળખો છો કે? કોણ છે એમ તો જુઓ! ચારે તરફ ફરતા રહેજો. કોઈ બાજુથી કોઈ બેટો છટકી જાય નહિ! આ તો સેટિકાને પાધર જગન માંડયો છે. નાસ્તિકોને ટાળવાનો. મહીસાગર તરફ કેવુંક છે?'

આબેહૂબ અર્જુનભટ્ટનો અવાજ, એ જ કાઠું, એ જ છબછબ, એ જ બોલવાની રીત! તીરંદાજોએ નમીને પ્રણામ કર્યાં.

'હાલો જઈ, તમે ત્રણચાર જણ મારી ભેગા—મહી સુધી આંટો મારી આવીએ!'

ત્રણચાર તીરંદાજી ભાલો રણેન્દ્ર સાથે ચાલ્યા, અર્જુનભટ્ટ આ પ્રમાણે સવારે જ આવી ગયો હતો ને પાછો બીજી જગ્યાએ પણ ફરતો રહેતો, એટલે કોઈને કાંઇ પણ શંકા પડી નહિ: રણેન્દ્ર લેશ પણ ત્વરા કર્યા વિના મહીસાગર ભણી ગયો. મહીસાગર સુધી પહોંચતા પહોંચતામાં એણે જોયું કે બંદોબસ્ત એવો સખત છે કે કોઈ ચકલું ય ક્યાંયથી ફરકે તેમ નથી. મહી નદી ઉપરના તરાપાના સેતુ ઉપર થઈ તે સામે કાંઠે આંટો મારવા ગયો.

ઘણા વખત સુધી રાહ જોયા પછી જ્યારે અર્જુનભટ્ટને આ બાજુ આવતા ભીલ તીરંદાજોએ જોયા નહિ, ત્યારે એમણે તરાપાના સેતુપાલને વાત કરી. સેતુપાલે સામે કાંઠે

વાત પહોંચાડી, તપાસ કરાવરાવી, પણ અર્જુનભટ્ટ હજી આ-વ્યા નથી એટલો જ જવાબ આવ્યો.

એમ કરતાં કરતાં તો મધરાત પણ વીતી ગઈ. બીલોને ચટપટી થવા લાગી. 'અલ્યા! અર્જુનભટ્ટ કેમ આવ્યા નહિ?'

એટલામાં કોઈકનો અવાજ આવ્યો: નેળ તરફના માર્ગેથી અર્જુનભટ્ટ આવી રહ્યા હતા.

સૌ એકબીજા સામે જોઈ રહ્યા. સ્તબ્ધ બની ગયા. કહેવું કે નહિ એ મૂંઝવણમાં પડી ગયા. અંતે તેમાંના એકે હિમ્મત કરી: 'પ્રભુ! તમે તો સેતુ ઓળંગીને સામે પાર ગયા હતા ને આ માર્ગે પાછા ક્યાંથી નીકળ્યા?'

'કોણ હું સેતુ ઓળંગીને સામે પાર ગયો હતો? કોણે કહ્યું? અલ્યા ભાંગબાંગ તો નથી પીધી નાં?'

સેતુપાલ પણ એ સાંભળીને ગભરાઈ ગયો. 'ત્યારે અર્જુનભટ્ટ કોણ?' તે મનમાં વિચાર કરી રહ્યો. પણ અર્જુન-ભટ્ટના કડક સ્વભાવથી એ ધ્રૂજતો હતો. તેણે વાત રોળી-ટોળી નાખી. બીલો ચૂપ થઈ ગયા. અર્જુનભટ્ટ ચારે તરફ ફરતો ફરતો—પાછો બીજી બાજુની તપાસે નીકળી ગયો.

'મારો બેટો! પણ બનવી ગયો હો—' અર્જુનભટ્ટ ગયા પછી સેતુપાલે પોતાના સાથીને કહ્યું: 'આબાદ! કોણ હશે સાળો, કુલચંદ્ર પોતે તો નહિ હોય?'

'સવારે આ વાત અર્જુનભટ્ટને કરવી!' બીજાએ કહ્યું.

'મારે મહીસાગરમાં કમોતે મરવું નથી. તું કહેવા જાજે!'

બીજો અર્જુનભટ્ટ એ વખતે પોતાને માર્ગે પવનની પાંખે ઊડી રહ્યો હતો.

## ૩૧. મહારાજ ભોજનો પ્રત્યુત્તર

**મહારાજ** ભોજ 'સરસ્વતીકંઠાભરણ'ના ભવ્ય પ્રાસાદની ચંદ્રશાલામાં બેઠા હતા. સાંધ્ય સમય હતો: રંગ-બેરંગી આકાશ ખીલતું આવતું હતું; ચંદ્રાવતીથી પાછો ફરેલો ઉદયાદિત્ય શિલ્પી ગણધરની વાત કહી રહ્યો હતો. કુમાર જયસિંહ, વૃદ્ધ રાજમાતા કુસુમવતી, રાજમહિષી લીલાવતી સૌ એકધ્યાન બનીને એ સાંભળી રહ્યાં હતાં. પદ્મશ્રી પાસેના એક ખંડમાં ગુપચુપ બેસીને ચારેતરફ વિસ્તરતી નૈસર્ગિક શોભાને આંખથી નિહાળી રહી હતી અને કાનથી ચંદ્રા-વતીની ગૌરવગાથા સાંભળી રહી હતી. એ પોતાના ખંડમાં એકલી જ હતી. એનું ચિત્ત કુલચંદ્રના સમાચાર મેળવવા અધીરું બન્યું હતું.

'મહારાજ! કુમાર પૂર્ણપાલે તો ચંદ્રાવતીમાં દૂધિયો આરસ પાથર્યો હતો અને નગરીને અદ્ભુત બનાવી હતી; પણ દંડનાયક, શિલ્પી ગણધર, ને જગદંબા સમી વિમલની પત્ની શ્રી—એમણે તો વિશ્વકર્મા આવે તો એ પણ ઘડી થંભી જાય એવી મનોહારી દિવ્યરચના ઉપાડી છે. ઓહોહો! ગણધરે ત્યાં શું દર્પણકન્યાઓ મૂકી છે? એક જુઓ ને બીજી

ભૂલો; અને એવી તો ભવ્ય સ્તમ્ભાવલિ પ્રગટાવી છે કે ઇંદ્રસભા પણ એની પાસે તુચ્છ લાગે. દંડનાયક તો અમર થઈ ગયો. ગણધરે એને જુગજુગાંતરનો આ પૃથ્વીનો શણગાર બનાવી દીધો !'

'મેં સાંભળ્યું છે ઉદયાદિત્ય, કે હૈહયરાજ પણ એવી જ ચારુ નગરી કરી રહ્યા છે; એક અતિભવ્ય ઉત્તુંગ મંદિર પણ એમાં રચાવવાના છે, એવું મંદિર કે જેની પાસે કર્ણાટના કલ્યાણનગરનાં મંદિરો પણ ક્ષુદ્ર લાગે !'

'એ ઉત્તુંગ મંદિરનો ભેદ વળી જુદો છે, મહારાજ !' ઉદયાદિત્ય બોલ્યો. 'માલવને મંદિર રચાવવાનું આહ્‌વાન આપવા માટે એ તૈયારી કરે છે !'

'આહ્‌વાન આપવા માટે ? શાનું આહ્‌વાન ?'

'એમ કે કાં તમે રચાવો:—નહિતર હું રચાવું; તમે મંદિર શરું કરો—તે જ મુહૂર્તે હું પણ શરૂ કરું; એમાંથી જેના મંદિર ઉપર પહેલો કલશધ્વજ ફરકે—તેનો રાજમંડલમાં વિજયધ્વજ ફરક્યો કહેવાય ! બીજો આવીને એને નમે !'

'તો માલવ શિલ્પીઓએ ક્યાં સરસ્વતીકંઠાભરણ, મુંજસાગર, ભોજસાગર, મહાકાલેશ્વર, સિપ્રાતરંગ—એવી અનેક કૃતિઓ રચી નથી કે એવા આહ્‌વાનની આપણને નવાઈ હોય ?' જયસિંહે કહ્યું: 'હૈહયરાજનું એવું સ્વપ્ન તો એને જ ભારે પડશે !'

'પણ ઉદયાદિત્ય ! અવંતીએ તો મા સરસ્વતીનાં મહામોલાં શ્વેતવસ્ત્રને શણગારવામાં ગૌરવ માન્યું છે. એનું સામર્થ્ય તો શબ્દઉપાસનામાં છે. જુગના જુગ ભલે વીતી જાય—ભલેને પ્રજાનો હ્રાસ થઈ જાય—પણ શબ્દ કાંઈ મરે ? એને કોણ

મારી શકે? એને શી રીતે મોટો સમર્થમાં સમર્થ અરિ પણ હણી શકે? વિશ્વમાં જ્યાં સુધી માનવ છે, માનવના હૃદયમાં જ્યાંસુધી રસ છે, અને પૃથ્વીના પટ ઉપર જ્યાં સુધી કવિતા છે —ત્યાં સુધી તો અવંતી અમર છે! હૈહયરાજ ભલે ઉત્તુંગ મંદિરો ઉઠાવે—માલવની મહત્તા તો એની વિદ્યાસભા, એની કનકસભા, એની કવિસભા—એમાં રહી છે. આપણે ભારત-ભરના શિલ્પીઓ, નર્તિકાઓ, વારાંગનાઓ, વિદ્વાનો, કવિઓ, વાદીઓ, નૃત્યાચાર્યો સૌને એટલા માટે તો અવંતીને આંગણે નિમંત્ર્યા છે; કર્ણદેવના વિદ્યાપતિ, કાશ્મીરના કવિ બિલ્હણ, કર્ણાટનો વિજ્ઞાનેશ્વર, પાટણના શાંતિસૂરિ—ભલે સૌ આવે. અવંતીને તો સૌ ત્યારે ઓળખશે. ધારાનગરીમાં આપણે એક છેલ્લીવેલી કનકસભા કરી લઈએ. ઉદયાદિત્ય! કાલની કોને ખબર છે?' મહારાજ ભોજરાજે આકાશ તરફ દૃષ્ટિ કરી.

એ દૃષ્ટિમાં આવતા ભાવિની વિષાદછાયા જોઈ ઉદયાદિત્ય વિકળ થઈ ગયો.

'મહારાજ! એમ કેમ બોલ્યા? કેમ છેલ્લીવેલ્લી? અવંતી તો એક નહિ—એક શત કનકસભાઓ બોલાવશે. મહારાજ! કોઈ અવંતીપતિ કોઈ દિવસ હજી સુધી નિરાશ થયા જાણ્યા નથી. મુંજમહારાજને હણનારો નિરાશ થયો હતો—મુંજ મહારાજ પોતે નહિ. એમણે માણેલો મૃત્યુનો આનંદ તો દેવતાઓ પણ જોઈ રહ્યા હતા. મહારાજના મોંમાં આજે આવી નિરાશ વાણી ક્યાંથી?'

'નિરાશ વાણીની વાત નથી, ઉદયાદિત્ય! કર્ણાટ સામે ને હૈહય સામે હવે જે યુદ્ધ હશે—તે અવંતી માટે છેલ્લું હશે, લાંબું હશે, ભયંકર હશે, ને નિશ્ચયાત્મક હશે!'

'ભોજ, હવે તો તું! બેટા! કર્ણાટ સામે—યુદ્ધ, યુદ્ધ કર્યા કરે છે એ મને ગમતું નથી હો—મને તો આજે પંડિતરાજ ઉવટે બરાબર સંભળાવી દીધું!' કુસુમવતીએ કહ્યું.

'શું કહ્યું, કાકી મા?'

'પંડિતરાજે કહ્યું કે મોક્ષ તો મહારાજ પૃથ્વીવલ્લભ—અવંતીનાથનો—ત્યારે જ થશે, જ્યારે મહારાજ ભોજરાજ વૈરશુદ્ધિ કરશે; વૈરશુદ્ધિ વિના ક્ષત્રિયનો ઉદ્ધાર નહિ; વૈરશુદ્ધિ વિના ક્ષત્રિયને બીજો ધર્મ નહિ; વૈરશુદ્ધિ વિના ક્ષત્રિયને શ્રાદ્ધ પણ નહિ. મહારાજ ભોજરાજ કર્ણાટને રોળશે—જેમ મહારાજ શ્રીવલ્લભને *શ્રીનગરની શેરીઓમાં ભૂંડે હાલે રખડવું પડયું હતું, એમ જ્યારે કર્ણાટનો આહવમલ્લ આંહીં ધારામાં રખડશે, ત્યારે અવંતીના પિતૃઓ પિંડ લેશે, તે પહેલાં નહિ. મને સરસ્વતીને કાંઠે બેસવાનું ક્યારનું મન છે; એનો કાંઠો મને બહુ સાંભરે છે; હું પણ ભિખ્ખુણી થાઉં—તો જીવનની છેલ્લી પળો સુધરી જાય—પણ મારું શરીર ક્ષત્રિયાણીનું, મન ક્ષત્રિયાણીનું, આત્મા પણ ક્ષત્રિયાણીનો. અવંતીપતિ જો વૈરશુદ્ધિ ન લઈ શકે, તો હું ભલેને બેસું, સરસ્વતીને કાંઠે, પણ રૌરવનરક વિના બીજે ક્યાંય મને ચેન ન પડે તો? એટલે હું રાહ જોતી મરણને ઠેલી રહી છું!'

'મા! કર્ણાટ ને અવંતી તો લડતાં આવ્યાં છે ને લડશે. પણ અત્યારે તો સોમેશ્વર આહવમલ્લ—એની ગજસેનાની વાતો તમે સાંભળી છે? અને અવંતીને અરિદળમાં કાંઈ એક કર્ણાટ છે? કર્ણાટ છે, ચેદિ છે, પાટણ છે, ચંદેલ છે, યાદવ છે, લાટ છે, કોંકણ છે—કોણ નથી? હું તો

* માન્યખેટનું નામ.

કર્ણાટને મેળવીને પહેલું પાટણને રોળવામાં અવંતીનું શ્રેય જોઉં છું !' જયસિંહ બોલ્યો. ' અને અત્યારે એ બને તેમ પણ છે. જેની વિદ્યાએ ભારતભરમાં માન મુકાવ્યું, એવી પંડિતા પુત્રી પદ્મશ્રી આપણે ત્યાં છે; આહવમલ્લનો પુત્ર વિક્રમાદિત્ય એ પણ ભારતપ્રસિદ્ધ છે; અવંતી લડતું તો હંમેશાં રહ્યું છે. પણ યુદ્ધ એટલે વિજય એમ તમને કોણે કહ્યું ? વિજય તો આ જુઓ, પાટણનો મંત્રી મેળવી રહ્યો છે—કેવળ પ્રસંગે પ્રસંગે પોતાની રાજનીતિ ફેરવીને. અવંતીને પણ હવે એ શીખવું પડશે. કર્ણાટ એ અત્યારે અવંતી માટે સહાર્થ મિત્ર* છે '

' આ વાણી હું સિંધુરાજના પૌત્રની સાંભળું છું ? જયસિંહ ! કુમાર ! તું આવો સંબંધ બાંધીશ નાં—એની સાથે જ અવંતીનું ગૌરવ રસાતાળ જાશે !' કુસુમવતીએ કહ્યું. ' પરાજિત અરિની કન્યાઓ પરમારો લેતા આવ્યા છે—સિંધુરાજે એ જ કર્યું હતું. પણ અવંતી વિજય મેળવવા કન્યાઓ આપે એ આજ નવું સાંભળું છું !'

' રસાતાળ ગૌરવ તો અત્યારે જઈ રહ્યું છે, મા ! પૂછો આ ઉદયાદિત્યને ? આ સંબંધથી તો નહિ જાય !'

' ઉદયાદિત્ય ! શું છે ? પરમારો ગૌરવ પણ ગુમાવવા બેઠા છે એમ ? રાજ ખૂએ—અને ખોશે જ—તે ભલે ખૂએ; પણ આ રહીસહી એમની વંશવારસાની મૂડી, જેને આધારે નાનામાં નાનો પરમાર પણ બગલમાં સમશેર મારી, ગમે

* સહાર્થ મિત્ર—બે દેશ મળી દુશ્મનનો નાશ કરી વહેંચી લેવા માટે મૈત્રી કરે તે. સેવા કરીને મિત્રતા સાધવી તે ભજમાન મિત્ર. સગાઇને લીધે મિત્ર તે સહજમિત્ર. ધનથી મિત્ર બનાવાય તે કૃત્રિમ મિત્ર-મહાભારત.

ત્યાં પોતાનું રણક્ષેત્ર ઘડી, ભૂમિ મેળવી શકે તેમ છે—એ પણ હવે જાવા બેઠું છે ? એમ ? આ હું શું સાંભળું છું ?' કુસુમવતીનો અવાજ વૃદ્ધાવસ્થાથી કાંપતો હતો.

'ઉદયાદિત્ય ! શું છે ? શાની વાત જયસિંહ કહે છે ?' ભોજરાજે પૂછ્યું.

'મહારાજથી એ વાત ક્યાં અજાણી છે ? પરમારોના ગૌરવમાં કોઈ કલંક નહિ પેસે—તો પરમારો પૃથ્વી તો પામતા આવ્યા છે ને પામશે;, પૃથ્વી તો રાજાઓને મળે, રહે, પળે, વળી આવે ને જાય; પણ જે વખતે, મહારાજ ! ભવિષ્યમાં—તમે કહ્યું નાં શબ્દ અમર છે ? એટલે કહું છું–કે ભવિષ્યમાં—કોઇ દેવીપુત્ર બિરદાવલિમાં પદ્મશ્રીને, કુલચંદ્ર જતિની ભાર્યા કહીને વર્ણવશે, ત્યારે ઉજ્જૈનનો ધણી ભલે ગમે તે હોય, પણ તેનું મોં ભારતભરના રાજરાજેન્દ્રોની સભામાં આવડું થઈ જાશે ! મહારાજની કીર્તિ તો સાત સમુદ્ર પાર ગઈ છે—એમાં આ કલંક હશે તો એ પણ સાત સમુદ્ર પાર જાશે. પરમારોથી આ ગૌરવહાનિ સહી નથી જતી, મહારાજ ! જયસિંહજી એ વાત કહેતા લાગે છે ! પૂર્ણપાલને પણ એ લાગે છે !'

'કુલચંદ્રમાં, ઉદયાદિત્ય ! ક્ષત્રિયની મહત્ત્વાકાંક્ષા છે; આજન્મ યોદ્ધાની રણકુશળતા છે: એ દેખાય છે જતિ જેવો—પણ એ જન્મ્યો છે રાજા જેવો !'

'પણ તેથી શું ? એથી એ કાંઈ પરમાર બને છે, એમ કોઈથી પરમાર થવાય છે ખરું ? એ શું પરમાર છે ભોજ-રાજ ?' કુસુમવતીએ ટકોર કર્યો.

'મહારાજ ! આ અવંતીનું સિંહાસન માત્ર સિંધુ-રાજનું, મુંજરાજનું કે ભોજરાજનું નથી. ભારતભરમાં

આંહીંના સિંહાસનની અનોખી વિશિષ્ટતા છે. એના ઉપર વીર વિક્રમની છાયા છે. પાટણમાં એક પ્રસંગ—સહેજ નહિ જેવો જ—બન્યો તો, આટલો જ—કે વારાંગના રાણી થઈ. પણ બીજે દિવસે દંડનાયકે ચંદ્રાવતીમાં આરસની ઉપાસના શરૂ કરી દીધી ને અમાત્યપદ ફેંકી દીધું. આનું નામ તે રાજવંશી ગૌરવની પ્રતિષ્ઠા માટે સર્વત્યાગની શક્તિ. પરમાર-વંશી ગૌરવને પણ જે મહારાજ હાનિ પહોંચાડે—તો મહારાજ! આપ અવંતીનાથ છો, વિદ્વાન છો, સર્વજ્ઞ છો—અમારી સમશેર તમારે ચરણે પડી છે—પણ ભગવાન નીલકંઠેશ્વર આ ઉદયાદિત્યને તો એવે પ્રસંગે પોતાના સાન્નિધ્યમાં માળા ફેરવવા આપે એટલે એનું મરણ સુધરી ગયું. સાધુ સંસારી બને એ જ મહાપાતક! એમાં પાછો દ્વિવસ્ત્રીઃ અને મહારાજ ભોજની કન્યાનું એ પાણિગ્રહણ કરે—પછી કોઈ પરમાર યોદ્ધા હાથમાં માથું લઇને, આ રાજકુમારી ને જતીડાનાં છોકરાંની પાછળ ચાલશે ખરો કે?'

'પણ એવું કુલચંદ્રનું—આંહીં છે શું? કુલચંદ્રે પાછું જવું જોઇએ ત્યાં, જ્યાં એનું સ્થાન હતું!' જયસિંહ બોલ્યો.

'ભોજરાજ! પાટણમાં તો છડેચોક વાત થાય છે કે અવંતી પડશે, કારણ કે એને ત્યાં વિદ્યા, વિત્ત ને વારાંગના ત્રણેનો વિવેક નથી!' કુસુમવતીએ કહ્યું: 'ઉવટ પંડિતરાજ તો કહે છે કે જેને કર્મકાંડમાં શ્રદ્ધા નથી એવા આ પ્રચ્છન્ન નાસ્તિકોને મહારાજે ભેગા કર્યા છે તો ભલે ભેગા કર્યા—પણ ભગવાન મહાકાલેશ્વરનો ધ્વજદંડ મને કાંઈક અશુભ વાત કહી રહ્યો છે! કુલચંદ્રનું આંહીં સ્થાન ન હોય, ભોજરાજ!'

પંડિતરાજ ઉવટ જ્ઞાનવાર્તા કહેવા આવ્યા છે એ સમા-

ચારે રાજમાતા ને મહારાણી લીલાવતી શિઠીને અંદર ગયા. ભોજરાજ ઉદયાદિત્યનાં વેણ સંભારી રહ્યા હતા—અને પ્રત્યુત્તર આપવા જતા હતા એટલામાં જ દ્વારપાળે પ્રવેશ કર્યો.

'મહારાજ! એક ઓડી—ઓડી શું? રણેન્દ્ર આવ્યો છે. કુલચંદ્રજીનો સંદેશો એની પાસે છે. મહારાજને હમણાં ને હમણાં આપવાનો છે!'

સૌ આ સમાચારે ચમકી ગયા. કુલચંદ્ર, દધિપદ્ર મંડલ તરફ ગયો હતો એ સૌને ખબર હતા. પણ ત્યાં યાદવરાજ સાથે યુદ્ધ શરૂ થયું—કે લાટના ત્રિલોચનપાલ વિષે કાંઈ છે કે શું છે—સૌ જાણવા આતુર બની ગયા. 'એને ઉપર મોકલ, જા!' મહારાજે કહ્યું.

થોડી વારમાં જ રણેન્દ્ર દોડતો ઉપર આવ્યો. પણ એ મહારાજ ભોજરાજની સમક્ષ જાય તે પહેલાં જ પાસેના ખંડમાંથી એક અવાજે એને રોકયો. 'રણેન્દ્ર! તું કયાંથી આવે છે? અને આ શું? તારા મોં ઉપર નૂર કેમ નથી? કાંઈ ભયંકર સમાચાર લાવ્યો છે? કુલચંદ્રજી કયાં છે? છે તો સૌ સારા સમાચાર નાં?' પદ્મશ્રી એને રોકીને આતુરતાથી પૂછી રહી હતી.

'અરે! દેવી—દેવી! કયાં છે મહારાજ? મારે એમને સંદેશો આપવો છે. કુલચંદ્રજી—ત્યાં મૃત્યુના મોંમાં છે. એક પળ પણ અત્યારે એક વરસ જેવી છે. મને જવા દો!' રણેન્દ્ર ઉતાવળો બોલ્યો. અને તેણે જવા માટે પગ ઉપાડચો.

'પણ સંદેશો શો છે?' પદ્મશ્રીએ એને રોકયો.

'અરે! મહારાજ કયાં છે? તમે મને અત્યારે રોકો મા, દેવી! કુલચંદ્રજી ઘેરાયા છે!'

'ઘેરાયા છે? કોણે ઘેર્યો છે?'

રણેન્દ્ર જવાબ આપ્યા વિના જ અંદર દોડ્યો.

પદ્મશ્રી પણ એની પાછળ દોડીને પાસેના ખંડમાં વાતચીત સાંભળવા ઊભી રહી ગઈ. એનું હૃદય ધ્રૂજી રહ્યું હતું, મન ગભરાઈ ગયું હતું.

'શું છે, રણેન્દ્ર? કુલચંદ્રજી ક્યાં છે?' મહારાજે રણેન્દ્રને જોતાંવેંત જ પૂછ્યું.

'મહારાજ! કાંઈ કહેવાની વાત નથી—કુલચંદ્રજી ઘેરાયા છે!' રણેન્દ્રે નમીને જવાબ વાળ્યો. તેણે મહારાજના હાથમાં સંદેશો આપ્યો.

'ઘેરાયા છે? કોણે ઘેર્યા છે? પોતે ક્યાં છે?'

'મહારાજ! ત્યાં સેટિકા ને મહીસાગર વચ્ચે સ્તમ્ભનકના આચાર્યે ઘેર્યા લાગે છે; મહીસાગરનાં કોતરોમાંથી નીકળાય તેવું રહ્યું નથી!'

'પણ પોતે ત્યાં—ક્યાંથી?'

'સિદ્ધપુર માતૃશ્રાદ્ધ કરી, પાટણ થઈ પાછા ફરતાં આ દશા થઈ છે. દેવસ્થાનના પુરુષોને કાંઈ જૂનું ધર્મવેર લાગે છે; કે પછી સાધુ સંસારી થયા એનું મનમાં લાગ્યું હોય; ગમે તે હોય, પણ ત્યાં સ્તમ્ભનક પાસેથી નીકળતાં બરાબર ઘેરાયા છે. કોતરો, જંગલો, અને ટેકરીઓથી ચારે તરફ ઢંકાયલી નેળમાં સેનાપતિ સાઢાના જેવી અવસ્થા થઈ છે. મહારાજ એટલા માટે સંદેશો મોકલ્યો છે!'

'દામોદર ક્યાં છે, ઉદયાદિત્ય?' મહારાજે અચાનક પૂછ્યું.

'દામોદર તો, મહારાજ! આપણી આગામી કનક-

સભા માટે એ બેઠો કાવ્યચર્ચા કરે! મારી સાથે જ ચંદ્રાવતીથી પાછો ફર્યો. પછી તો આંહીં જ છે!'

'એને બોલાવો તો ખરા, આ છે શું? સંધિમાં આ દૂષણ ક્યાંથી? પાટણનું તો આ કામ નથી નાં?'

એક માણસ દામોદરને બોલાવવા ગયો.

મહારાજ ભોજરાજે કુલચંદ્રનો *સંદેશો વાંચવા લીધો. વાંચીને ઉદયાદિત્યને આપ્યો. ઉદયાદિત્યે જયસિંહના હાથમાં આપ્યો.

'મહારાજ!' રણેન્દ્રે હાથ જોડ્યા: 'કુલચંદ્રજીને બચાવવા હોય તો તરત જ નીકળવું જોઇએ. પછી નહિ બચે!' ભોજરાજે ઉદયાદિત્ય સામે જોયું. ઉદયાદિત્ય બોલ્યો નહિ. એના ચહેરા ઉપર અર્થભર્યું મૌન હતું. જયસિંહ શાંત હતો. રણેન્દ્ર એ જોતાં ગભરાઈ ગયો.

---

* स [ कुलचन्द्रः ] कटकमादाय गूर्जरत्रोपरि गतः। पत्तनं भग्नम्। नृपस्तु नंष्टवा गतः। वलमानस्य स्तम्भनकाचार्यं घाँटे रूद्धे घाता जाताः। तेन संकटस्थेन भोजं प्रति पत्रिकामादाय नरः प्रहितः। तत्र.

विस्फारस्फारधन्वा मृगयुरनुपदं पार्श्वयोदावदाघः
क्ष्वेडानादः पुरस्तात् तपति च तपनो मूर्ध्नि तापस्तुतीव्रः।
अन्तःशल्यं शिरस्तु स्थपुटगिरिनदी दुस्सहा क्षुद् तृषार्ति-
दुर्दैवादद्य जातं व्रजतु हि हरिणः कां दिशं कांदिशीकः॥

પદેપદે શિકારી છે, સિંહ ડણકે છે, માથે તાપ છે, ક્ષુધાતૃષા પીડે છે, આવા દુર્દૈવમાં પડેલો હરિણ 'કાં દિશં' કઈ દિશામાં જાય—એ ભાવાર્થ [ મુનિશ્રી જિનવિજયજી સંપાદિત પુરાતનપ્રબંધસંગ્રહ, પૃષ્ઠ ૧૯. ]

'પ્રભુ!' તેણે ઉદયાદિત્યને હાથ જોડયા: કહ્યું 'કુલચંદ્રજી ભૂખ્યા ને તરસ્યા બેઠા છે. જંગલ વીંધાય તેમ નથી. કોતરો ચડાય તેમ નથી. માણસોએ ટેકરીએ ટેકરી ને ગુફાએ ગુફામાં પડાવ નાખીને એમને ઘેર્યા છે. બહાર નીકળે તો વીંધી નાખે—અંદર રહે તો ભૂખે મરે. જે કરો તે ઝટ કરો. તાત્કાલિક મોટું સૈન્ય મોકલો!'

'એ તો તને એમ લાગે, રણેન્દ્ર! તને યુદ્ધનો અનુભવ નહિ નાં—એટલે. કુલચંદ્રજીનો વાંકો વાળ કરનારો હજી સુધી તો કોઈ જન્મ્યો નથી!' ઉદયાદિત્યે કહ્યું: 'વીરનાં ને સિંહનાં ક્યાંય ટોળાં ભાળ્યાં છે? એ તો એકલા લડે ને એકલા સંચરે!'

'અરે પણ, પ્રભુ! મહારાજ—મહારાજ!—' રણેન્દ્ર એ હાથ જોડીને બેબાકળો બનીને બોલી રહ્યો હતો.

મહારાજે કુલચંદ્રના સંદેશાના શ્લોકની છેલ્લી *પંક્તિ ફેરવી, સંદેશો પાછો રણેન્દ્રના હાથમાં આપ્યો.

'રણેન્દ્ર! આ સંદેશો તું પાછો લઈ જા!'

'મહારાજ! સંદેશો લઈ જવાનો છે? અને સૈન્ય?'

'સંદેશો લઈ જા. એ સંદેશામાં મહાન સૈન્ય પણ છે!'

'અરે! પ્રભુ! મહારાજ! મહારાજ!—' રણેન્દ્રનો સ્વર આર્ત્ત બની ગયો.

---

* राज्ञा दृष्ट्वा 'कां' स्थाने 'किं' कृत्वा प्रहितः। કુલચંદ્રે શ્લોકમાં હરણની સાથે પોતાની જાત સરખાવી. સિંહ, અગ્નિ અને તાપથી સપડાયેલો હરિણ 'કાં દિશં' એટલે કઈ દિશામાં જાય—? હવે હું શું કરું? એમ પુછાવ્યું હતું. 'કાં દિશાં' ને બદલે 'કિં દિશં' એ પ્રમાણે ફેરફાર થતાં એવો અર્થ નીકળ્યો કે આમ સપડાયેલો હરિણ 'શા માટે કોઈ દિશામાં જાય?' અર્થાત્ વીરમૃત્યુ પામે એવો પ્રત્યુત્તર થયો.

ત્યાં પદ્મશ્રીએ પ્રવેશ કર્યો. ' મહારાજ! હું આપની પુત્રી આપની પાસે એક ભિક્ષા માગું. . .'

' પદ્મશ્રી ! રાજાઓને પુત્ર કે પુત્રી હોતાં નથી, ' ભોજરાજ બોલ્યા: ' પુત્ર કે પુત્રી રાજને હોય છે; તું ભોજરાજની પુત્રી નથી, તું અવંતીની પુત્રી છો ! અવંતીની પુત્રીઓ ભિક્ષા માગતી નથી ! '

એ જ વખતે દામોદરે પ્રવેશ કર્યો. નગેન્દ્રને આંહીં જોતાં જ કુલચંદ્રની અવસ્થાના સમાચાર એ પામી ગયો. પોતે કાંઈ જાણતો ન હોય તેમ, કોઈ જાતનું કુતૂહલ, શંકા, કે આશંકા કે ગભરાટ કે કૃત્રિમ ઉપેક્ષા કાંઈ કહેતાં કાંઈ પણ બતાવ્યા વિના મહારાજને નમીને હમેશની જેમ એ શાંતિથી બેઠો.

' મહારાજ ! મને સંભાર્યો ? હું આપણી કનટસભા—'

' દામોદર ! પાટણે સંધિમાં કાંઈક દૂષણ ઉત્પન્ન કર્યું લાગે છે. ઉદયાદિત્ય હમણાં પાટણ પ્રતિ જાય છે. તારે સમાચાર આપવા હોય તો તું જલદી અવંતી છોડી જા. કાર્તિકસ્વામી ક્યાં છે? ' ભોજરાજે કહ્યું.

' કુલચંદ્રજી સાથે પાટણમાં; પાટણમાં એમનો યોગ્ય સત્કાર થાય એટલે મેં મોકલેલ છે. મહારાજ કચ્છમંડલમાં રહ્યા, એટલે વખતે કુલચંદ્રના વીરત્વનો સત્કાર ન થાય તો નાહકનો ઝઘડો જાગે. કુલચંદ્રજીએ પાટણ લૂંટયું હતું એ સંભારીને વખતે એમનું કોઈ અપમાન કરી બેસે, માટે મેં કાર્તિકને ત્યાં મોકલ્યો છે. કુલચંદ્રજીનું પાટણમાં કોઈએ અપમાન કર્યું છે કે શું ? સંધિમાં દૂષણ કોણે કર્યું છે, મહારાજ ? શી રીતે દૂષણ થયું છે એમ કહો છો ? હું તો

મહારાજને લાટના કાંઈક સમાચાર આપવા જતો હતો, કે લાટવાળા પાછા કાંઈક સળવળ્યા છે. યાદવરાજ—કે કર્ણાટ એમાંથી એકની સહાય એમને મળી લાગે છે !'

'શું કારણ છે—આ રણેન્દ્ર તને કહેશે !'

'પ્રભુ ! કુલચંદ્રજીને ત્યાં સેટિકા ને મહીસાગર વચ્ચે ઘેર્યા છે !' રણેન્દ્ર બોલ્યો.

'ઘેર્યા છે ? કોણે ઘેર્યા છે ?' દામોદરના અવાજમાં આશ્ચર્યનો પાર ન હતો. 'ક્યાંની ? પાટણની વાત છે ?'

'ત્યાં સ્તમ્ભનકની પાસે; ત્યાંના આચાર્યે કુલચંદ્રજીને ઘેર્યા લાગે છે !'

'આચાર્યે કુલચંદ્રજીને ઘેર્યા ?' દામોદરે હાથથી નવાઈ પામતો હોય તેવો અભિનય કર્યો. 'આપણે આચાર્યજીને કહેવરાવી દઈએ—માને તો. આ તો તમે ધર્મસ્થાનની વાત કરી. હવે એમાં પાટણથી માથું શી રીતે મરાશે ? પણ એણે શું કામ ઘેર્યા છે ? ખબર છે તને કાંઈ ?' રણેન્દ્ર કાંઈ બોલ્યો નહિ.

'આ ધર્મ—ધર્મના ઝઘડા, મહારાજ ! મને તો એમ થાય છે કે હવે બધા ધર્મને માનવા માંડું ! આ તો ત્યારે લાટ તરફની લડાઈ નથી લાગતી, કે નથી પાટણની વાત જણાતી; આ તો વળી જુદી જ વાત નીકળી. આ ધર્મ ધર્મની અસિહિષ્ણુતાની વાત લાગે છે. કુલચંદ્રજી પાસે વખતે પ્રતિજ્ઞા કરાવશે—ફરી સાધુધર્મ સ્વીકારવાની ! આંહીંથી કોઈ ધર્મ-વિશારદ પુરુષને મોકલીએ એ રસ્તો છે, મહારાજ !'

'અરે પણ, પ્રભુ ! ત્યાં કુલચંદ્રજી હરક્ષણે મૃત્યુ તરફ ધકેલાઈ રહ્યા છે !' રણેન્દ્ર બોલ્યો.

પદ્મશ્રી રણેન્દ્રના આ વાક્યે કંપી ઊઠી. તે સાંભળીને સહન કરી ન શકતી હોય તેમ એકદમ બહાર દોડી ગઈ.

'કહો તો હું પોતે જાઉં, મહારાજ!' દામોદર હાથ જોડીને બોલ્યો: 'પણ મારું માનશે ખરા? ન માને તો? ધર્માચાર્યો તો કહેશે, અમે કુલચંદ્રજીને એમના પાતક માટે—ને એમના ઉદ્ધાર માટે આ પ્રાયશ્ચિત્ત આપ્યું છે. આમાં તો કોઈ ધર્મવિદ્‌ની જરૂર છે, મહારાજ! આપના વિના બીજો કોઈ આ પ્રશ્નનો ઉકેલ નહિ લાવી શકે. આમાં પાટણનો કાંઈ દોષ નથી. પાટણનો કાંઈ દોષ છે, રણેન્દ્ર?'

'ના,' રણેન્દ્રે ઉતાવળે જવાબ વાળ્યો. એને અત્યારે ઉતાવળ હતી. વાદવિવાદ કરવા એ માગતો જ ન હતો. મહારાજે રણેન્દ્ર સામે જોયું: 'રણેન્દ્ર! ત્યારે એ સંદેશો તું લઈ જા!'

'મહારાજ—!' રણેન્દ્રના અવાજમાં ઘેરો શોક હતો. દામોદર ચમકી ગયો.

'એ સંદેશો લઈ જા—!' ભોજરાજે ફરી કહ્યું. રણેન્દ્ર અત્યંત શોકાતુર થઈ ગયો. એક વખત એણે ફરી હાથ જોડ્યા: 'મહારાજ! આવો સેનાપતિજી—!'

'એ સંદેશો કુલચંદ્રજીને આપવાનો છે, રણેન્દ્ર! જા.' ભોજરાજે અત્યંત આજ્ઞાવાહી સ્વરે કહ્યું: 'અનુચરનું કામ પૂછવાનું નથી; શબ્દને લઈ જવાનું છે. મેં જે શબ્દ મૂક્યો છે—એ શબ્દમાં સેંકડો સૈનિકો છે, જા.'

રણેન્દ્ર નમીને ચાલતો થયો. પણ એના પગ ભાંગી ગયા હતા.

## ૩૩. વિષકન્યા થા વિષકન્યા

**રણેન્દ્રની** પછવાડે જ, મહારાજ ભોજરાજ પાસેથી કુમાર જયસિંહ પણ બહાર નીકળ્યો. એ પાસેના ખંડમાંથી પસાર થયો કે તરત પદ્મશ્રીએ દોડીને એનો હાથ પકડ્યો. તે ગભરાયેલી હતી. અને અત્યંત આવેશમાં ને ઉદ્વેગમાં હતી.

'ભાઈ! જયસિંહ! કુલચંદ્રજીને બચાવવા તમે સૈન્યની સરદારી લો. ચાલો, હું તમારી સાથે આવું. કુલચંદ્રજી જેવો સેનાપતિ અત્યારે ભારતભરમાં નથી. મહારાજ કુલચંદ્રજીને નથી ગુમાવતા—અવંતીને ગુમાવે છે. ચાલો, તમે તૈયાર થાઓ—સૈન્ય લ્યો—હું તમારી સાથે આવું.'

'અવંતીમાં—અત્યારે એક જ અવંતીનાથ છે, બે નથી; બે હોય નહિ, પદ્મશ્રી!'

'પણ—જયસિંહ! જયસિંહ! આ તો આપઘાત છે, આત્મહત્યા. છે અવંતી કુલચંદ્રજીને નહિ—પોતાને હણે છે!'

'અવંતીમાં રાજકારણની વાત મંત્રીશ્વર રોહક સંભાળે છે; સૈન્યની વાત પરમાર ઉદયાદિત્ય.'

'પણ ત્યારે તમે શું સંભાળો છો, ભાઈ! તમે કાંઈ સંભાળશો કે નહિ?'

'પરરાષ્ટ્રોના સંબંધો !'

વીજળીની ત્વરાથી પદ્મશ્રીના અંતરમાં એક નવો પ્રકાશ પડયો. તેણે અત્યંત ઝડપથી કાંઈક નિશ્ચય કરી લીધો. એ નિશ્ચયની હૃદય વિદારનારી વ્યથા એના અંતરને હલાવે—ન હલાવે તે પહેલાં તે ત્વરાથી બોલી ગઈ.

'જયસિંહ ! અવંતીને કર્ણાટનો સંબંધ બાંધવો છે. એણે બાંધવો જોઈશે. તમારી એ રાજનીતિ કુલચંદ્રજીએ પણ વખાણી છે. તમે મહીસાગર ભણી સૈન્યને દોરો. કોટપાલને આજ્ઞા આપો. ચાલો—મને કર્ણાટ લઈ ચાલો; મહીસાગરમાંથી સીધી હું ત્યાં જઈશ ! ચાલો—જયસિંહ! હું અવંતી તજવા—ને કર્ણાટ જવા પણ તૈયાર છું.'

'અને કુલચંદ્ર—કુલચંદ્રજીનું શું ?'

'કુલચંદ્રજી મહાન છે, પણ અવંતી વધારે મહાન છે. આપણે એને ઉગારી લઈએ, એટલે બસ !' પદ્મશ્રી બોલી. 'કુલચંદ્રજી—ઉગરતા હોય, અવંતી ઉગરતી હોય, તો ભલે પદ્મશ્રીની પ્રેમ વાત આખી ભૂલાઇ જતી !' છેલ્લા વાક્યની વેદના એના આખા શરીરને ધ્રુજાવી ગઈ.

જયસિંહ કાંઈ જવાબ વાળે તે પહેલાં એના ખભા ઉપર એક સશક્ત હાથનો પંજો પડયો: 'જયસિંહજી ! તમે કાંઈ જવાબ આપો ને પરમાર વંશના કુમારને અયોગ્ય એવો શબ્દ કાઢી નાખો—તે પહેલાં હું તમને કાંઈક કહી લઉં; અવંતીનાથની આજ્ઞા વિના—અવંતીમાંથી કોઈ પણ માણસ કોઈ સૈનિકને કયાંય પણ મોકલી શકતો નથી કે દોરી શકતો નથી. અવંતીમાં છેલ્લો શબ્દ મહારાજ અવંતીનાથનો છે—ચાલો !'

પદ્મશ્રી ચોંકી ગઈ. એણે ઊંચે જોયું. જયસિંહની પાછળ જ ઉદયાદિત્ય ઊભો હતો.

'પણ, ત્યારે, મહારાજ! તમે અવંતીનાથને સમજાવો. મહારાજે મોકલેલો સંદેશો વાંચીને તો કુલચંદ્રજી રણમાં પડશે. એ એવા માની પુરુષ છે. કુલચંદ્રજીનો ઘાત થશે તો અવંતી રંડાશે—'

'અવંતી રંડાશે? અવંતી તો ત્યારે રંડાય, પદ્મશ્રી! જ્યારે અવંતીનાથ વર્ણ અને આશ્રમની ભારતીય વ્યવસ્થાને વણસાડે; તે પહેલાં નહિ. આંહીં તો, આ ભૂમિમાં અનેક કુલચંદ્રો આવ્યા અને અનેક ગયા. એક કુલચંદ્ર એ અવંતીને માટે કોઈ મોટું આશ્ચર્ય નથી. અવંતી એમ નહિ રંડાય—ચાલો, કુમાર!'

'મહારાજ! ધારાનગરીને હું પડતી જોઉં છું. હજી સમજો, ધારાનો ધ્વંસ થાય છે.'

'હોય; નગરીઓ તો જન્મે ને વિધ્વંસ પણ પામે. પરંતુ જે નગરીના ખંડેરને વીરસૈનિકો મરણશય્યા પરથી પણ રખેવાળી કરે એમ હોય, એ નગરીને વળી મૃત્યુ શું? નગરીઓ જન્મે ત્યારે તો બધી જ ભવ્ય હોય છે, પણ એનાં ખંડેર જ્યારે ભવ્ય બને—ત્યારે એનો જન્મ સાર્થક ગણાય. મારી મા ચોસઠ જોગણીનાં ખપ્પર ભરનારા હજી તો ધારામાં પડ્યા છે—કોઈ નગરીમાં ચોસઠ જોગણીઓ ખપ્પર ધરીને ઊભી નથી—આંહીં એક નહિ, બે નહિ, ચોસઠ જોગણીઓ ખપ્પર ધરીને ઊભી છે. પણ એ તમારું કામ નથી. આ વંશનું ગૌરવ સમજવાનું—यस्मिन्कुले समुत्पन्नो,—ચાલો, જયસિંહ!'

જયસિંહ ને ઉદયાદિત્ય ચાલી નીકળ્યા. એની પાછળ

પાછળ જ દામોદર આવી રહ્યો હતો.

એને જોતાં જ પદ્મશ્રીએ હાથ જોડયા: 'સાંધિવિગ્રહિકજી! તમે કુલચંદ્રજીને હજી ઉગારી શકશો. એવા વીર દુશ્મન વિના તમને પણ પછી પૃથ્વી રસહીન લાગશે!'

'તો એમની પાછળ પાછળ અમે પણ હાલી નીકળીશું—ચાલો, કુમારીબા! તમારી વાણીમાં તો સુંદર કાવ્યની ચારુતા પ્રગટ થાય છે—પણ કુલચંદ્રજી પોતે પોતાને ઉગારી લેશે. તમે નાહકનાં ગભરાવ છો, રાજકુમારીબા! જય મહાકાલેશ્વર!'

દામોદર નમસ્કાર કરીને ચાલ્યો ગયો. પદ્મશ્રીની આંખમાંથી બળ કરીને આંસુ નીકળી પડયાં. તેણે રણેન્દ્રનો માર્ગ જોવા બહાર દૃષ્ટિ કરી. એક સાંઢણી ઝડપથી તૈયાર થઈ રહી હતી. તે રણેન્દ્રને મળવા માટે નીચે જવા ઊપડી. એની સાથે ચાલી નીકળવાનો એણે નિશ્ચય કર્યો. બળ કરીને એણે પગ ઉપાડચો. એટલામાં મહાન ફણીધરનો ઠંડો સ્પર્શ થાય ને માણસ કંપી ઊઠે તેમ પાછળથી થયેલા કોઈના સ્પર્શે તે કંપી ઊઠી. તેણે ત્વરાથી પાછળ જોયું. 'અરે!' તે ભયમાં ને કંપમાં ને ગભરાટમાં બેચાર ડગલાં પાછી હઠી ગઈ.

'ગભરાતાં નહિ, કુમારીબા! હું તમને મદદ કરવા આવી છું! યાચના કરવી એ કોઈ પણ નારી માટે મોટામાં મોટો વિનિપાત છે, પણ રાજકુમારી માટે તો એ આપઘાત છે: ને અવંતીની કુમારી માટે તો, તે આત્મહત્યા છે. તમારે વળી યાચના કરવાની હોય?'

'પણ—તું—તું હતી કયાં? પ્રતાપદેવી! કુલચંદ્રજીને મહારાજે તને ભેટરૂપે આપી—ત્યાર પછી જાતી—આજે

દેખાણી. તું આજ દિવસ સુધી ક્યાં છુપાઈ રહી હતી? ક્યાં ગઈ હતી?'

'કુમારીબા! કુલચંદ્રજી તો રસિક જોગંદર રહ્યા. તમારા પ્રેમમાં એમને મેં મસ્ત જોયા. મેં ખસીને માર્ગ કરી દીધો. પણ આજે એમની વિપત સાંભળી હું રહી ન શકી. આ હમણાં ગયો નાં—પેલો મહેતો દામોદર—એણે આ કર્યું લાગે છે. એને હણ્યા વિના અવંતી કોઈ પણ દિવસ કોઈ પણ વિજય નહિ મેળવે. જુઓ, મારી સામું જુઓ; મેં શું કર્યું છે? હું આળસુ નથી રહી! મારે માર્ગે વિજય છે!'

પદ્મશ્રીએ પ્રતાપદેવી સામે બરાબર જોયું અને તે છળી ઊઠી. એનું શરીર એટલું ભયંકર રીતે આકર્ષક હતું—અને એમાં એવી તો ભીષણ મોહિની આવીને વસી ગઈ હતી, કે માણસ ધારે કે ન ધારે પણ એના તરફ ખેંચાયા વિના રહી જ ન શકે--જેમ કોઈ પંખીને વિષધર પોતાની આંખથી આંજીને ખેંચી લે, એવી અજબ વિષમય કાંતિ અને આકર્ષણ કરનારી ગૌર દેહયષ્ટિ એની પાસે હતી. એની આંખમાં પન્નગની તેજસ્વિતા હતી. બીજાને પરવશ કરી નાખનારી લાલસા હતી. ગાત્રમાત્રને હલાવી નાખે એવી રાગભરેલી મોહકતા હતી.

પદ્મશ્રી તેની સામેથી દૃષ્ટિને પાછી ફેરવી શકી નહિ: 'પ્રતાપદેવી! આ તને થયું છે શું? આટલી કાંતિ? અને આવી ભયંકર મોહિની? આ તેં મેળવી ક્યાંથી?'

'આ મારા રૂપની વાત કરો છો નાં? જન્મથી વિષકન્યા થવા માટે દૂધ ને સોમલનું પાન કરવું પડે છે. મેં રાસાયનિકોને સાધીને આટલી વયે એ પાન કર્યું છે. હું વિષકન્યા છું, દેવી!'

'અરે—!'

'આ પેલો ગયો નાં—દામોદર—એને કોઈ શસ્ત્રી હણી શકે તેમ નથી; એ કોઈ અસ્ત્રથી મરે તેમ નથી; એ યુદ્ધ કરતો નથી—ને વિજય વિના પાછો ફરતો નથી. એ જીવતો છે ત્યાં સુધી અવંતી સલામત નથી. એણે સાઢાને આમ જ હણાવ્યો હતો—મેદપાટની નાળમાં: આજે કુલચંદ્રજીનો પણ એ જ રીતે એ અંત લાવવા મથે છે. એને મોહિનીશસ્ત્ર વિના બીજા કોઈ શસ્ત્રથી કોઈ હરાવી શકવાનું નથી. અવંતીનો શસ્ત્રાગાર એની સામે નકામો છે. તમે પણ વિષકન્યા બનો—કુમારીઓ!—જો કુલચંદ્રજીનું વૈર લેવું હોય તો વિષકન્યા બનો. યાચના તજો. યાચવાથી કાંઈ વૈર લેવાય?'

પદ્મશ્રી એને મુગ્ધ બનીને સાંભળી રહી હતી. પણ કુલચંદ્રજીનું નામ આવતાં એને મૂકીને એ તરત રણેન્દ્રને મળવા નીચે દોડી ગઈ. એ દોડી, પહોંચી, પણ એટલામાં તો રણેન્દ્રે સાંઢણીને ઝડપભેર હંકારી મૂકી.

પદ્મશ્રી પાછળ બૂમ પાડતી રહી.

## ૩૪. કુલચંદ્ર મૃત્યુનો મહોત્સવ માણે છે

**રણેન્દ્રની** પાછળ જ થોડી વારમાં એક બીજી સાંઢણી પણ ધારાનગરીના દરવાજામાંથી બહાર નીકળી. એના ઉપર બેઠેલી તરુણીએ દરવાજામાંથી બહાર નીકળતાં જ પાછા ફરીને નગરીને બે હાથ જોડીને અત્યંત ભાવથી પ્રણામ કર્યાં. અનેકોને આશ્ચર્યમાં અનુમાન કરતા મૂકી, પદ્મશ્રી રણેન્દ્રને પકડી પાડવા એની પાછળ જવા ઊપડી હતી.

આ તરફ રણેન્દ્ર ઊપડયો કે એણે એક ક્ષણ પણ ગુમાવ્યા વિના ઝપાટાબંધ પોતાની સાંઢણીને દધિપદ્રને માર્ગે ઉપાડી મૂકી હતી. તેની ઝડપને પહોંચવા પદ્મશ્રી મથી રહી હતી. પણ રણેન્દ્ર એક પળ પણ થોભ્યા વિના આગળ ધપી રહ્યો હતો.

તેના મનમાં ધ્રાસકો પડી ચૂકયો હતો: અવંતીમાં રાજપુરુષોએ કુલચંદ્ર માટે જે ઉપેક્ષા બતાવી તે જોયા પછી હવે એ પોતે—પરિણામ જે આવવું હોય તે આવે—પણ કુલચંદ્રના સાન્નિધ્યમાં પહોંચી જવા માગતો હતો.

આખી રાત તો એકબીજા વચ્ચે અંતર .વધતુંઘટતું રહ્યું. અજવાળું થતાં રણેન્દ્ર એક નાળાને કાંઠે બે ઘડી

થોભ્યો અને તરત પાછો ઊપડ્યો. પદ્મશ્રીને હજી એની સાંઢણીનો પત્તો લાગ્યો ન હતો. પોતાની આગળ રણેન્દ્ર હોવો જોઈએ એ અનુમાને એ પાછળ આવી રહી હતી.

સૂરજ ઊગ્યો. પંખી બોલ્યાં. સીમ દેખાવા માંડી. મહી-નદીનાં કોતરો નજરે ચડ્યાં. રણેન્દ્ર એક પ્રકારની ભયંકર નિરાશા સાથે આગળ વધી રહ્યો. એટલામાં તો એને પાછ-ળથી કોઈ અવાજ દેતું હોય તેમ લાગ્યું. તેણે પાછળ નજર કરી. પોતાને પકડી પાડવા માટે કોઈ ઓડી ધસમસતો એની નજરે ચડ્યો. એના અંતરમાં આશાનો સંચાર થયો. કદાચ કોઈ શુભ સમાચાર હોય. તે થોભ્યો. પાછળનો સાંઢણીસવાર લગોલગ આવી પહોંચ્યો. એને જોતાં જ રણેન્દ્રના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. 'અરે ! કુમારીબા ! તમે પોતે જ છો ? છે કાંઈ શુભ સમાચાર ? શું સમાચાર લાવ્યાં છો ? અવંતીનું સૈન્ય આવી રહ્યું છે કે શું ? વાગડમાંથી કોઈ આવે તેમ છે ? પૂર્ણપાલજી કે ઉદયાદિત્યજી—કોઈ આવવાના છે ?'

'આવવાનું કોઈ નથી, રણેન્દ્ર ! પણ કુલચંદ્રજી માટે તું જે સમાચાર લઈ જઈ રહ્યો છે તે ન લઈ જાય તો ? હું—હું કુલચંદ્રજીને ઓળખું છું. એ માની પુરુષ છે. એ ત્યાં રણમાં રોળાશે.'

'પણ ત્યારે, કુમારીબા ! મારા ઉપર તો આધાર રાખીને એ ટકી રહ્યા હશે. હરપળે રાહ જોઈ રહ્યા હશે. બીજા કયા સમાચાર આપવાના છે ?'

પદ્મશ્રી વિચારમાં પડી ગઈ. બીજા કોઈ સમાચાર એની પાસે હતા નહિ. પણ એ પોતે જ ભોજરાજનો આ સંદેશો લઈને જાય તો ? એને કુલચંદ્રનો રણોત્સાહી, રંગે

ચઢેલો, જીવનમરણને એક ગણનારો, વીર દેખાવ નજરમાં આવ્યો. તેણે રણેન્દ્રને કહ્યું:

'રણેન્દ્ર! ત્યારે ચાલો, હું પણ તમારી સાથે આવી રહી છું. કુલચંદ્રજી સાથે કોઈ નાહ હોય—તો પણ બે જણાં તો રહેશે જ. એક તમેઃ અને હું. એમને પડખે રહેવા માટે હું આવું છું! ચાલો!'

બન્ને પાછાં ઊપડ્યાં. પણ હવે જેમજેમ એ આગળ વધતાં ગયાં તેમતેમ એમના હૃદયનો ભાર વધતો ગયો.

મહીને કાંઠે કાંઠે જ રણેન્દ્ર આગળ વધ્યો. થોડી વાર પછી તે એક ગુફા જેવામાં થોભી ગયો. એમાંથી બહાર નીકળ્યો ત્યારે એ રણેન્દ્ર ન હતો. સંસારનાં દશ્યમાત્રને અટ્ટહાસ્યથી ફૂંકી મારનારો કાપાલિક હતો. એની ડોકમાં બોખી ખોપરીઓ પડી હતી. આંખમાં ભયંકર રક્તાંજન હતું. જટામાં રાખ હતી. એના હાથનું ભિક્ષાપાત્ર મદ્યમાંસથી છલોછલ છલકાતું હતું. પદ્મશ્રી એને જોતાં કંપી ઊઠી.

'કુમારીબા! રણેન્દ્ર પોતાનું છેલ્લું કર્ત્તવ્ય—મહારાજ અવંતીનાથનો સંદેશો સેનાપતિજીને પહોંચાડવાનું-કરી લેશે —તે પછી સેનાપતિજી આ સંસારમાં નહિ હોય. અને રણેન્દ્ર પણ નહિ હોય; હશે તો એ પૃથ્વી ઉપર ખોપરીપંથો થઈને ભટકશે. અંતે તો સૌની બોખી ખોપરી જ રહેવાની છે નાં? હવે આ પશુઓ પણ ભલે મુકત થઇને વિચરતાં'—બન્ને સાંઢણીઓ તરફ તેણે નજર કરી. થાડીવાર પછી કોતરોમાં થઈને આગળ વધવા માટે તેણે પગ ઉપાડ્યો. પોતાના હાથમાંનું એક ખોપરી પાત્ર તેણે પદ્મશ્રી તરફ ફેંક્યું: 'આ તમે પણ ઉપાડી લ્યો. કાપાલિકોને નારી વર્જ્ય

નથી. ચાલો!' પદ્મશ્રીએ ખોપરીપાત્ર ઝીલી લીધું. 'ચાલો, ત્યારે, કાપાલિક મહારાજ! હું પણ તમારા પંથની જ છું. કાપાલિકો માટે તો નારી અનિવાર્ય છે. ચાલો!'

બન્ને જણાં કોતરો ને જંગલોમાં થઈને જે નાળમાં કુલચંદ્ર સપડાયો હતો તે તરફ આગળ વધ્યા.

એ થોડે દૂર ગયાં ન ગયાં, ને પાસેની ઘાટી ઝાડીમાં કાંઈક પદસંચાર સાંભળ્યો. રણેન્દ્ર સાવધ થઈ ગયો. તેણે પદ્મશ્રી તરફ સાવચેતીની એક નજર નાખી લીધી. ધીમેથી કહ્યું: 'હવે ડગલે ને પગલે સૈનિક લૂંટારા મળશે. નાળમાંથી કોઈ છટકે નહિ, એની તપાસ ચારે તરફ તેઓ રાખે છે. આપણે તો કાપાલિકો—અઘોરપંથી—આપણો વાસ આ જંગલોમાં રહ્યો—ખોપરીઓની ઉજાણી થવાની છે, એવું જાણીને આપણે એની ઉજાણી કરનારાઓને મદ્યનો અભિષેક કરી આપણા પંથનો મહિમા સમજાવવા નીકળ્યા છીએ, પણ હવે તમે સાવધ રહેજો. રાજકુમારીબા! આપણે પોતે તો મૃત્યુની ખીણમાં મૃત્યુને ભેટવા માટે જઈ રહ્યા છીએ, એટલે નિર્ભય જ છીએ—પણ સંદેશો કુલચંદ્રજીને મળવો જોઈએ. મહારાજ અવંતીનાથનું ઋણ કાપાલિક ઉપર રહેવું ન ઘટે. ચાલો, બા! આગળ ચાલો.'

એક બાજુ મહીનાં કોતર ને ભયંકર પાણી; બીજી બાજુ ગાઢ જંગલ, ટેકરીઓ ધારો ને ગુફાઓ. થોડે સુધી અવાજ કર્યા વિના તે ચાલતાં રહ્યાં.

જંગલની ગાઢ અંધકારભરેલી વિસ્તીર્ણતા હર પગલે એમને ડારી રહી હતી.

અચાનક એમાંથી બે માણસો નીકળી આવ્યાં.

રણેન્દ્ર એમને જોતાં જ થંભી ગયો. એક તો પેલો સુકુમાર તરુણ હતો. બીજો એની પડખે ઊભેલો—એ જોતો હોય પણ માનતો ન હોય તેમ આંખો ચોળવા માંડ્યો—કુલચંદ્ર પોતે હતો !

કુલચંદ્ર કાપાલિકને ઓળખી શક્યો નહિ. પણ પદ્મશ્રીને જોતાં જ એની આંખો હસી પડી. તેણે અવાજ ન થાય માટે નાક ઉપર આંગળી મૂકી. વધારે ધ્યાનથી જોતાં કાપાલિકમાં એને રણેન્દ્ર નજરે પડ્યો. તેણે મૂંગા મૂંગાં રણેન્દ્ર તરફ હાથ લંબાવ્યો.

સંદેશો આપવો કે ન આપવો—કુલચંદ્રજી થોડા બહાર છટકી શક્યા હતા. હવે તે મહીસાગર સુધી જંગલ વીંધી પહોંચી જાય, તો વખતે નીકળી જવાય એવી આશા હતી. રણેન્દ્રે સંદેશો ન આપતાં બે હાથ જોડી પ્રણામ કર્યાં. મહીસાગર ભણી અંગુલિનિર્દેશ કર્યો.

કુલચંદ્રે બોલ્યા વિના ફરી હાથ આગળ ધર્યો: ધીમેથી કહ્યું: 'સંદેશો ક્યાં છે, રણેન્દ્ર ? કોઈ આવે છે ?'

બોલવું એ સર્વનાશને નોતરવા બરોબર હતું, એ તો કુલચંદ્રની મુખમુદ્રાથી તે સમજી શક્યો હતો. ન બોલવું એ અસહ્ય હતું.

પદ્મશ્રીએ સર્વનાશની મુદ્રા દર્શાવી. કુલચંદ્રે જવાબમાં ચારે તરફ માણસો છે—તેઓ ઘેરાયેલા છે—આ ઊભા છે એટલી જ જગ્યા એમની છે—એ દર્શાવ્યું. ભાગ્યે જ તેઓ એક ક્ષણ શાંત ઊભા હશે, એટલામાં ચારે તરફથી અવાજો ઊઠ્યા. કુલચંદ્રે પેલા તરુણના માથા ઉપર સહેજ હાથ મૂક્યો. તરત ભયંકર સિંહનાદથી જંગલ ગાજી ઊઠ્યું. રણેન્દ્ર પણ

એ અવાજે ધ્રૂજી ગયો. પદ્મશ્રી કંપી ઊઠી. પેલા તરુણના કંઠમાંથી નીકળેલા આબેહૂબ સિંહનાદે પંખીઓ ને પશુઓ ત્રાસી ઊઠયાં. મોરના ગભરાટી ટહૌકા જાગી ઊઠયા. કાગડા કાબર ને બીજાં પંખીઓએ કોલાહલ કરી મૂકયો.

રણેન્દ્ર પેલા તરુણ તરફ આશ્ચર્યથી જોઈ રહ્યો. એની પાસે અદ્ભુત સિદ્ધિ હતીઃ ' આ એ જ છે, રણેન્દ્ર ! જેને તું પકડી લાવ્યો હતો—સાંતૂ. આવો જુવાન—અવંતીમાં . .' તે બોલતાં અટકી ગયો.

સાંતૂએ એક વિકળ દૃષ્ટિ રણેન્દ્ર તરફ ફેરવી. રણેન્દ્રે એની દૃષ્ટિમાં ભય દીઠો. થોડે દૂરથી કોઈ પડછંદ ઊંચો આદમી આવી રહ્યો હતો. તેની પાછળ માણસોનું ધાડું હતું. તે આ બાજુ આવતા હતા. એમણે સૌને દીઠા હોય તેમ લાગ્યું. તેમનાં સચોટ તીરની સમક્ષ હવે હિલચાલની ચેષ્ટા કરવી નકામી હતી રણેન્દ્રે વસ્તુસ્થિતિ પામી જઈ અત્યંત ઝડપથી કુલચંદ્રના હાથમાં સંદેશો આપી દીધો. પદ્મશ્રી એ હાથથી આંખો મીચી ગઈ. કુલચંદ્રે સંદેશો વાંચ્યો. તેના મોં ઉપર કાંઈ પણ ફેરફાર ન થયો. તેણે સાંતૂના હાથને સહેજ હલાવ્યો. માથોડાભાર ઊભેલા ઘાસમાં સાંતૂ એક ક્ષણમાં અદૃશ્ય થઈ ગયો.

' આ જુવાન—માનવ ધર્મથી પ્રેરાઈ મને મહીસાગર પાર કરવા લઈ જતો હતો, રણેન્દ્ર ! એને મારા પ્રત્યે પ્રેમ થયો. પણ અમારે સંકેત હતો કે વચ્ચે પકડાઈએ તો એણે અદૃશ્ય થઈ જવું, એ અદૃશ્ય થઈ ગયો છે. મહારાજનો સંદેશો પણ સ્પષ્ટ છે. આ પેલો પડછંદ આદમી આવી રહ્યો છે—અર્જુનભટ્ટ—ચાલો, રણેન્દ્ર ! તમે સૌ હવે દૂર ખસી જાઓ.'

એટલામાં અર્જુનભટ્ટ આવી પહોંચ્યો. તેની પાછળ તીરંદાજોનું મોટું ટોળું હતું. આસપાસના જંગલમાંથી હજી અવાજો ઊઠતા હતા.

અર્જુનભટ્ટ છેક કુલચંદ્ર પાસે આવી લાગ્યો. તેણે કાંઈ પણ બોલ્યા વિના કુલચંદ્ર સામે કરડી નજરે જોયું. કુલચંદ્રે એની કરડી નજરનો જવાબ ન વાળતાં પોતાના હાથની સમશેર સંભાળી. પોતાના પાસેનાં તીર એણે ફેંકી દીધાં. અને ધનુષ જોરથી ભાંગી નાખ્યું: 'ભટ્ટરાજ ! બ્રાહ્મણ છો નાં ? આવતા જોયા ત્યારે જ વિચાર થઈ ગયો, પણ બ્રાહ્મણને કોણ દૂરથી વીંધે ? બાકી, અત્યારે તો મહી-સાગરમાં ચેહ બળતી હોત !'

'બળશે—એ સાચી વાત.' અર્જુનભટ્ટે પણ પોતાનાં તીર ફેંકી દીધાં અને ધનુષનો ઘા કરી નાખ્યો: 'કાં તમારી —કાં મારી !'

રણેન્દ્ર ને પદ્મશ્રી દૂર ખસી ગયાં. આટલી ઝડપથી આ વાત આવું રૂપ લઈ લેશે એ એમને ખ્યાલ ન હતો. તીરંદાજી ટોળાં એક બાજુ ઉપર જોતાં ઊભાં રહ્યાં.

'ખબરદાર, જો કોઈએ એક કાંકરી પણ ફેંકી છે તો,' અર્જુનભટ્ટ બોલ્યો. 'સૌ આઘેરા ખસો—આટલી જગ્યા અમારે ઘણી છે. કેમ કુલચંદ્રજી !'

'આટલી જગ્યાને પણ શું કરવી છે ? મુઠ્ઠી રાખનું માનવી બિચારું જગ્યા જગ્યા કરતું જ રહી જાય છે નાં ? ચાલો, ભૂખ્યો તરસ્યો પણ કુલચંદ્ર શું કરી શકે છે એ જુઓ ! આજ તો હવે છેલ્લો રંગ દેખાડવો છે નાં ?'

'ગઈ કાલનો અનાજનો કણ અમારા મોંમાં પણ ગયો

હોય તો ગૌમેટ બરોબર, કુલચંદ્રજી ! તમને પેલો જુવાન આંહી દોરી લાવશે—ને આંહીં જ બાખડવાની મજો છે—એ બધી વાત થઈ ગઈ હતી. તમારા ભૂખ્યાતરસ્યા દેહ સાથે અમે ખાધલપીધલ આથડીએ, અરે ! તો તો પછી મહીસાગરના દ્વારપાળ થઈ રહ્યા ! બાકી, મારી મા—જગદંબા જેવી મહીસાગરી—વરસે બે વરસે અમારી પાસે બત્રીસલક્ષણાના ભોગ માગે—ને અમારે ભોગ ધરવા—એ તો આજ જુગજુગાંતરથી ચાલ્યું આવે છે! જે જુગદંબા માવડી ! '

વીજળીની ત્વરાથી અર્જુનભટ્ટની સમશેર ફરી. એટલી જ ત્વરાથી કુલચંદ્રે સામે કડાકો કર્યો. ' તમે રહ્યા જતિ જોગંદર કુલચંદ્રજી ! અમે તો તમારી પાસે કોણ લેખામાં ? પણ મારી મા મહીસાગરી તમને જશ અપાવે, તો મારી માને કાંઠે ચંદનની ચિતા ખડકાવજો, ને કોઈ મહોત્સવ માણવો હોય એમ ઢોલ, ત્રાંસા, શરણાઇએ કંકુ છાંટતાં અર્જુનભટ્ટને બાળજો. અમારે મન મોટામાં મોટો ઓચ્છવ મરણનો. જનમે છે તો પાર વિનાના—મરે છે કોણ ? '

કુલચંદ્ર ભટ્ટની વાણી સાંભળી રહ્યો. આવો મૃત્યુ પ્રત્યે બેપરવા વીર પોતાની સામે જોઇને એ ડોલી ગયો. એને લાગ્યું કે પૃથ્વી ઉપરની એના છેલ્લી વિદાયવેળા તો સુધરી ગઈ છે. તે આનંદી ઊઠયો.

' ભટ્ટજી ! મારો પણ આજ જનમારો સફળ થઈ ગયો. જનમીને જેણે મા ધરતીને ખોળે બાળકની પેઠે જ નવરાં દોડદોડ કરી, એને વળી થોડો વખત, વચમાં આ ઘેલું લાગી ગયું, તે હાથી ને ઘોડા ને રથ ને પાલખી ને રાજછત્તર બધાં ધારી લીધાં. મારી મા જુગદંબા અંબા ભવાનીએ એવા

સંસારી વેષ ઉપર કુલચંદ્ર, સોનેરી કલગી ચડાવી કાઢે, એટલે વળી આજ તમને મોકલ્યા. આવો, ભટ્ટજી! આવો. આજે એક વખત છેલ્લુંવેલું મળી કાઢીએ. આવતી કાલે તો આપણે સૌ સૌને મારગે પડી ગયા હઇશું. આવો— !'

તરવાર ફેંકીને અર્જુનભટ્ટ કુલચંદ્રને ભેટવા દોડ્યો. કુલચંદ્રે એને પ્રેમથી પોતાની બાથમાં સમાવી દીધો.

આ વીરદશ્યે અનેકોની આંખ ભીની થઈ ગઇ. રણેન્દ્રને પોતાનો વેષ એમની સામે ભયંકર મશ્કરી જેવો લાગ્યો. પદ્મશ્રીએ આજ દિવસ સુધી કુલચંદ્ર સેનાપતિને જોયો હતો —આજે એણે એક નરોત્તમ જોયો. તે કુલચંદ્રના ચરણમાં પડવા ગઈ. કુલચંદ્રે એને ફૂલની પેઠે ધીમેથી ઊભી કરી. 'રાજકુમારી! તમારા સંસ્મરણની મધુરતા તો કુલચંદ્રની ભસ્મની હરેક કણમાંથી પણ જાગી ઊઠશે.' તેણે રાજકુમારી સામે બે હાથ જોડી પ્રણામ કર્યાં. રાજકુમારીએ ભીની આંખે તેને નમસ્કાર કર્યાં. 'ચાલો— ' જીવનની મોહક મીઠાશ ખંખેરી નાખતો હોય તેમ એક કૂદકો મારી કુલચંદ્રે સમશેર ફરી ઉપાડી. સૌને પ્રણામ કરી તે આગળ વધ્યો.

અર્જુનભટ્ટ એને સત્કારવા બે પગલાં આગળ આવ્યો.

એક ક્ષણમાં વીજળીના ભયંકર કડાકાની જેમ સમશેરો અથડાઈ. એમાંથી તણખા ખર્યા. જંગલ જાગી ગયાં. મહીસાગરનાં પાણી ખળભળ્યાં. તુમુલ શબ્દથી આકાશ ગાજી ઊઠ્યું.

બે વીરપુરુષો જીવનમરણનો સંગ્રામ ખેલી રહ્યા હતા. બન્નેને મરવું હતું. પણ એક જીવવાનો હતો.

## ૩૫. તમે કોને મદદ કરશો ?

'જ્યારે કુલચંદ્રજીની ચેહ બળી રહી અને એક મુઠ્ઠી રાખમાં એનો કદાવર દેહ સમાઈ ગયો, ત્યારે જીંદગીમાં પહેલી વખત આ અર્જુનભટ્ટની આંખમાં આંસુ આવ્યાં પ્રભુ ! છાશવારે ને આતવારે કેટલાયને નદીકાંઠે બાળી આવીએ, મડદાં તો માણસ માત્ર છે જ નાં ? એમને બાળવા એ શી મોટી વાત હતી ? પણ કુલચંદ્રજી ગયા, ત્યારે પહેલી વખત લાગ્યું કે ના એક મોટો આત્મા હાલી નીકળ્યો છે; પછી તો ક્યાંય ચેન ન પડ્યું મહારાજ ! કીધું મહારાજને મળું, રેવા માતાની પરિક્રમણા પણ કરવાની છે તે કરી નાખું ને આવા જનમ જોગેંદરને હણવાનું પ્રાયશ્ચિત્ત પણ થઈ જાય !'

દામોદર મહેતાના સાન્નિધ્યમાં એક તરફ બેસીને હમણાં જ આવેલા અર્જુનભટ્ટની વાત સાંતૂ સાંભળી રહ્યો હતો. પોતે આંહીં આવી ગયો, અભિનય પાઠશાલામાં જતો આવતો થયો, પણ મહી અને સેટિકાની વચ્ચેનું રણમેદાન એને હજી સાંભરતું હતું. ત્યાં આજે અર્જુનભટ્ટની વાત સાંભળી તેના અંતઃકરણ ઉપર કુલચંદ્રજીના વીરત્વની ઘેરી છાપ ઉઠી આવી. અર્જુનભટ્ટ હજી બોલી રહ્યો હતો: 'નેળમાં ને નેળમાં જ

કુલચંદ્રજી તો ગયા હોત, આટલો સામનો પણ કરવો પડત નહિ, પણ એનો એક આદમી અર્જુનભટ્ટ થઈને અટકી ગયો, પછી કીધું હવે કાં તો ઉજ્જેણુથી વાર આવશે, કાં મોટું ધીંગાણું થાશે, ત્યાં તો ખબર પડી કે આપણો એક જુવાન આ સાંતુ—પણ નેળમાં જ સપડાયો છે—એટલે તો પછી એમને ગોતી કાઢયા. કુલચંદ્રજીને નાસવાની જોગવાઈ કરી દીધી. ને લડવું તો સરખે સરખામાં ધરમજુદ્ધ કરવું, એમ ધારી બે અપવાસ મેં પણ ખેંચી કાઢયા—મા જુગદંબાની ઇચ્છા તે કુલચંદ્રજી મહિસાગરમાં સમાઈ ગયા, હવે હું નીકળ્યો છું તે મા રેવાને નીરખતો નીરખતો હેંડયો જાઈશ. કીધું મહારાજને મળતો જાઉં ! આ પાણકા મહારાજે મને આપ્યા હતા ' અર્જુનભટ્ટ એક ચીંથરામાંથી દામોદરે આપેલાં રત્ન છોડી રહ્યો હતો: ' એ ત્યારે તો મેં લઈ લીધાં, કીધું વખતે તમારું હૈયું ભાંગી જાશે, પણ મહારાજ ! જ્યારે બીજા અમને આપે ત્યારે અમારે ખેટકપંથી બ્રાહ્મણોને મન એ કાંકરા; અમે મેળવીએ ત્યારે એ રત્નો ખરાં; ખબર છે પ્રભુ ! મહારાજ મૂલરાજદેવને ઓતરાદ દીશમાંથી બ્રાહ્મણો બોલાવવા પડયા—આંહી તળ ખેટકપંથના કોઈ બ્રાહ્મણે રાજનાં દાનને સુંઘ્યું પણ નહિ એટલે; જમણો હાથ લાંબો ન થાય એવો એ અમારો વારસો આજ દિવસ તો સુધી સચવાયો છે તે સાચવી રાખીએ તો ઘણું. આ રત્નો પણ કોઈ જીભસુંવાળા ઓતરાપંથના વિદ્વાન બ્રાહ્મણને આપો ! પ્રભુ ! ખેટકપંથી દાન લેતો નથી, કે દાન દેતો નથી; એ લડી જાણે, મરી જાણે, કામ કરી જાણે; વિદ્યાને વર્યો હોય તો વિદ્યા વાપરી જાણે. દાનબાનમાં એ કાંઈ સમજે નહિ. મહારાજ ! એ કામ ઓતરાખંડવાળાનું ! '

અર્જુનભટ્ટે બે હાથજોડી રત્નો દામોદરને ચરણે પાછાં મૂકી દીધાં. 'આંહીંથી તો પછી કોઈ સળકયું નથી નાં ?'

'સળકે—સળકે તો ખરા નાં ? પણ હમણાં પાટણ સામે જુદ્ધ માંડવું પોસાય તેમ નથી એટલે બધું શાંત થઈ જાશે; તમે મા રેવાની પરિક્રમણા કરો છો તો પરિક્રમણા કરતાં કરતાં એક કામ ન કરો ? ભલે આ રત્નો આંહીં રહ્યાં: હું તમારી વતી ભગવાન સોમનાથને ચરણે ધરીશ.'

'શું કામ હતું પ્રભુ ?'

'હૈહયરાજે મંદિર બાંધવાની કેવીક સામગ્રી ભેગી કરી છે—ને કેવોક ઉત્સાહ છે, કર્ણદેવને, આ બાજુ ધસી આવવાનો—એનો પત્તો મેળવી લેવો છે ભટ્ટરાજ ! બાકી કુલચંદ્રજીના મરણનો જેવો તમને તેવો મને પણ ઘા લાગ્યો છે: પણ તમારી સામે ત્યાં જે ઉભો હતો તે સેનાપતિ કુલચંદ્ર ન હતો; એ તો કોઈ દેવાંશી પુરુષ હતો. અમે સેનાપતિને હણવા ગયા—ને ભેગાભેગો બીજો પણ ગયો. આપણે સૌ એકને હણવા માગીએ છીએ ને એકને નમવા માગીએ છીએ. પણ એમ બનતું નથી ને બનવાનું નથી. ભગવાન રામચંદ્ર જેવાએ પણ રાક્ષસ રાવણને હણતાં, વિદ્વાન રાવણને પણ ન હણી કાઢ્યો ? આ અમારિ પંથના—અમારા સાંતૂ જેવા જુવાનો—રણી નવી રાજનીતિ ઘડે ત્યારની વાત ત્યારે. કેમ સાંતૂ ?'

'પ્રભુ ! મારું ચિત્ત તો ત્યાં રેવામાનાં આરસના પહાડો જોવામાં પહોંચ્યું છે. હું જાઉં ભટ્ટરાજ સાથે ?'

'ને આંહીં મહારાજ ભોજરાજની કનકસભા આવી રહી છે એમાં તારો ખપ પડશે તેનું શું ? દેશદેશથી વિદ્વાનો, વારાંગનાઓ, વૈભવશાળીઓ ને મહાન વિભૂતિઓ આવશે,

એ વખતે પાટણે પણ આવવું પડશે નાં? તારે તો તારા દોસ્તો મિત્રો બોલાવીને કોઈ નવો જ નાટયપ્રયોગ કરવાનો છે. કાર્તિકને તો મહારાજ ભીમદેવ પાસે કચ્છમંડલમાં જવું પડશે. ભટ્ટજી આવી ગયા એ પણ ઠીક થયું. એમના જવાથી કોઈને પત્તો પણ નહિ લાગે કે એ હૈહયની ખબર કાઢવા આવ્યા છે. કેમ ભટ્ટરાજ?'

'હા, મારે શું? હું તો પરિક્રમણ કરતો જાઉં ને વાતો સાંભળતો આવું!'

અર્જુનભટ્ટ થોડીવાર પછી ગયો.

અર્જુનભટ્ટ ભાગ્યે જ પાંચપચાસ ડગલાં ગયો હશે ત્યાં કાર્તિકસ્વામી આવ્યો. એના ચહેરા ઉપર કોઈ નવીન વાતની આગાહી દામોદરે જોઈ. તે એની સામે જોઈ રહ્યો:

'પ્રભુ! અવંતીનાથે ઉપાડી લીધું. સાંભળ્યું? ચેદીરાજનું આહ્વાન ઉપાડી લીધું. એટલે આખું નગર હીલોળે ચડયું છે. ઠેરઠેરથી મહારાજે શિલ્પીઓને મોકલવા સ્થાનપુરુષોને કહેવરાવ્યું છે! મંત્રીશ્વર રોહકની ચિંતાનો પાર નથી તેમ દોડાદોડીનો પણપાર નથી.' દામોદરની આંખમાં આનંદની ને વિષાદની એવી બે રેખાઓ એકી સાથે પ્રગટતી સાંતૂએ જોઈ. કાર્તિક પણ એ જોઈ રહ્યો: 'પ્રભુ!' તેણે હાથ જોડયા: 'હૈહયરાજે અવંતીનાથને મંદિરરચના માટે આહ્વાન મોકલ્યું છે: એમ કે "એક જ મૂહુર્તે બન્ને નગરીમાં મંદિરનો પાયો નખાય. જેના મંદિર ઉપર પહેલો કલશધ્વજ ચડે એ વિજયપત્ર મેળવે. અને એના મંદિરમહોત્સવમાં બીજો રાજવી આવે—છત્રચામર રહિત." અવંતીનાથે ટકોરાબંધ આહ્વાન ઉપાડી લીધું. સંદેશવાહકને કહ્યું: "કહેજો હૈહયરાજને કે

અવંતી એમને સત્કારવા તૈયાર છે. બેઘડી અમને પણ એમની વિદ્યાવિનોદ પ્રીતિનો આનંદ મળશે. અવંતી માત્ર ચતુરંગી સેનાથી જ યુદ્ધ કરી જાણે છે એવું કાંઈ નથી. હૈહયરાજનું આહ્‌વાન અવંતીને મળ્યું છે ને અવંતીએ ઉપાડી લીધું છે. કહેજો એમને!" અવંતીનાથનો સંદેશો લઇને સંદેશવાહક ઉપડવાની તૈયારી કરતો હતો એ નજરોનજર જોઈને હું આંહીં આવ્યો. પણ આ સમાચારે તમનેને આનંદ ને વિષાદ બન્ને આપ્યાં એમ કેમ? પ્રભુ!'

'કાર્તિક! ધારાનો ધ્વંસ તો હું હવે નજરોનજર જોઈ રહ્યો છું. આપણે ધારાનગરી બહાર તે રાતે રહ્યા હતા તે યાદ કર. ત્યારે ઈશાનરાશિએ શી વાત કરી હતી તે સંભાર. કુલચંદ્ર દ્રમ્મ માટે થઇ ને જીવનમરણનો ખેલ ખેલ્યા—તે પણ સંભાર. મંત્રીશ્વર રોહકની આજની વ્યાકુળતા પણ સંભાર. અવંતી પાસે દ્રમ્મ નથી. ને દ્રમ્મ વિના વિદ્યા અને એની મહત્તા સચવાય તેમ નથી. એની મહત્તા એ તજે તો એને એવી લઘુતા પ્રાપ્ત થાય કે એથી લઘુ પછી કાંઈ ન રહે. એ પોતાની મહત્તા તજી શકે તેમ નથી; એનાં સાધન હવે અધુરાં છે; એના રાજપુરુષો વિભક્ત છે; એટલે એ મહત્તા પણ જાળવી શકે તેમ નથી; ધારાનો ધ્વંસ થશે—એ તો જાણે ઠીક, પણ મહારાજ ભોજરાજ જશે, વિદ્યાસભા જશે કવિઓની એક આખી સૃષ્ટિ ચાલી જશે, કનકસભા લુપ્તથશે—મને એ લાગી આવે છે. કર્ણદેવે મોકલેલું આહ્‌વાન એ તો એના સૈન્યનો આગલી હરોલનો એક અંશ જ સમજી લેને. ધારાનો ધ્વંસ થશે—પણ મહારાજ ભોજરાજ જશે—એવો પુરુષ આજે ભારતભરમાં નથી; હવે આવવાનો પણ નથી. અને ધારાધ્વંસ સિવાય

પાટણના વિકાસ માટે બીજો માર્ગ નથી. હૈહયરાજ બળવાન છે; મહારાજ ભોજરાજ અસ્વસ્થ છે; પાટણ હજી દૂર પડ્યું છે—એટલે પાટણને એક બાજુ રાખી દઈને ચેદી સર્વસત્તાધીશ થઈન બેસે એ પણ વિચારવાનું છે. આમ નવા પ્રશ્ન—અને નવી પરિસ્થિતિ ઊભાં થાય છે. તારે મહારાજને કચ્છ-મંડલથી આ તરફ લાવવા માટે જવું પડશે, કાર્તિક !'

કાર્તિક કાંઈ જવાબ વાળે તે પહેલાં આયુધે પ્રવેશ કર્યો: 'મહારાજ ! મંત્રીશ્વર રોહક ને ઉદયાદિત્ય પરમાર આ બાજુ આવી રહ્યા છે !'

'આ બાજુ ? . . હા . . . ' દામોદર તેમને સન્માનવા ઊભો થયો.

થોડીવારમાં ઉદયાદિત્ય પરમાર ને રોહક મંત્રીશ્વર બન્ને આવ્યા. બન્ને કાંઈક ચિંતામાં હતા. ગંભીર પણ હતા. દામોદરને લાગ્યું કે અવંતીમાં ઝડપી ફેરફાર થઈ રહ્યા છે. જે ક્ષણની એ રાહ જોતો હતો તે ક્ષણ આવી પહોંચી છે.

'મહેતા !' ઉદયાદિત્ય બોલ્યો 'અમે આવ્યા છીએ પાટણનું મન જાણવા. બોલો, તમને અવંતીની સંસ્કારિતા ગમી છે ? તમે આંહીં ઘણું થયાં છો, અમારા જ બની રહ્યા છો; અવંતી માટે તમને—'

'પ્રભુ ! દામોદરે હાથજોડીને વચ્ચે જ કહ્યું 'મને બીજો જન્મ મળે તો વિદ્યાસભાનો ભલે પ્રતિહાર તો પ્રતિહાર—પણ હું જન્મ તો આ ક્ષેત્રમાં જ યાચું !' દામોદરે જવાબ વાળ્યો.

'પાટણ અને અવંતી—મળીને હૈહય અને કર્ણાટને હંફાવે એ તમારી રાજનીતિ હજી અવિચળ છે કે ? ચલિત થઈ છે ? કે કોઈ દિવસ એ રાજનીતિ હતી નહિ ? કે એ

દેખાવ હતો ? કે અવંતીના યશોધ્વજને નમાવવામાં તમે સૌ એક થયા હતા ? સાચું બોલજો. તમે સાંધિવિગ્રહિક છો. અવંતીને તમારો આજે ખપ છે. '

' મહારાજ ! આવી શંકાનું કાંઈ કારણ હશે. છે કાંઈ—કાંઈ બન્યું છે એવું મહારાજ ? '

' હૈહયરાજનું આહ્‌વાન છે; એ જ વખતે કર્ણાટની સેના યાદવ સૈન્ય સાથે મળીને નર્મદા કિનારે આગળ વધવાના વાવડ પણ આવે છે. આ સમાચારે અવંતીની કનકસભામાં આવતા અનેક પંડિતો વિમુખ થઈને પાછા ફરવા માંડ્યા છે. અવંતી કર્ણદેવનું આહ્‌વાન સ્વીકારે તો પાટણ શું કરશે ? લડશે કે તટસ્થ રહેશે ? અમને મદદ કરશે કે ચેદીને મદદ કરશે.? ' મંત્રીશ્વર રોહકે સ્પષ્ટ વાત કરી નાખી.

' પ્રભુ ! પાટણની રાજનીતિ તો પહેલેથી જ અતિ સ્પષ્ટ છે. ' દામોદરે કહ્યું. ' એ લડતું નથી; લડવા માગતું નથી; એને લડવું પણ નથી; અને એને લડવું પોસાય તેમ નથી; એને યુદ્ધનો વિજય જોઈતો નથી; પણ એને એનું પોતાનું એક વિશિષ્ટ સ્થાન છે—એ જાળવવાનું છે. કર્ણાટ અમારી સામે લાટમાં આવીને ધામા નાખે તો અમે એનું માથું ભાંગી નાખીએ; ચેદીરાજ અમને સતાવે તો અમે એના દાંત ખાટા કરી નાખીએ; બાકી કોણ વિજય મેળવે છે ને કોણ નથી મેળવતું એમાં અમને લેશ પણ રસ નથી; અમને કોઈ પરાજય આપી ન જાય—એટલી જ અમારી રાજનીતિની સ્પષ્ટરેખા છે ! '

' પણ મહેતા ! તમે એક ને એક બે કહી નાખોને,' મંત્રીશ્વર રોહક બોલ્યો: ' તમને શામાં રસ છે—એ જાણુ

વાનો અત્યારે અમને રસ નથી. હૈહયરાજ આવશે—આવશે શું ? આવી રહ્યો છે—તમે અમને મદદ કરશો કે એને ? અમારે એ જાણવામાં રસ છે.'

'અમે તો પ્રભુ ! અવંતીની સાથે ન હોઈએ, તો જ સામે હોઈએ !' દામોદરની વાણી એટલી સંદિગ્ધ હતી કે એમાંથી કાંઈ અર્થ નીકળે તેમ ન હતો.

'એટલે તમે—કરશો શું ? મહારાજ ભીમદેવ અમને મદદ કરશે કે હૈહયરાજ કર્ણદેવને ? એ વાત સ્પષ્ટ કરોને.' ઉદયાદિત્ય બોલ્યો.

'પ્રભુ ! હું એમ કહું કે પાટણ તમને જ મદદ કરશે તો મેં સાંધિવિગ્રહિકના પદનો અતિક્રમ કર્યો ગણાય; તમને મદદ નહિ કરે એમ કહું તો અસત્ય કહેવાય; કર્ણદેવને મદદ કરશે એમ કહું તો તમને ખોટી રીતે ભયભીત કર્યા મનાય; 'જ' કાઢી નાખીને, 'તમને મદદ કરે' એમ બોલું તો એવું સંદિગ્ધ વાક્ય સાંધિવિગ્રહિક માટે દોષરૂપ થાય; અસ્પષ્ટ ભાષા, એ મને સાંધિવિગ્રહિકપદે કોઈ દિવસ રૂચી નથી. હું તો જે જાણું તે કહી દૂઉં.'

દામોદરની વાણીમાંથી એક પણ સ્પષ્ટ અર્થ પકડવો મુશ્કેલ હતો; બન્ને રાજપુરુષો એમાંથી અર્થ પકડવા મથી રહ્યા.

'અરે ! પણ મહેતા ! તમે આટલું બોલ્યા—ને હજી કાંઈ જ ન બોલ્યા—' ઉદયાદિત્યે કહ્યું.

'એનું કારણ છે પ્રભુ ! હું જેટલું જાણું છું એટલું જ બોલવા માગું છું. અવંતીમાં મને એક પ્રકારની જે અવિચલ શ્રદ્ધા છે, એ મને અટકાવે છે—તમને અસત્ય કહેતાં. ચેદીની રાજસભામાં તો મેં ક્યારનું કહી નાખ્યું હોત કે

જાઓ, પાટણ તમારી મદદે છે ! આંહીં હું અસત્ય નહિ બોલું; સત્ય કહું, પણ વ્યર્થ ભય નહિ ફેલાવું; પ્રીતિવાક્ય કહીને છેતરું નહિ, કે છેતરવા માટે પ્રીતિવાક્ય બોલું નહિ; એટલે આંહીં હું શું બોલું ?'

'આટલું જ બોલો—' મહારાજ ઉદયાદિત્યે કહ્યું: 'તમે અમારી સાથે કે ચેદીરાજ સાથે ?: તમે કોની સાથે ?'

'મહારાજ ! એમ પૂછો કે અમે કોની સાથે નહિ ?'

'આ એમ પૂછ્યું, મહેતા ! તમે પણ અત્યારે ઘરણ ટાણે સાપ કાઢયો છે—લ્યો એમ પૂછ્યું ભાઈ, કે તમે કોની સાથે નહિ ?' મંત્રીશ્વર આકળો થઈ ગયો.

દામોદરે તેની સામે જોઈને બે હાથ જોડયા: 'મંત્રીરાજ ! મેં એ જ કહ્યું હતું. અમે જો તમારી સાથે ન હોઈએ, તો જ તમારી સામે હોઈએ !'

'અરે, પણ ત્યારે તમને બોલતાં શું ઘા વાગે છે, મહેતા ! કે અમે અવંતી સાથે છીએ; અને ચેદી સાથે નથી. એટલું વેણ સાચવાટીને કાઢોને !' સુરાદિત્ય સેનાપતિ પાછળથી આવીને વાતમાં ભળ્યો હતો તે હવે રહી શક્યો નહિ. એને ગજસેના લઈને કઈ બાજુ જવું એ નિર્ણય કરવામાં દામોદરની-ભયંકર દ્વિઅર્થી ભાષા અકળાવી દેતી લાગી. કુલચંદના મૃત્યુથી એના ઉપરની જવાબદારી વધી હતી. સમય થોડો હતો—ને પાટણની રાજનીતિ હજી સ્પષ્ટ ન હતી.

'સેનાપતિજી ! અવંતીનું ગજદળ શું પાટણે જોયું નથી કે એ બીજી ત્રીજી વાત કરે ! મારાથી અવંતીનું સામર્થ્ય ક્યાં અજાણ્યું છે કે [illegible] પાટણને હાથે કરીને—ગોળાનું નાળિયેર બનાવું ! હું પણ સ[illegible] છું કે અવંતી પાટ-

ણનું છે. ને પાટણનું શ્રેય તો અવંતીની ઓળખાણમાં રહ્યું છે: ચેદીની ઓળખાણમાં નહિ, નહિ, ને નહિ—બસ ?'

'બસ, બસ,' સુરાદિત્ય ડોલી ઉઠચો. પણ દામોદરે ખરી રીતે કાંઈ પણ કહ્યું ન હતું.

'પણ ત્યારે તમે અમારી પડખે છો નાં? પાટણ અમારી પડખે છે નાં?' ઉદયાદિત્યે દામોદર પાસેથી સ્પષ્ટ વચન લેવા પ્રયત્ન કર્યો.

દામોદરે મીઠા હાસ્યથી જવાબ વાળ્યો: 'પ્રભુ! પાટણ અત્યારે ને હમેશાં અવંતીને પડખે નથી તો કયાં છે? કાર્તિક સ્વામી આજે જ ઉપડે છે મહારાજ કચ્છમંડલમાંથી આવી ગયા છે. એટલે હવે આ તરફ આવી ચડે. વિમલ દંડનાયક આવે. પૂર્ણપાલજી છે. સત્યરાજને બોલાવો. એમ થાય તો નર્મદાનો આ કાંઠો હૈહય જોવા ન પામે. બીજું શું?'

'ત્યારે પાટણ અવંતીની પડખે છે નાં?' ઉદયાદિત્યે ફરી ખાત્રી કરવા એ જ શબ્દો કહ્યા.

'પ્રભુ! પાટણ તો અવંતીની પડખે જ છે; એ સૌ જાણે છે. એનું એ સાખપાડોશી; એ એનાથી શી રીતે દૂર હોઈ શકે?'

થોડીવાર પછી ત્રણે રાજપુરુષો દામોદરની વાતમાંથી શું સાર ખેંચવો એની ભાંજગડ કરતા રાજદરબારમાં પહોંચ્યા તો ત્યાં કુમાર જયસિંહ એમની રાહ જોતો ઊભો હતો: 'કર્ણાટ આવે છે સુરાદિત્ય!' તે ગભરાયેલા અવાજે બોલ્યો.

'કેમ શા ઉપરથી કહો છો. મહારાજ!'

'પેલી મનોજ્ઞા આવી છે—કર્ણાટરાજનો સંદેશો લઈને; સાથે એક પંડિતજી! મહારાજ પાસે એ ઊભાં!'

ઉદયાદિત્યે ભગવાન કાલકાલેશ્વરની ધ્વજા સામે જોયું: તેણે બેહાથ જોડીને હવામાં ફરફરતી ધ્વજાને પ્રણામ કર્યા: મહારાજ ભોજરાજની પાસે આવેલ કર્ણાટનો સંદેશો સાંભળવા તેઓ અધીર પગલે અંદર દોડયા.

એ વખતે દામોદર કાર્તિકસ્વામીના પ્રશ્નનો જવાબ આપી રહ્યો હતો: 'આપણે એની પડખે છીએ એમ આપણે કહ્યું, હવે વચનભંગ કેમ થાય? એ તારી શંકા છે નાં? પણ 'પાટણ અવંતીની પડખે છે નાં?' એમ ઉદયાદિત્ય પૂછી રહ્યા હતા. પાટણ અવંતીની પડખે રહેશે—કે નહિ રહે—એ પ્રશ્ન ન હતો. અવંતીની પડખે પાટણ છે કે નહિ એ પ્રશ્ન હતો. અને આ નાનો સાંતૂ પણ જાણે છે કે પાટણ તો અવંતીની પડખે—લગોલગ જ છે. પાટણ અવંતીથી ક્યાં દૂર છે? મેં પણ એટલું જ કહ્યું છે. પાટણ અવંતીની પડખે છે.'

'પણ પ્રભુ! આ તો...'

'વિશ્વાસઘાત થાય એમ તારે કહેવું છે નાં? ગાંડા! જ્યારે જીવનમરણનો પ્રશ્નો ઊભા થયા હોય ત્યારે કોઈ અસત્ય એ અસત્ય નથી. પાટણ માટે આ જીવનમરણનો પ્રશ્ન છે. અવંતી આ પરિસ્થિતિમાંથી પણ જો સાંગોપાંગ પાર ઉતરી જશે—તો પછી પાટણે નાહી નાખવું રહ્યું. પછી તો એ પણ અવંતીના સામંતચક્રમાં જ હોય. જીવન ટકાવવા માટે મનુષ્ય જે પ્રયત્ન કરે એવા કોઈ પ્રયત્નને પાપનો પડછાયો લાગતો નથી જ! મહારાજને કહેજે કે એક ક્ષણનો પણ હવે વિલંબ ન કરે. કર્ણદેવ આવી રહ્યો છે. આપણે એની સાથોસાથ ઊભા રહેવાનું છે. એનો પણ અવંતીમાં એટલો બધો પગદંડો પેસવા દેવો નથી કે, એ પાછો આપણને પણ આંખ કરે!'

## ૩૫. મહારાજ ભોજની છેલ્લી કનકસભા

ઉદયાદિત્ય ને મંત્રીશ્વર રોહક મહારાજા ભોજની પાસે પહોંચ્યા ત્યારે કર્ણાટની નર્તિકા મનોજ્ઞા નતમસ્તકે મહારાજને સંદેશો આપી રહી હતી. મહારાજની સામે ત્યાં એક કર્ણાટી પંડિત પણ બેઠો હતો. ત્યાં વિદ્યાપતિ ભાસ્કર ભટ્ટ હતા. ગોવિંદરાજ, કાલિદાસ, અને ધનપતિ હતા. ગોપાળ ને બીજા પણ વિદ્વાનો અને કવિઓ નર્તિકાને સાંભળી રહ્યા હતા.

'મહારાજ અવંતીનાથ!' મનોજ્ઞા છટાથી નમીને બોલી રહી હતી. 'મને શ્રીકંઠેશ્વર કર્ણાટરાજ આહવમલ્લે સંદેશો લઈને મોકલેલ છે. કર્ણાટેશ્વરે કહેવરાવ્યું છે,

केलिं कुरुष्व परिभुङ्क्ष्व सरोरुहाणि
गाहस्व शैलतट निर्झरणि पयांसि ।
भावानुरक्त करिणीकरलालिताङ्ग
मातङ्ग ! मुञ्च मृगराजरणाभिलाषम् ॥*

---

* હે માતંગ! શૈલતટ પરના પાણીમાં નહાતો અને કમલભક્ષ કરતો તું ક્રીડા ભલે કરે. તારી અનુરક્ત હાથિણીઓની મોજ કર્યા કર. મૃગરાજ સાથેની રણની અભિલાષા તજી દે. એ તારું કામ નથી. એવો ભાવાર્થ છે.

'મનોજ્ઞા! આહવમલ્લે પ્રત્યુત્તર પણ મગાવ્યો હશે નાં?' રોહકે કહ્યું.

'પ્રભુ! રાજરીત તો એવી છે.' મનોજ્ઞા બોલી.

'ત્યારે કહેજો આહવમલ્લને, મૃગરાજનો અભિષેક તો વિક્રમાર્જિત હોય તો જ શોભે.' મહારાજ ભોજરાજે પ્રત્યુત્તર વાળ્યો: 'અભિષેક કાંઈ બોલવાથી થાય?'

'મહારાજનો સંદેશો તો પહોંચી જશે' કર્ણાટી પંડિત બોલ્યો: 'માત્ર અવંતીનો વિદ્વજ્જનો—પ્રત્યેનો પ્રેમ જોઈને એક વાક્ય કહેવાની ઈચ્છા થાય છે. કહું મહારાજ?'

'કહોને!' ભોજરાજે કહ્યું: 'વિદ્વજ્જનનું વાક્ય ક્યાંથી?'

'મહારાજ! દક્ષિણમાં જઈને કોઈ ઉત્તરવાસી હજી વિજયી થયો નથી!'

'જય પરાજય તો પંડિતજી! दैवं यदिच्छति जय च पराजयं च। એ ભૂલી ગયા? પણ परैरङ्गुलिं निर्दिष्टं न सहन्ते मनस्विनः અવંતી જેવાને તો કવિઓ વિદ્વાનો ને વૈરીઓ બધાની વિપુલતા જ શોભે. આંહીં કવિજનો સ્વર્ગદર્શન કરાવે છે; ત્યાં વૈરીઓ કરાવશે; અમને એની નવાઈ નથી, ભય પણ નથી, વ્યાકુલતા પણ નથી. અમને વિદ્યા અને વૈર બન્ને સરખાં પ્રિય છે, કહેજો આહવમલ્લને.'

'અને અમારો આટલો સંદેશો પણ આપજો—પંડિતજી!' ભાસ્કર ભટ્ટ બોલ્યો: કર્ણાટી પંડિતે બે હાથ જોડી સંદેશો ઝીલ્યો: 'માતંગરાજને સંબોધીને જ્યારે આ તમારા સિંહરાજે સંદેશો આપ્યો છે, ત્યારે મૃગરાજને કહેજો કે,

किं कूर्मः क उपालभ्यो [illegible]

काकिण्यपि न सिंहस्य मूल्यं कोटिस्तु दन्तिनः ॥*

કર્ણાટી પંડિત ધૂર્ણાયમાન થઈ ગયો. પણ તેને તો સંદેશો લઈને જવાનો હતો. પંડિત તરત નમીને ઉભો થઈ ગયો. મનોજ્ઞા પણ મહારાજને નમીને પંડિત સાથે ચાલતી થઈ.

કર્ણાટી પંડિત ને મનોજ્ઞા ગયાં અને મહારાજે ઉદયાદિત્ય સામે જોયું.

'ખબર પડી કાંઈ દામોદરની ઉદયાદિત્ય ? પાટણ આપણી પડખે છે કે નથી ? આપણે માટે એ જાણવું હવે અનિવાર્ય છે.'

'પડખે છે—મહારાજ! પણ પડખે નથી એમજ ગણવાનું!'

'દામોદર પોતે શું કહે છે ? આપણી અને એની વચ્ચે સંધિ છે એનું શું ?'

'દામોદર તો કહે છેપાટણ—અવંતીની પડખે છે.'

'પડખે છે કે પડખે રહેશે—દામોદર શું બોલ્યો છે ? એ ઘણો વિચક્ષણ રાજપુરુષ છે!' મહારાજે કહ્યું.

'મહારાજ! પાટણ પડખે નથી, તટસ્થ પણ નથી, દુશ્મન પણ નથી—એ દોસ્ત પણ નથી—એ નથી એમ સમજીને જ આપણે યોજના કરવી રહી. આજે હું તો ઉત્તર પૂર્વમાં હૈહયો સામે જાઉં. કુમાર કર્ણાટ સામે જાય. મહારાજ પોતે આંહીં રહે. પાટણ દેખાશે—અરિ માલુમ પડશે—તો સુરાદિત્ય એની સામે જશે. હું તો આજે નીકળી જાઉં મહારાજ! અત્યારે તો હૈહયરાજનું માત્ર મંદિરનું આહ્‌વાન છે તે આવતી કાલે રણમેદાનની વસ્તુ બની જશે!'

* શું કરીએ ? કોને ઠપકો આપીએ ? આ મૃગરાજનું મૂલ્ય એક કાકિણી [ બદામ ] પણ નહિ. અને માતંગનું મૂલ્ય કરોડોથી થાય છે.

'અને આપણે આ બાજુ મંદિરનું કામ ઘણુ ધમધોકાર ઉપડાવો—રોહક !'

મહારાજ અવંતીનાથે કર્ણદેવનું આહ્વાન ઉપાડીને મંદિરનું કામ તો ધમધોકાર ઉપડાવ્યું, પણ અનેક વિદ્વાનો ને કવિઓ અવંતી દેશ આવતા અટકી ગયા છે—ને અનેક અવંતી દેશ તજી જાય છે—એ સમાચારે મહારાજને ધારાધ્વંસ કરતાં પણ જબરો આઘાત આપ્યો. એમનું જીવનભરનું કાર્ય જાણે વ્યર્થ જતું લાગ્યું. છેલ્લી કનક સભા રહી ગઈ તે રહી ગઈ. મહારાજને સરસ્વતીનો પ્રવાહ થંભી જતો લાગ્યો.

**अद्य धारा निराधारा निरालंबा सरस्वती ।** સરસ્વતીપુત્રોની વિલપનપંક્તિ મહારાજ ભોજને કાને જાણે વાતાવરણમાંથી સંભળાવા લાગી. જીવનદીપની જ્યોતિ એમને ઝાંખી થતી લાગી. માલવ રાજપુરુષો હૈહય રાજને અટકાવવા દોડી રહ્યા હતા, પણ હૈહયરાજ પોતે સૈન્યનો એક ભાગ લઈને, સાતપુડાની પર્વતમાળાને આધારે આધારે, દક્ષિણ તરફથી ધારા ઉપર સીધો હુમલો લાવી રહ્યો હતો. યાદવરાજ પણ આહવમલ્લના આમંત્રણે એ તરફથી આવવા તલસી રહ્યો હતો. પાટણપતિ ઇલદુર્ગ તરફ આવવાના સમાચાર હતા. અવંતી ઘેરાતું હતું. મહારાજ લાંબા વખતથી અસ્વસ્થ હતા. તેમાં આ સમાચારે તેમને વધારે અસ્વસ્થતા આણી. હૈહયરાજને અટકાવવાનો એક જ માર્ગ હતો મંદિર રચનામાં એને હાર આપવાનો ધમધોકાર કામ તો ચાલ્યું. પણ હૈહયની તૈયારી વધારે વ્યવસ્થિત નીવડી. રોજરોજના મળતા સમાચારે અવંતી પાછળ પડી જતું લાગ્યું. વાતાવરણ ગમગીન બન્યું. વિદ્વાનો દેશ ઉપર આવી રહેલી આપત્તિ સમજી અવંતી

તજતા હતા. આ સર્વ સામટા સમાચારનો મહારાજના હૃદયને ભયંકર આઘાત થયો. પછી તો મહારાજ અસ્થિર ચિત્ત પણ થતા ગયા.

આખી ધારાનગરી ગાઢ નિદ્રામાં હતી. વાતાવરણમાં ભેદી મૌન હતું. શોકભારથી જાણે રજની નમી ગઈ હતી. મુંજસાગરનાં જળ થંભી ગયાં હતાં. રાજમહેલના કોટ કિલ્લાના પહેરેગીરો હાથને આધારે માથું ટકાવીને નિદ્રાને ચરણે ઝૂકતા ઝૂકતા જાગી રહ્યા હતા. એવે વખતે બે મનુષ્યો ગાઢ અંધકારમાં અંધકારના જેવા બનીને સરસ્વતીકંઠાભરણના ગુપ્ત માર્ગે થઈ નીચેના ભૂગર્ભમાં જઈ રહ્યા હતા. આગલો પુરુષ પ્રૌઢ વયનો હતો; ચાલતાં ચાલતાં તેનાં પગલાં લથડતાં પડતાં હતાં; પાછલો પુરુષ અત્યંત ચિંતામગ્ન હોય તેમ તેનાં પગલાં શોકઘેરાં મંદ—અતિ મંદ—બની ગયાં હતાં.

બન્ને જણા ભૂગર્ભમાંની નાની પગથી ઊતરી જરાક ખુલ્લી જગ્યા હતી ત્યાં આવીને ઊભા રહ્યા. અંદર જવા માટેનું દ્વાર બંધ હતું. પાછલા માણસે આગળ આવીને કાંઈક અવાજ કર્યો. એક ક્ષણમાં દ્વાર ઉઘાડ્યું. બે સુંદર સશસ્ત્ર તરુણ નારીઓ નતમસ્તકે પોતાનાં ભાલાં નમાવીને ત્યાં ઊભા રહી ગઈ હતી. દ્વાર ઊઘડતાં જ બહારના અંધકારને ભેદીને છિન્નભિન્ન કરી નાખે એવી અસંખ્ય દીપાવલિઓ પ્રગટ થઈ; એમના તેજથી પ્રકાશિત બની ઝળાંઝળાં થતો એક મહાન વિશાળ ખંડ નજરે ચડ્યો. તેની અસંખ્ય સ્તંભાવલિ, હિમાદ્રિના દેવદારુની પંક્તિ જેવી શોભી રહી હતી. એક ક્ષણમાં તો દ્વાર પાછું બંધ થઈ ગયું, અને બહારનો અંધકાર હતો તેવો બની ગયો. પેલા બન્ને પુરુષો તેજના સમુ-

દર્શાં નહાતા નાહાતા મહાન વિશાળ ખંડમા વિચરી રહ્યા હતા.

મહારાજ ભોજરાજના સરસ્વતીકંઠાભરણ પ્રાસાદના ભૂગર્ભમાં આ વિશાળ ખંડ આવી રહ્યો હતો. અદ્ભુત નકશીવાળા સેંકડો સ્તમ્ભોને આધારે એ ખંડ ઊભો હતો. ત્યાં વિદ્વાનો કાવ્યો કરતા. લહિયાઓ લખ્યા કરતા. ત્યાં આઠે પહોર વિદ્યાચર્ચા ચાલતી. કાવ્યદેવીના દરેક આભૂષણનું ત્યાં મૂલ્યાંકન મૂકાતું. ત્યાં ધર્મસંવાદો થતા. ત્યાં દેશવિદેશના વિદ્વાનોનો સત્કાર થતો. અનેક કૃતિઓ ત્યાં સરજાતી. અવંતીનાથે જાણે સ્વર્ગની મનોહારી રચનાને આંહીં સ્થિર કરી હોય એવી ચારુ સ્વપ્નસૃષ્ટિ ત્યાં ખડી હતીઃ સ્વર્ગંગાના અલૌકિક કમળોને ચૂંટતી અપ્સરાઓ ત્યાં ભિત્તિચિત્રોમાં એવું તો સલજ્જ મધુર મુંદર સ્મિત કરતી શોભી રહેતી કે, કવિકુલગુરુ વિના બીજાની બાની એમને વર્ણવી શકે નહિ. પોતાના રૂપમાં મસ્ત એવી તરુણ દર્પણ કન્યાઓ ત્યાં હતી. સ્તમ્ભાવલિમાં મૂકેલી શિલ્પાકૃતિઓ જો મનુષ્ય જોવા માંડે તો પાર ન પામેઃ ને જો ન જુએ, તો શાંતિ ન પામે. ત્યાં ધનુર્ધારી ધનુર્બાલાઓ હતી. અનંગદેવ હતો. નિત્ય યૌવના રતિ હતી. ઉમા મહેશ્વરના પ્રેમની અનેક પ્રતિમાઓ હતી. કાલના મહાસમુદ્રનું પણ પાન કરી ગઈ હોય તેવી કેટલીક શિલ્પકૃતિઓ તો ચિરંતન યૌવનને વરીને જાણે ત્યાંની નિત્યની અમર બની ગઈ હતી.

સ્તમ્ભ ઉપર અલૌકિક નૃત્યરેખાઓ દોરી રહેલી નર્તિકાઓ તો જીવનમાં જેવી એમને શિલ્પીએ મૂકી હતી, તેવી જ હજી ત્યાં હતી. જીવનની એક પળ પણ જાણે એમના ઉપર ગઈ ન હતી. અખંડ નૃત્યનો શ્રમ એમને જણાતો નહિ;

એમનું નૃત્ય અટકતું નહિ; ધીમું પડતું નહિ; વિસંવાદી બનતું નહિ. મૃદંગ બજવૈયાનો હાથ જે છટાથી જે અંતરે રહી ગયો હતો, એ જ અંતરે ને એ જ છટાથી એ ત્યાં ને ત્યાં રહેવાનો હતો. એ છટા જવાની ન હતી, અટકવાની ન હતી કે ઓછી થવાની ન હતી. સ્તમ્ભ ઉપર, છત ઉપર, કુંભી ઉપર, લાવણ્યખચિત *ખત્તિકાઓમાં માલવના મહાન શિલ્પી મન્થલે એવી એવી રૂપપ્રતિમાઓ મૂકી હતી કે માનવ એમની સામે ઊભો રહે—એમને એક ઘડીભર નીરખે—અને એનો મૃત્યુ અને વિનાશનો ભય ટળી જાય: એ નામની કોઈ ચીજ હોઈ શકે એ એની કલ્પનામાંથી પણ સરી જાય. એ પોતે સૃષ્ટિનાં અનાદિ તત્ત્વોમાંનો એક હોય તેમ અમૃતત્વનો વારસો અનુભવી રહે. આંહીં આ મનોસૃષ્ટિમાં—કોઈ વૃદ્ધ થાતું નહિ, કોઈ શ્રમિત બનતું નહિ, કોઈ હારી જતું નહિ, કોઈ બેસૂર લાગતું નહિ, કોઈ ક્ષુદ્ર જણાતું નહિ, કોઈ ભય પામતું નહિ, કોઈને કાલ સ્પર્શતો નહિ, કોઈને દિકનું બંધન નહિ, કોઈને મોક્ષની પણ તમન્ના નહિ, કેવળ પોતાના રસાનંદમાં પોતે મગ્ન હોય તેમ દરેક પોતાની અનોખી સૃષ્ટિના સર્જક, પાલક ને સ્વામી બની રહેતા. ત્યાં દૂર ખૂણામાં ભિત્તિચિત્રમાં ઊભેલો પેલો સંદેશવાહક—એને પોતાનો સંદેશો આપીને આંહીંથી નાસી જવાની લેશ પણ ઉતાવળ નથી. એક બાજુ બેઠેલી એ અનુપમ સુંદરીઓ કેશગુંફનમાં એટલી તલ્લીન છે કે સમયનો પ્રવાહ ભલે વહ્યા કરે—એમની અલકલટની અવર્ણનીય શોભા એવી ને એવી રહેવા માટે નિર્માણ થયેલી છે. એમની વિશ્રમ્ભકથા અવિરત ચાલ્યા જ કરવાની છે. એકના

* ગોખલો.

મોં ઉપર સ્વામીના નામોચ્ચારે આવી ગયેલું શરમભરેલું મધુર આંતરસ્મિત—એની લેશ પણ ચારુતા ઝાંખી થયા વિના—એમ ને એમ નિરંતર પ્રગટ થયા કરવાનું છે. આંહીં ખીલેલી આમ્રમંજરીને અકાલવર્ષાનો ભય નથી કે એની ઘટામાં બેસી પંચમસ્વરથી વાતાવરણને મધુર કરી દેતી કોકિલાને દર્દુરના શબ્દની ભીતિ નથી. પેલી ગોરજ સમયે ગામમાં પાછી વળતી ધેનુ—આખા દેશ ઉપર આવી રહેલી વિપત્તિની લેશ પણ આશંકા વિના—પોતાના વાછરુ ઉપરના નિઃસ્વાર્થ પ્રેમમાં પોતે મગ્ન છે. પેલો ગોપાલ કૃષ્ણ ત્યાં જે બંસી બજાવે છે, તેનું અખંડિત સંગીત કાલઝરણ પેઠે વહ્યાં જ કરવાનું છે. એ અટકવાનું નથી, થંભવાનું નથી, જૂનું થવાનું નથીઃ એ સંભળાતું નથી, વધારે મર્મગામી છે માટે; અને સંભળાતું નથી છતાં શ્રવણ પડ્યા વિના રહેવાનું નથી; કે સમજાયા વિના નિરર્થક જવાનું નથી.

પોતાના સુવર્ણકળશ જેવા સ્તનને આધારે રાખેલ મૃત્તિકાકુંભમાંથી એક અનુપમ લાવણ્યવતી, ત્યાં દ્વાર પર ઊભી અખંડિત જીવનનો રસસ્રોત વહેવરાવી રહી છેઃ જાણે એમ કહેતી હોય કે માનવ ભલે મૃત્તિકાનો રહ્યો, પણ એને એનો મળેલો રસાનંદ એ અખંડિત એનો છે; એ જ અમર છે; એ વારસો જ અભય છે; અજર છે. માનવ મૃત્તિકાનો છતાં એ મર્ત્ય નથી, નથી અને નથી.

આંહીં કોઈ માનવ પોતાને મર્ત્ય માની શકે જ નહિ, રસવિહીન અવસ્થાને જીવન ગણી શકે નહિ, કોઈને અરૂપ કલ્પી શકે નહિ; એટલું બધું આંહીં રૂપ ઢોળાયેલું હતું—અને ક્ષણિક મણાતા જીવનની અનેક પળોને એટલી બધી આંહીં

ચિરંતનતા પ્રાપ્ત થઈ હતી.

મહારાજ ભોજરાજ સ્તમ્ભાવલિમાં થઈ આગળ વધી રહ્યા. એની પાછળ ચિંતાભારે નમી ગયેલો એનો મંત્રીશ્વર રોહક હતો. હૈહયરાજનાં મંદિરનો ધ્વજ કાલે પ્રભાતે શુભ મુહૂર્તે ચડશે—એમાં આવવા માટેનું આમંત્રણ તો મહારાજને ક્યારનું મળી ગયું હતું. ધારેશ્વરનું મંદિર અપૂર્ણ હતું—ને હવે તો અપૂર્ણ જ રહેવાનું હતું. હૈહયરાજ કર્ણદેવ તો એક તરફથી મંદિરધ્વજરોપણમાં મહારાજને હાજર રહેવાનું આમંત્રણ મોકલાવી રહ્યો હતો, ત્યારે એ જ વખતે બીજી તરફથી પોતાના સૈન્યને માળવાના સ્થાનપુરુષોને ભેદી આગળ વધવાની આજ્ઞા પણ આપી ચૂક્યો હતો. જલપ્રવાહ પેઠે એનું સૈન્ય અવંતી ઉપર આવી રહ્યું હતું.

હૈહયરાજની સાથેસાથ કર્ણાટનો બીજો સંદેશો પણ આવ્યો હતો: અને એ સઘળા શોકસમાચાર ઉપર મહાવિપત્તિની છાયા જેવી પાટણપતિની સેના મ્હલદુર્ગ તરફથી અવંતી બાજુ આવી રહી હતી. માલવ રાજપુરુષો એ ત્રણે ધસારાને રોકવા પ્રયત્ન કરી રહ્યા હતા. મહારાજે આમંત્રેલ કનકસભામાં આવતા અનેક ભારતવિખ્યાત વિદ્વજ્જનો તો આ બધા સમાચારથી ક્ષુબ્ધ બની જે જ્યાં તે ત્યાં એમ થંભી ગયા હતા. આ સઘળા આઘાતોએ એમને વધારે અસ્વસ્થ બનાવી ચિત્તમાં અસ્થિર બનાવી દીધા હતા. મહામાત્ય રોહક સાથે એ એકલા અત્યારે સરસ્વતીકંઠાભરણપ્રાસાદના ભૂગર્ભમાં રચેલી મનોહર સ્વપ્નસૃષ્ટિ નીરખવા આવી ચડ્યા. એમનું ચિત્ત અત્યંત ક્ષોભ પામ્યું હતું. હૃદય અશાંત હતું. શરીર તાપથી વ્યાકુળ હતું.

'રોહક! તેં પેલું લખ્યું હતું તે યાદ છે?' મંત્રીએ એક વખત દાનની અતિશયતા ઉપર ટકોર કરી હતી. તે સંભારી ભોજરાજે મંત્રીશ્વરને અચાનક કહ્યું. મન્થલે રચેલી કેટલીક પ્રતિમાઓને રત્નવિહોણી જોતાં ભોજરાજ ત્યાં થંભી ગયાઃ 'યાદ છે, રોહક? તેં કહ્યું હતું કે વિપત્તિ માટે અર્થ જોઇએ —પણ

लम्बमाने यदादित्ये न दत्तं धनमर्थिनाम् ।
न हि जानामि तद्दिनं प्रातः कस्य भविष्यति ॥'

'હા, મહારાજ!' તેણે એટલો જ પ્રત્યુત્તર વાળ્યો. બન્ને તરફની સ્તમ્ભાવલિઓ વચ્ચે થઈ રાજા હજી આગળ વધ્યો. ઠેરઠેર સુગંધી તેલના દીપો પ્રકાશી રહ્યા હતા. નતમસ્તકે ઊભેલી કેટલીક શિલ્પનર્તિકાઓ પાસે મન્થલે કરાવેલી મુદ્રાઓ મહારાજ નિહાળી રહ્યા. સામેના ભિત્તિચિત્રમાં, અજંટાનો પેલો વિશ્વપ્રસિદ્ધ સર્વનાશનો સંદેશવાહક— પોતાના વેદનારહિત મુખ સાથે, પણ શોક વ્યક્ત કરતી હસ્તમુદ્રા સાથે, ઊભો હતોઃ એનો એક હાથ એણે અડબંગ જેવા લાંબા દંડાના ઉપર ટેકવ્યો હતોઃ કાંઇક વાંકો વળીને તે ઊભો હતોઃ બીજા હાથે, સર્વવિનાશ સૂચવતી, છૂટાં આંગળાંવાળી, જમીન તરફ ઢળતી પહોળી હથેળી રચી રહ્યો હતો. એનું મોં ઉલ્લાસવિનાનું, ઉત્સાહવિનાનું, શોકવિનાનું, કેવળ શૂન્ય હતું. માત્ર એની આંખમાં વિષાદનો સાગર ભર્યો હતો. મહારાજ ત્યાં ઊભા રહ્યાઃ થોડી વાર થંભી ગયા. રોહક એ સચિંત જોઈ રહ્યો. મહારાજને આગળ વધવાનું કહેવા એ જરાક આગળ આવ્યો. પણ ભોજરાજની દૃષ્ટિમાં એક પ્રકારની ઘેલછા જોઈ એ વાફજડ બની ગયો.

'રોહક ! આ તો 'સર્વનાશ' છેઃ તને ખબર છે રાજાનું વચન જાય ત્યારે સર્વનાશ થાય. કર્ણરાજને આપણે પ્રતિજ્ઞા આપી છે. મંદિર પૂરું નહિ થાય—તો નહિ થાય; પણ શું ભોજરાજની પ્રતિજ્ઞા જશે ? પ્રતિજ્ઞા જાય, રોહક ? '

'ના, પ્રભુ !'

'થયું ત્યારે,' રાજાના અવાજથી રોહક ચમકી ઉઠ્યો. એમાં ઘેલછાનો પાસ હતો. 'અવંતીનાથે રહી રહીને, જીવનની છેલ્લી ઘડીએ પોતાના પરાક્રમ ઉપર મીંડું મૂક્યું. એમ નાં ? બીજા રાજાનો વિજયધ્વજ અવંતીએ સ્વીકાર્યો—હા . . હા . . હા . . . પ્રતિજ્ઞા નહિ જાય તો પરાક્રમ જશે ! '

'પ્રભુ !'

'સાંભળ, સાંભળ,' ભોજરાજે એને બોલતો રોક્યો. 'અવંતીનાથની પ્રતિજ્ઞા પણ નહિ જાય, પરાક્રમ પણ નહિ જાય . . . પણ પ્રજ્ઞા . . પ્રજ્ઞા . . રોહક ! પ્રજ્ઞા જશે. બુદ્ધિ જશે. વચન નહિ જાય, વીરત્વ નહિ જાય, વિશુદ્ધિ જશે.'

'પ્રભુ ! કુમાર જયસિંહ મહારાજની આજ્ઞા લેવા કદાચ, બહાર ઊભા હશે—આપણે મંત્રણાગૃહમાં જઈએ, મહારાજ !'

'અરે ગાંડા ! મંત્રી ! હવે આંહીંથી તે ઉપર જવાનું હોય ? ख्याति यान्ति नरेश्वराः कविवरैः स्फारैर्न मेरीरवैः । એ ભૂલી ગયો ? સ્વર્ગંગાના પણ કલુષ જલને સ્પર્શ ન કરનારા રાજહંસ જેવા કવિકુલગણના સંસર્ગમાંથી હવે—હવે કાંઈ મારે ઉપર જવાનું હોય, રોહક !

विना न साहित्यविदापरत्र
गुणः कथंचित् प्रथते कवीनाम् ।
आलम्बते तत्क्षणमम्भसीव
विस्तारमन्यत्र न तैलबिन्दुः ॥

કવિકુલગણને મૂકીને હવે ક્યાં જવાનું હોય?'

મહાઅમાત્ય વિચારમાં પડી ગયો. ભોજરાજને આવી અવસ્થામાં કાંઈક વિનોદ મળે એટલા માટે રાજાની વાત માન્ય રાખી એની સાથે એ આંહીં આવ્યો, પણ આંહીંના વાતાવરણે તો રાજાને કવિત્વભરી ઘેલછામાં મૂકી દીધો. પોતાની આસપાસ અનેક વિદ્વાનો, કવિઓ, વારાંગનાઓ, નર્તિકાઓ, શિલ્પીઓ એ સૌને જાણે જોતો હોય તેમ રાજા ઘેલાની માફક ફરી રહ્યો હતો. અંતરમાં રમી રહેલી છેલ્લી કનકસભાને જાણે નિહાળતો હોય એવું રોહકને લાગવા માંડ્યું. તેણે દ્વારપાલિકાને બોલાવવા તાલી પાડી. રાજાએ તેને આવતી જોઈ. 'રોહક! એને કહે—મને પાણી આપે; અથવા ઊભો રહે એવી અરસિકતાથી માગતો નહિ—!' ભોજરાજે કહ્યું. દ્વારપાલિકા પાસે આવતાં તે નમીને ઊભી રહી. 'દ્વારપાલિકા! મહારાજને પાણી..' રોહક બોલવા જતો હતો, પણ રાજાએ તેને અટકાવ્યો. 'એમ નહિ, એમ નહિ, રોહક! જલ જેવો પદાર્થ અવંતીમાં એમ મગાય? દ્વારપાલિકે!

स्वच्छं सज्जनचित्तवत् लघुतरं दीनार्त्तिवत् शीतलं
पुत्रालिंगनवत् तथा च मधुरं बालस्य संज्जल्पवत् ।
एलोशीरलवङ्गचन्दनलसत् कर्पूरकस्तूरिका-
जातीपाटलकेतकीसुरभितं पानीयमानीयताम् ।' *

---

* પાણી લાવો એટલું કહેલું છે. તે છેલ્લા પદમાં છે. બીજાં સર્વ પદો પાણીનાં વિશેષણ છે. સજ્જનના ચિત્ત જેવું સ્વચ્છ, દીનના વચન જેવું લઘુ, પુત્રાલિંગન જેવું શીતળ, બાળકની તોતડી બોલી જેવું મધુર, અને ચન્દન, એલચી, લવંગ, કપૂર, કેતકી વગેરેથી સુગંધી એવું. એ ભાવાર્થ. રત્નમંદિરગણિનો ભોજપ્રબંધ.

રોહક તો રાજાની વાણી સાંભળી રહ્યો. અવંતીમાં એક પ્રકારની જે વિશિષ્ટ સંસ્કારિતા મહારાજ ભોજરાજે પ્રેરી હતી—અને જે સંસ્કારિતા વડે, પદાર્થ નહિ પણ પદાર્થના અંતર સાથે જાણે માનવનાં અંતર એકમેળમાં હોય તેમ પદેપદે સંવાદી નૃત્ય કરી રહ્યાં હતાં—એ સંસ્કારિતાની ઊંડી સ્વપ્નસૃષ્ટિમાં જાણે ભોજરાજ પાછા લીન થતા હતા. એમાંથી કદાચ એ હવે ન પણ જાગે—મહામાત્ય હરેક ક્ષણે પોતાના પુરોગામી રુદ્રાદિત્યનું સ્મરણ કરી રહ્યો. એ મહાન પુરુષ હતો કે એણે રાજા મુંજનું પતન જોવા કરતાં ભગવાન મહાકાલેશ્વરને ચરણે પોતાની જાત અર્પી દીધી. આજે પોતે અવંતીનું—અવંતીનાથનું પતન જોઈ રહ્યો હતો, ધારાધ્વંસના ભણકારા વાગી રહ્યા હતા, દુશ્મનો આવતા હતા, કોઈ કોઈને રોકી શકવા સમર્થ ન હતા—અને પોતે આંહીં એકલો અનાથ જેવો ઊભો હતો! ભોજરાજ આગળ વધ્યા અને એ પાછળ ઘસડાયો.

'મહારાજ!' તે હાથ જોડીને બોલ્યો.

'મને ખબર છે, રોહક! મને ખબર છે. આપણું દ્રવ્ય ચાલ્યા ગયાનો તને શોક છે. પણ,

* दानोपभोगवन्ध्या या सुहृद्भिर्या न भुज्यते।
पुंसां हि यदि सा लक्ष्मीरलक्ष्मीः कतमा भवेत्॥

અને તું ભૂલી ગયો? ભારતભરના વિદ્વાનો ક્યાંક્યાંથી આવીને અવંતીમાં વસ્યા છે? आगच्छन् काङ्क्ष्यते लोकैर्वारिदो न च वारिधिः સમુદ્ર જલનિધિ છે—પણ જલદ તો પેલું નાનકડું વાદળું છે! મેઘાગમનનો ઉત્સવ થાય છે, સામુદ્ર-

* દાનઉપભોગ ન થાય એ લક્ષ્મી જો લક્ષ્મી ગણાય, તો પછી અલક્ષ્મી કોને કહેવી?

તરંગનો ક્યાંય ઉત્સવ નથી. અને જો તો ખરો, આ કોણ કોણ કવિવરો આંહીં ઊભા છે? હલાયુધ છે, ગોપાલ છે, ધનદ છે, સરસ્વતી છે, પંડિત ઉવટ છે, વિદ્યાપતિ ભાસ્કર છે, ધનપાલ છે, તિલકમંજરી છે, અવંતીસુંદરી છે, ગોવિંદભટ્ટ છે, ગોપાલ છે, સુભદ્રા છે, વિજયા છે, સીતા છે, ધનપતિ છે—અરે પેલા કાશ્મીરના પંડિતરાજ બિલ્હણને મેં બોલાવેલ છે એ પણ આવી રહેલ છે—આંહીં કોણ નથી, રોહક! કે તું મને ઉપર જવાનું કહે છે? ત્યાં તું જો—કવિ કાલિદાસે વર્ણવેલી અલકાનગરીની સ્વર્ગગાની સોનેરી રેતીમાં આછી ચાંદનીનો રજતમંડપ બાંધીને અપ્સરાવૃંદ અવંતીના કવિજનોને સત્કારવા માટે સમૂહનૃત્ય કરી રહ્યું છે. એમાં તિલોત્તમા છે, રાધા છે, રાધિકા છે, રંભા છે, મેનકા છે. અરે, જો તો, કર્ણાટની પેલી મનોજ્ઞા પણ છે. એ તો આંહીં પણ અવંતી માટે કાંઈક આહ્‌વાન લાવી છે: સાંભળ્યું તેં? નહિ? આ સ્પષ્ટ સંભળાય—

मातङ्ग ! मुञ्च मृगराजरणाभिलाषम् ।'

અત્યંત ચિંતાતુર બનીને મહામાત્ય રાજાની વાણી સાંભળી રહ્યો. અનેક પ્રકારની રાજાના અંતરની મનોરમ કલ્પનાઓ જાગી ઊઠી હતી. એને ધીમે પગલે પાછો રાજમહેલમાં લઈ જવા માટે રોહક તેની પાસે ગયો. 'મહારાજ! કુમાર જયસિંહ કર્ણાટના આહ્‌વાનનો પ્રત્યુત્તર . . .'

'અરે! મંત્રી—જો જો—ભાસ્કરભટ્ટે પ્રત્યુત્તર વાળ્યો:
काकिण्यपि न सिंहस्य मूल्यं कोटिस्तु दन्तिनः ।'
અવંતી ઉપર કોઈ વિજય મેળવે—ધાર કે કોઈ મેળવે—પણ અવંતીનાથ ઉપર કોણ વિજય મેળવી શકશે?'

રોહકે હાથ જોડીને માથું નમાવ્યું. તેની આંખમાં આંસુ આવી ગયાં હતાં.

ભોજરાજ હસી પડ્યો: એના હાસ્યના અમાનુષી અવાજે રોહક ચમકી ઊઠ્યો.

'મંત્રી ! ડાહ્યા મંત્રી ! અવંતીનાથનો વિજય ડાહી બુદ્ધિ ઉપર નહિ, ઘેલી કવિતા ઉપર જ નિર્ભર છે! એવો ઘેલો દુનિયામાં હવે કોણ થાશે કે જેના ઉપર કોઈ આધાર રાખતું નથી, એવી ઘેલી કવિતાની ઘેલી સૃષ્ટિ ઉપર, આધાર રાખશે ? એ કોઇ જ નહિ કરે—કોઈ જ નહિ કરે—માટે અવંતીનાથનો વિજય અદ્વિતીય હશે—અને એ પણ અદ્વિતીય રહેશે. ઉજ્જયિનીમાં એક વીર વિક્રમ. બીજો રાજા ભોજ. ત્રીજો . . ત્રીજો . . ત્રીજો . . .'

'ત્રીજો, મહારાજ ! કોઈ નહિ !'

'હાં, એ કોણે કહ્યું ?'

'પ્રભુ ! હું—હું રોહક છું; ચાલો—આપણે ઉપર ઉપર જઈએ—પ્રાસાદમાં કનકસભા . . .'

'આ હા ! મંત્રીશ્વર! આપણી કનકસભા—એ રહી ગઈ તે રહી ગઈ.' ભોજના અંતઃકરણમાં અત્યંત વેદના થતી હોય તેમ લાગ્યું: રોહકે તેને હાથનો ટેકો આપીને જરાક ઊભો તો રાખ્યો, પણ રાજા એકદમ નીચે પટકાઈ પડ્યો.

એકદમ દ્વારપાલિકાઓ ત્યાં દોડી આવી. મંત્રીશ્વર બહાર દોડ્યો. બહાર જતા જે હાથમાં પહેલો આવ્યો તેને કહી નાખ્યું: 'અલ્યા કોણ છો તું—એ છોકરા ! દોડ દોડ, કુમાર જયસિંહને બોલાવી લાવ. કહી આવ, જા કે, મહારાજ અચેતન બન્યા છે !'

પોતાની અભિનયપાઠશાળામાંથી પાછો ફરતો સાંતુ ત્યાં ઊભો હતો. તે આ સમાચાર આપવા રાજમહેલમાં દોડ્યો. પ્રતિહારે તેને ટોક્યો. પણ એટલામાં અત્યંત વ્યગ્રચિત્તે સેનાનાયક કોટપાલને કાંઈક સંબોધતા કુમારને તેણે જોયા. 'મહારાજ! ત્યાં ભૂગર્ભપ્રાસાદમાં મહામાત્ય રાહ જુએ છે!'

'કોની? મારી?' જયસિંહે ઉતાવળે પૂછ્યું.

'પ્રભુ! ત્યાં મહારાજ અચેતન પડ્યા છે!'

'હેં!—પણ અલ્યા! તું તું? કોણ છો?'

'મારે પાછું મંત્રીરાજને મળવું છે, મહારાજ! આપ એકદમ પધારો!' સાંતૂ તો સમાચાર આપીને એકદમ પાછો દોડી ગયો. કુમાર જયસિંહ મહારાજ પાસે જવા દોડ્યો.

મહારાજ ભોજરાજ નિશ્ચેતન જેવા બની ગયા હતા.

સવારે ધારાનગરીમાં ડિંડિમિકાનો ઘોષ થતો હતો: 'મહારાજ ગજસૈન્ય લઈને કર્ણાટ જવા ઉજ્જયિની સિધાવ્યા છે—માટે દરેક ગજસેનાનીને સિપ્રા નદીના દ્વીપમાં હાજર થઈ જવાની આજ્ઞા કરતા ગયા છે—સાદ સાંભળજો!'

દામોદરે સાદ સાંભળ્યો. તેને કાંઈક શંકા થઈ. એટલામાં તો સાંતૂ દોડતો આવ્યો. આવીને કેટલીય વાર સુધી દામોદરના કાનમાં એ વાત કરતો રહ્યો.

જ્યારે એ ગયો ત્યારે દામોદર એને જતો જોઈ રહ્યો હતો: એના ચહેરા ઉપર આ તરુણની બુદ્ધિમત્તા માટે પ્રશંસા પથરાઈ હતી. તે મનમાં બોલી રહ્યો: 'પાટણ નગરી તરુણ તો એક કરતાં એક ચડિયાતા આપ્યે જાય છે: આ છોકરો વહેલેમોડે અમારો ભાર ઉઠાવી લેશે! આવા થોડાક વધારે તરુણો મળી જાય!'

## ૩૧. કુમાર જયસિંહ

**મહારાજ** અભાન થયા એટલે જયસિંહ તે રાતે દામોદરને મળવા ગયો. કુમાર જયસિંહને અત્યારે આવેલ જોઈને દામોદર ઘા ખાઈ ગયો. ધારાનગરી કર્ણદેવના આવવાના સમાચારે ઉપરતળે થઈ રહી હતી, તેવે વખતે રાજભવન, કોટ, સૈન્ય એવાં એવાં તાત્કાલિક ધ્યાન ખેંચે તેવાં સ્થાન મૂકીને, માળવાનો ભાવિ નરપતિ એકલો અને તે પણ તદ્દન અપરિચિત અવસ્થામાં એક પરરાષ્ટ્રીય સાંધિવિગ્રહિકને ઘેર ચાલ્યો આવે, એમાં દામોદરને માળવા કરતાં પાટણના અશુભનું વધારે સ્પષ્ટ ચિહ્ન દેખાયું. જો તે પાટણની મદદ માગવા માટે આવ્યો હોય, તો પોતાની સ્થિતિ કફોડી બનતી હતી. જો એના ઉપર શંકા કરીને એને કાઢી મૂકવા માટે એ આવ્યો હોય, તોપણ સ્થિતિ વધારે કફોડી બનતી હતી. કર્ણદેવની સ્પષ્ટ હિલચાલનો ખ્યાલ મેળવાયો હતો; પણ મહારાજ ભીમદેવ છલદુર્ગથી વધારે આગળ વધ્યા હોય અને અવંતી ને હૈહય કે અવંતી ને કર્ણાટ જો છેક છેલ્લી ઘડીએ સંધિ કરી લે તો મહારાજ ભીમદેવની સ્થિતિ કફોડી થઈ જાય. એટલે એ વાત ઉપર દૃષ્ટિ રાખવા માટે

એને ધારામાં રહેવાની જરૂર હતી. વળી મહારાજ ભોજરાજ બહુ જ માંદા હતા એ સમાચાર તો સાંતૂએ આપી દીધા હતા. એટલે એ મહાન ગજસૈન્ય લઈ કર્ણાટ સામે થવા ઉજ્જયિની તરફ ગયા છે એ ડિંડિમિકાઘોષ વધારે અશુભસૂચક હતો, એની દામોદરને ખાતરી થઈ ગઈ. પણ એ માંદગી ખરેખર ગંભીર હોય, અને એમાં જો કર્ણદેવ આવે કે ધારા પડે કે સોમેશ્વર આહવમલ્લ આવી ચડે, તો પોતાનું વિજયસ્થાન જાળવવા ને યુદ્ધનો લાભ મેળવવા માટે પણ પાટણનો કોઈ ને કોઈ રાજપુરુષ ધારામાં હોય એ આવશ્યક હતું. દામોદરે કુમાર જયસિંહને આવકાર આપ્યો. પણ એક ક્ષણમાં એણે જોઈ લીધું કે કુમાર વ્યગ્ર હતો, ચિંતાતુર હતો, અને વધુમાં કાંઈક ઉતાવળમાં હતો. કર્ણદેવ સાતપુડાની પડખે પડખે આવી રહ્યો છે એવા અર્જુનભટ્ટે આપેલા સમાચાર એ ત્રણ દિવસ પહેલાનાં હતા. એટલે હવે એણે નર્મદાકિનારા ઉપર છાવણી કરી હોય તો ધારાનગરી તાત્કાલિક ભયમાં મુકાઈ જતી હતી. દામોદર વસ્તુસ્થિતિ જાણવા આતુર હતો. તે કુમારને પ્રણમી ઊભો રહ્યો.

'મહારાજ! પ્રભુ! મને કાંઇ અત્યારે સંભાર્યો? મારા જેવું કાંઈ કામકાજ?'

'કર્ણદેવ આવે છે—આવી રહ્યો છે, મહેતા! આજે કે કાલે આંહીંથી સૈન્ય ઊપડે છે. ભીલસા તરફથી આવતા સેનાપતિ વાપુલ્લક સામે ગજસૈન્ય લઈ મહારાજ પોતે ઉજ્જૈનથી ધસશે. કર્ણદેવ સામે હું પોતે જાઉં છું. હૈહયો પશ્ચિમ ને દક્ષિણ બાજુથી આવી રહ્યા છે.'

'આ બાજુથી મહારાજ પણ આવી રહ્યા છે!'

દામોદરે કહ્યું.

'કોણ ભીમદેવ મહારાજ ?'

'હા, પ્રભુ !'

'કેટલેક આવ્યા છે ?'

દામોદરે જયસિંહના ચહેરા ઉપર શંકા ને અસ્વસ્થતા જોયાં. ભીમદેવ મહારાજ બહુ પાસે છે એ વાત એને રુચે તેવી ન હતી. તેણે ફેરવી તોળ્યું.

'એમ તો મહારાજને આવવાનું છેક કચ્છમંડલથી—પાટણ વચ્ચે આવે—એટલે વાર તો થાશે જ. પણ કર્ણદેવ ધારાનગરીનાં દ્વાર જુએ તે પહેલાં મહારાજ ચોક્કસ આવી ગયા હશે; કદાચ હૈહયોને દક્ષિણમાં જ રોકી દેશે.'

'દામોદર !' અચાનક જયસિંહનો કરડો અવાજ સંભળાયો. દામોદર એ માટે તૈયાર હતો. એટલામાં તેણે પાસેના ખંડમાં પણ કાંઈક અવાજ થતો સાંભળ્યો. કેટલાક સૈનિકો આવ્યા હોય એવું એને લાગ્યું. પોતાની સ્થિતિ વિષે એક ક્ષણ એ વિચારમાં પડી ગયો. પોતે એકલો હતો, અશસ્ત્ર હતો, અરિના પાટનગરમાં હતો, અને અરિ ગભરાયેલો ને અસ્વસ્થ હતો—દામોદરના મનમાં ઝડપથી વિચાર આવીને ચાલ્યો ગયો. તેણે પાછી શાંત મુદ્રા ને સ્વસ્થતા ધારી લીધાં.

'દામોદર ! મહેતા ! કુલચંદ્રનો ઘાત તમે કરાવ્યો એટલે સંધિમાં તમે દૂષણ તો ઉત્પન્ન કર્યું છે. ખરી રીતે તમારે આ ક્ષણે જ ધારાનગરી તજી દેવી જોઈએ !' જયસિંહના અવાજમાં આજ્ઞા, અસ્વસ્થતા ને અવિનય ત્રણે હતાં.

'મહારાજનો—ભોજરાજનો—આદેશ હોય—' દામોદરના અવાજમાં રહેલી શાંતિ અદ્ભુત હતી.

'હોય નહિ; છે. તમારે ધારાનગરી તજવાની છે. તમે વધુ વખત આંહીં રહો—એવું કોઈ ઇચ્છતું નથી !' જયસિંહે વધારે ઉગ્રતાથી કહ્યું.

'હું તો તૈયાર છું, પ્રભુ ! આંહીં રહેવાનો મને મોહ નથી. પણ જે નગરીએ મને દિવસો સુધી આશ્રય આપ્યો એને અત્યારે ભય વખતે હું તજું એમાં મારું ભૂષણ નથી: પણ મહારાજની આજ્ઞા હોય તો હું અત્યારે ના પાડી શકતો નથી. બાકી, કુલચંદ્રનો ઘાત મેં કરાવ્યો એ વાતમાં કાંઇ માલ નથી. હું કોઇને એકલો મારતો નથી, અસ્થાને સંહારતો નથી, કે શસ્ત્રથી હણુતો નથી !'

'પણ કુલચંદ્રને તમે રોકાવ્યા એટલું તો સાચું ના ?'

'કોણ કહે છે, પ્રભુ ! કે મેં એને રોકાવ્યા ? ને ધારો કે મેં રોકાવ્યા હોય તોપણ—જ્યારે હૈહયરાજ કર્ણદેવ ધારાનગરીને દરવાજે ટકોરા મારી રહ્યો છે, ત્યારે કાંઈ આ ચર્ચાનો વિષય હોય ? મહારાજ ભોજરાજ કાં અસ્વસ્થ હોય ને કાં કર્ણાટ સામે ગયા હોય— બાકી, ધારાનગરીમાં મહારાજ હોય ને આવી વાતમાં અત્યારે પોતે સમય ગાળે કે કોઇને ગાળવા દે એ તો બને નહિ ! પ્રભુ ! તમે કહો ન કહો—પણ મહારાજ ભોજરાજની અસર લુપ્ત થઈ છે, નહિતર આમ હોય નહિ !'

'મહારાજની અસર લુપ્ત થઈ છે કે શું છે એ જાણવાનું તમારું કામ નથી. તમે પાટણના સાંધિવિગ્રહિક છો. પાટણ અવંતી સાથે અત્યારે સંધિમાં છે. એટલે એણે સ્પષ્ટ રીતે કાં તો ચેદિરાજને કહેવરાવવું જોઇએ કે પાટણને અવંતી એક છે: તમે આવો તો ભલે—પણ અમે અવંતી સાથે

છીએ. અથવા તો તમારે અવંતી તજવું જોઈએ. બોલો, તમે અત્યારે અવંતી તજવા માગો છો કે અવંતીમાં રહેવા માગો છો? મને વધારે ચર્ચાનો વખત નથી. એક જ ઉત્તર વાળો. હા કે ના?'

'મહારાજકુમાર . . .!'

'દામોદર! મહેતા! મારે એક જ જવાબ જોઈએ છીએ: હા કે ના?' દામોદરે હાથ જોડ્યા ને માથું ધુણાવ્યું. જયસિંહે ફરી એ જ પ્રશ્ન કર્યો: 'હા કે ના?'

દામોદરે ફરી માથું ધુણાવ્યું: જેનો અર્થ 'ના' હતો, અને છતાં એ મોટેથી બોલ્યો: 'હા.'

'શું હા? શાની હા કહો છો? અવંતીમાં રહેવાની કે અવંતી તજવાની?'

'મહારાજકુમાર! અમે અવંતી તજવાના નથી.'

'ત્યારે હૈહયરાજ—કર્ણદેવને દૂત મોકલો—' જયદેવે બે હાથે તાળી પાડી. પાસેના ખંડમાંથી એક સૈનિક આવ્યો.

'મહેતા હમણાં સંદેશો આપે છે, નાયક! તે લઈને તમારે કર્ણદેવને પહોંચાડવાનો છે. ઝડપી સાંઢણી ઉપર અત્યારે જ ઊપડો. દામોદર મહેતા! લખો કર્ણદેવને—સ્પષ્ટ શબ્દોમાં લખો—કે પાટણ અને અવંતી એક છે. યુદ્ધ કરવા આવો છો તો ભલે આવો, પણ પાટણ તમારી સામે છે એમ સમજીને આવવું હોય તો આ મરણમાર્ગે ધસ્યા આવજો!'

દામોદરે કાંઈક વિચાર કર્યો. હાથમાં એક ભુર્જપત્ર લીધું. થોડી વાર પછી તેણે ગાથા લખી. જયસિંહના હાથમાં તે પત્ર આવ્યો. જયસિંહ તે વાંચીને પ્રસન્નતા અનુભવી રહ્યો. દામોદર હરક્ષણે એના તરફ જોઈ રહ્યો હતો. જયસિંહે ગાથા

દૂતના હાથમાં આપી—અને તે દામોદર તરફ ફર્યો.

'મહેતા! તમારી મૈત્રી વિષેની અમારી શંકા તો નિર્મૂલ બની ગઈ. પણ હજી એક વસ્તુ છે. એ જ પ્રમાણે તમે મહારાજ ભીમદેવને પણ સંદેશો મોકલો.'

'હા, મોકલું, પ્રભુ ! એમાં શું ? શું સંદેશો મોકલું ?' દામોદર વિનયથી બોલ્યો. અને તે શો સંદેશો મોકલવો તેનો વિચાર કરી રહ્યો.

'તમે ક્યાં કવિ નથી તે સંદેશો મારી પાસે માગો છો ?'

દામોદર એક ક્ષણ વિચાર કરી રહ્યો: 'એક ગાથા હૈયે ચડે છે, પ્રભુ ! આવી છે. મુંજ મહારાજના સમયથી જે કવિ-ગણે કહ્યું છે તે આજે હું—પાટણનો સામાન્ય કવિ—કહું છું. 'અવંતી તો ભારતવર્ષનું કવિતાસરોવર છે. અગ્નિદળ ધસતું આવે છે: માટે હે જલદ મિત્ર ! આવવું હોય તો આ સમય છે. સમય વીત્યે પછી તું આવે તોપણ શું ને ન આવે તો-પણ શું ? અગ્નિથી નાસી ગયેલા રાજહંસો વિનાના શૂન્ય સરો-વરનો કિનારો જોયો તોપણ શું ને ન જોયો તોપણ શું ?'

'બહુ સરસ છે, મહેતા ! એ મોકલો.'

'મહારાજ ભીમદેવ આવે છે એ સમાચારે ચેદિરાજ ક્ષોભ તો પામશે જ—પણ આવવાનો આ જ સમય છે—પછી હૈહયરાજ ક્ષોભ ન પણ પામે. માટે આ પ્રમાણે આજે જ મોકલીએ.'

'કોણ જાશે ?'

'કોણ શું ? ભેરુમલ્લ—નહિતર અમારો આયુષ. અરે આયુષ !' દામોદરે મોટેથી આયુષને બોલાવ્યો.

જવાબમાં આયુષ હાજર થયો.

આયુષ સાથે ભેરુમલ્લને મોકલી—બન્નેને રવાના કરી, જયસિંહ કાંઈક સ્વસ્થચિત્તે પાછો વળ્યો.

એનો વાંસો ફર્યો અને તરત જ દામોદરે સાંતૂને બોલાવ્યો: ‘ સાંતૂ ! તેં કહ્યું ’તું તારો એક પોપટ છે પાળેલો —એને પગે ચિઠ્ઠી બાંધીએ તે સોલંકી છાવણી શોધી કાઢશે ? ’

‘ હા, પ્રભુ ! એ તો મારો અજમાવેલો છે. ’

‘ ભૂલ ન કરે ? ’ ‘ અરે ! એની તે ભૂલ થાય ? કદાપિ ન થાય ! ’

દામોદરે ત્વરાથી એક ગાથા ઘડી.* નીચે લખ્યું: ‘ પશુ ખોટું પણ પક્ષી સાચું ! ’

×શુકને સોલંકી છાવણીમાં પહોંચવા ઉડાડી મૂક્યો. ઘલદુર્ગ રસ્તે સાંઢણી ને શુક વચ્ચે સ્પર્ધા ચાલી રહી.

---

* અમ્બયફલં સુપક્કં વિણ્ટં સિઢિલં સમુબ્ભડો પવણો।
સાહા મહલ્લસીલા ન યાણિમો કજ્જ પરિણામો.

× श्री भीमेन श्रीकर्णस्य शुकचरणेन कृत्वा लेखः प्रस्थापितः ।

अंबयफलं વગેરે. એ ઉપરથી સૂચિત.

## ૩૭. મહારાજને મળેલી ગાથા

દૈલદુર્ગ પાસેની સોલંકી સૈન્યની છાવણીમાં જબરો કોલાહલ થઇ રહ્યો હતો: સૈનિકો આમતેમ દોડતા હતા. કોઈની શોધ ચાલતી હતી. મહારાજ ભીમદેવ બાલુકરાયને કહી રહ્યા હતા: 'બાલુકરાય! પણ એ જાય ક્યાં? મેં તો અમસ્તો સહજ વિનોદ કર્યો હતો કે તમને મા જગદંબાનો વારસો મળ્યો છે—તમે કહો છો કે તમને મળ્યો છે. ત્યારે મકવાણાજી! જાણી લાવોને, આ હૈહયરાજ સંદેશો મોકલે છે કે ભોજરાજ મરણ પામ્યા લાગે છે—તમે સૈન્ય લઇને ધારા ઉપર ધસો—અમે પણ આવીએ છીએ. મોડું થશે તો કર્ણાટવાળા ઘૂસી જશે—એ સંદેશો કેટલો સાચો છે? દામોદરના તો હજી બીજા કાંઈ સમાચાર જ નથી. કાર્તિકસ્વામીએ આપ્યા એટલા જ. ને કાર્તિક તો પાછો ચંદ્રાવતી થઇ ત્યાં જશે—એટલે હમણાં સમાચાર આવે પણ શાના? મેં તો અમસ્તો વિનોદ કર્યો હતો ત્યાં તો એ જુવાન ખરેખર ચાલી નીકળ્યો—ક્યાં ગયો, ક્યારે ગયો,—એ કોઇને માલૂમ નથી. એણે કોઇને કાંઈ કહ્યું પણ નથી. બાલુકરાયજી! એની તપાસ કરો—એ તો મકવાણાજીનું બાળક છે. મરણને એના બાપે

ધોળા પીધું હતું. આ એનો છોકરો એક હજાર મરણને એકી-સાથે ધોળા પીએ એવો છે. માંડ ચૌદપંદરનો છે, પણ ભલભલા રણયોદ્ધા એનો સીનો જોઈને હેબત ખાઈ જાય છે. પણ ગમે તેમ એ તો હજી ખીલાને જોરે કૂદતું વાછરડું—આંહીં ક્યાંક આઘેરી છાતી કાઢી બેસશે તો આપણા ધોળામાં ધૂળ પડી જાશે. આંહીં પાછો—આ અવંતી ને વાગડના પરમારો ને ચંદ્રાવતીના સામાડાનો ત્રિભેટાનો મુલક રહ્યો—કોઈ કોઈને ઓળખે નહિ એવો—એમાં મકવાણાજીનું બાળક ખોવાશે તો મારે પાટણના દરવાજા આઘેરા થઈ પડશે. તમે પોતે જાઓ—એ જાય ક્યાં? કાલ રાતનો ગયો છે—ને આજની આ સાંજ થવા આવી પણ હજી આવ્યો નહિ. જાય ક્યાં? ઉજ્જેનની ચોસઠ જોગણીની વાત સાંભળી છે, ત્યારથી એને ક્યાંય નિરાંત નથી. તે ઉજ્જેન ભારા ઊપડ્યો કે શું?'

'મહારાજ! અવંતી જતો રસ્તે રસ્તો ને ઘાટેઘાટ એવી તો સખત ચોકી પહેરો છે કે આંહીંથી કોઈ ત્યાં સંચરી શકે તેમ નથી. ત્યાંથી કોઈ આંહીં આવતું નથી. મહેતાનું માણસ—પણ ક્યાંથી આવે? આ કાર્તિક પહેલાં નીકળી ગયો એટલે. હવે તો ચકલું ય ફરકે તેમ નથી!'

'તો તો તમે ઠેકાણે ઠેકાણું જોઈ વળો!'

બાલુકરાયે જવાની તૈયારી કરી. તે બહાર નીકળવા જાય છે, એટલામાં સિંહનાદ દોડતો આવ્યો.

'મહારાજ!' સિંહનાદ હાંફી રહ્યો હતો.

'શું છે, સિંહનાદ?—શું છે? મકવાણાજી આવ્યા?'

'મહારાજ! મકવાણાજી ત્યાં છે—ત્યાં—' સિંહનાદ બોલતાં ધ્રૂજી ઊઠ્યો. જાણે એ પોતે કોઈ ભયંકર દૃશ્ય જોઈને

છળી ગયો હોય તેમ એનું મોં ફાટ્યું રહ્યું. મોંમાંથી શબ્દ નીકળતો ન હતો.

'ક્યાં છે, સિંહનાદ? બોલતો કેમ નથી?'

'મહારાજ! ત્યાં—શ્મશાનમાં—મસાણમાં!'

'હેં!' મહારાજ ભીમદેવનો અવાજ ફાટી ગયો. અમંગળની શંકાથી એ થરથરી ગયા. એના મોં ઉપરથી હોંશકોશ ઊડી ગયા: 'શું કહે છે? શ્મશાનમાં—કોણ—કોણે આ કામો—'

'મહારાજ!' બાલુકરાય હાથ જોડીને બોલ્યો: 'મકવાણોજી શ્મશાનમાં બેઠા—મા ચામુંડાદેવીને આરાધી રહ્યા છે—એમ સિંહનાદ કહે છે!'

'હાં . . હાં . . બરાબર—' મહારાજનો અવાજ હજી શંકાથી ધ્રૂજતો હતો, 'ગમે તેમ પણ કેસરનો છોકરો કે? ત્યાં શ્મશાનમાં બેઠો છે કેમ? તેં પોતે જોયો?'

'હા, મહારાજ! હું જોઇને આવું છું ને—મા ચામુંડાની આરાધના માંડી છે, છાતી ઠોકીને કે' છે, જવાબ લીધે જ રહું!'

'અરે, પણ આ છોકરો, બાલુકરાય! આ—હરપાળ એના બાપના કરતાં ચાર ચંદરવા ચડે એવો છે.'

'તે હોય નહિ, બાપ?' શ્રીકંઠ બારોટનો છોકરો શાર્દૂલ સૈન્યમાં સાથે હતો તે અત્યારે આવી ચડ્યો એ પ્રત્યુત્તર આપી રહ્યો હતો: 'હોય નહિ? એનું મથાળ કોણ છે ઈ સંભારો. મકવાણોજી મૃત્યુને ભેટ્યા એની કથાવાર્ત્તા તો રજપૂત બેટો જ્યાંજ્યાં સાંભળશે ને જ્યારે જ્યારે સાંભળશે, ત્યારે મસાણમાંથી મૂછે તા દેતો પાછો બેઠો થઈ જાશે,

બાપ ! એમ તો, જેને હર કહેતાં ભગવાન શંકરનું પાલન છે—તે આ હરપાળ, ઈ તો 'સિંધણુ બચ્ચું એક, એકે હજારાં !' મકવાણાજીએ મરતાં મરતાં મહારાજને જે કહ્યું ઈ તો સંભારીએ છીએ, ને આ ઇડરિયાની ડુંગરમાળા ડોલતી લાગે છે ! મકવાણોજી મહારાજને કહે—બાલુકરાયજી ! સાંભળવા જેવી વાત છે—મકવાણોજી મરતાં મરતાં મહારાજને કહે, " મને બાળતા નહિ, મહારાજ ! મને સાચવજો. મારી ક્યાંક સાચવણ કરજો. જે વખતે આ કચ્છની રણભૂમિમાં પાછો વીરભદ્રી સિંધુડો ઊપડે તે વખતે મહારાજ ! મારે બેઠા થઈને હજી રણમાં ખાબકવાની તૃષ્ણા રહી ગઈ છે." વીરને, મારા બાપ ! વીરને, કોઈ દી રણખેતરનો ધરવ નહિ, તે આનું નામ. આ માલ્હકાંગલા તમારાં અહિંશાયા ઈ બચારાં, શું ઈ બચારાં—?' શાર્દૂલનો અવાજ ગાજી રહ્યો. એક ઘડીમાં તો એણે મકવાણાજીને જાણે પ્રત્યક્ષ કરી દીધાઃ 'આ ઈ મથાળ બાપ ! ઈ મથાળ. ને રા'ની કુંવરી. ને જુગદંબા જેવી મા ચામુંડા હાજરાહજૂર—પછી એમાં કાંઈ કહેવાપણું હોય ? તમે જોજોને—મા ચામુંડાને ઊભી રાખીને વેણુ લાવશે. એની છાતી—મહારાજ ! એને છાતી જ ક્યાં છે ? નર્યો વજ્જરનો કટકો છે ! આ જુઓને તમારો સિંહનાદ—એનું મોં તો જુઓ, ધોળું પૂણી જેવું થઈ ગયું છે નાં ? —ને ત્યાં શ્મશાનમાં કાલનો મકવાણોજી બેઠો છે !'

'કાલનો બેઠો છે ?'

'ત્યારે નહિ ? કાલ મધરાતને જગાડી !'

'બાલુકરાયજી ! આપણે ચાલો તો ખરા—એણે આ આદર્યું છે શું ? પારકે પાદર, નહિ જેની ગતાગમ, એવા

આંહીંના મસાણને જગાડીને ઘર કરીને બેસી ગયો છે—આ તે ગજબની વાત છે!'

'આપણે જઈએ, મહારાજ! ને એની ઉપાસના અધૂરી રહે—અધૂરી રહે એનો વાંધો નહિ, પણ આ તો ભરખી જાય એવી ભયંકર વાત...'

બાલુકરાયનો શબ્દ અધૂરો રહી ગયો. ફરર કરતો આકાશમાંથી એક પોપટ આવતોકને મહારાજના જ હાથ ઉપર નિર્ભયતાથી બેસી ગયો. 'અરે!' સૌ ભડકી ઊઠ્યા. પણ તેના ચરણમાં કાંઈક લેખપત્ર જોઈને મહારાજે સૌને ચૂપ રહેવા હાથની નિશાની કરી. એક ક્ષણમાં બધા મૂંગા થઈ ગયા. મહારાજે લેખપત્ર ઉખેળ્યો. ગાથા વાંચીને સૌ આતુરનયને મહારાજની સામે જોઈ રહ્યા. ગાથા વાંચીને મહારાજે બાલુકરાય સામે જોયું. બાલુકરાય મહારાજની આજ્ઞા સાંભળવા એક પગલું આગળ વધ્યો. એ જ વખતે હરપાળને આ તરફ આવતો સૌએ જોયો. તે આવીને મહારાજને નમન કરીને ત્યાં ઊભો. તેના સુંદર, તરુણ, સીધા, આકર્ષક દેહ સામે મહારાજ જોઈ જ રહ્યા. એની આંખમાં કોઈ સ્વપ્નઘેલાની ખુમારી હતી. ચહેરામાં જાણે હરક્ષણે મૃત્યુને પડકારવાની—પડકારવાની શું, જાણે પોતે મૃત્યુના પણ મૃત્યુ માટે જન્મ્યો હોય એવી અદ્‌ભુત નિર્ભયતા હતી. અને એ નિર્ભયતા આખા અંગમાં બેસીને એને એનું પોતાનું જ કહેવાય એવું, એવું તો મોહક રૂપ આપતી, કે એને એક વખત જોનારની આંખમાં પછી કોઈ બીજાનું વીરત્વ વસી શકતું નહિ કે કોઈ સ્વરૂપ આવી શકતું નહિ. આ પૃથ્વીમાં કેટલાંક એવાં માણસ આવે છે—કે જે આ પૃથ્વીનાં છતાં પૃથ્વીનાં હોતાં

નથી—એ માણસમાં આ તરુણ આટલી નાની વયથી પણ હતો. મહારાજ એને નિહાળી રહ્યા. એનો ચહેરો આનંદથી હસુંહસું થઈ રહ્યો હતો: અને એની આંખમાં બેઠેલો ઘેરો શોક એ સહજ હાસ્યને ઢાંકી રહ્યો હતો.

'મકવાણાજી! અમે તો વિનોદ કર્યો હતો—!'

'શાનો, મહારાજ?'

'અવંતીનું ભાવી જાણવાનો—'

'પણ મારી મા ચામુંડા—જગજજનની જુંગદંબા એ જાણે નાં કે છોકરો ઘેલો છે: મહારાજ! પૃથ્વી ઉપર મનુષ્યો તો આવે છે ને જાય છે. દેવ ક્યારેક આવે છે. એટલે એ જાય છે ત્યારે વસમું લાગે છે!'

'મકવાણાજી! કેમ કાંઈ સાંભળ્યું?'

'હા, મહારાજ! અવંતીપતિ—જીવનમરણ વચ્ચે છે: થોડા દી પછી નહિ હોય!'

'નહિ હોય? શું કહો છો?'

'હા, મહારાજ! નહિ હોય. 'મારી મા જુગદંબા—જગજજનની—એના ખોળામાં હશે!' હરપાળની નિશ્ચયાત્મક વાણીથી સૌ આશ્ચર્યચકિત થઈ ગયા. દામોદરે મોકલેલી ગાથા પણ એ જ સમાચાર આપી રહી હતી. મહારાજ બાલુકરાય તરફ ફર્યા: 'બાલુકરાય! ડિંડિમિકાનો ઘોષ કરાવો. કાલે સવારે શુભ મૂહૂર્તે અવંતી તરફ જવાની આજ્ઞા આપો. ચારે તરફના ઘાટમાંથી રસ્તો સાફ કરવા દિશાસૂચકોને અત્યારે જ જવા દો!'

'મકવાણાજી! આ તમે શી રીતે જાણ્યું?' મહારાજે હેતથી હરપાળનો હાથ લઈ એને અંદર પટકુટીમાં લીધો.

આટલી નાની વયમાં તને આ ક્યાંથી મળ્યું, હરપાળ! ભૂત-ભવિષ્યનું જ્ઞાન?'

'મહારાજ! મારી આ વય નાની ખરીઃ પણ આ મેળવ્યું—એ વય ગણીએ, તો એ તો ઘણી ઘણી મોટી છે!'

સિંહનાદે અંદર આવીને એમની જ્ઞાનવાર્તામાં વિક્ષેપ કર્યોઃ દામોદરે મોકલેલ આયુષ ને ભેરુમલ્લ પણ આવી પહોંચ્યા હતા. સિંહનાદ એમનો સંદેશો લાવ્યો હતો. સિંહનાદના આ સમાચારે મહારાજને ઘડીભર વિચારમાં નાખ્યા, ત્યાં એમને દામોદરની પંક્તિ યાદ આવીઃ 'પશુ ખોટું, પણ પક્ષી સાચું.'

## ૩૮. કોણ સાચું ?

**કાર્તિકસ્વામી** મહારાજ ભીમદેવની ઇલદુર્ગ પાસેની છાવણીમાંથી દંડનાયક તરફ વળી ગયો હતો. દંડનાયકને પૂર્ણપાલ ઉપર દેખરેખ રાખવા અને તક મળ્યે ધારા તરફ ધસી આવવાનો દામોદરનો સંદેશો કાર્તિકે કહ્યો. દંડનાયક એકલો મહારાજને રસ્તામાં મળવા માટે કાર્તિક સાથે ઊપડ્યો.

ઇલદુર્ગની ડુંગરમાળા વટાવી સોલંકી સૈન્ય આગળ વધી રહ્યું હતું. અવંતીને કર્ણાટ ને હૈહય બન્નેને અટકાવાના હોઈ આ તરફની ડુંગરમાળા ને ઘાટેઘાટે ચોકીપહેરા તો હતા. પણ પાટણની વાત નિશ્ચયાત્મક ન હોઈ—સૈન્યને આગળ વધતું અટકાવવાનો કોઈ પ્રબંધ ન હતો. વાગડનો સત્યરાજ ન સળવળે—એ માટે મહારાજે મહી નદી ન ઓળંગતા સીધો ઉજ્જેનનો માર્ગ લઈ વચ્ચેથી ઉત્તર તરફ સૈન્યને દોરવા માંડ્યું. મહારાજનું સૈન્ય એમ આગળ વધી રહ્યું હતું ત્યાં તો રસ્તામાં જ વિમલને કાર્તિકનો મેળાપ થઈ ગયો. અવંતીના સમાચાર દામોદરે મોકલ્યા હતા, ત્યારપછી હમણાં બીજો એક સંદેશો પણ આવ્યો હતો. ભોજરાજ મૃત્યુ શય્યા ઉપર પડ્યા છે, ને કર્ણદેવ ધારાની લગભગ આવી પહોંચ્યો

છે, એ છેલ્લો સંદેશો આપીને એક અજાણ્યો માનવ મહારાજના સામે ઊભો હતો. બરાબર એ જ વખતે વિમલ પણ આવી પહોંચ્યો. દામોદરની ગાથા પછી ભોજરાજના મૃત્યુશય્યા પર હોવાના સમાચારમાં શંકા રાખવાનું કારણ ન હતું—પણ સંદેશો લાવનાર અજાણ્યો હોઈ—મહારાજ તેના તરફ જરાક શંકાથી જોઈ રહ્યા હતા. ધારાનગરી હવે દૂર ન હતી. પરમારોના સૈન્યનો સામનો કર્ણાટ ને હૈહય તરફ વળેલો હતો. પાટણની સ્થિતિ હજી—નહિ આ બાજુ કે નહિ આ બાજુ—એવી હતી. એટલે કોઈ સાચી વાત કઢાવી ન જાય, ને પાટણની વાત ખુલ્લી પડી ન જાય, એ સંભાળવાનું અગત્યનું હતું. કદાચ પાટણ આગળ વધી રહ્યું હતું ને સામનો થતો ન હતો એમાં દામોદરની દ્વિમુખી રાજનીતિ કામ કરી રહી હતી, એટલે મહારાજ બહુ સાવધ હતા.

'તમે કહો છો કર્ણદેવ આવી ગયા છે કાં ?'

'હા, મહારાજ ! કર્ણદેવે ધારાને ચારે તરફથી ઘેરી છે. અત્યારે હવે કોઈ સંદેશવાહક ધારામાંથી બહાર નીકળી શકે તેમ નથી. એનું સૈન્ય સાતપૂડાની ડુંગરમાળાની ઓથે ઓથે દક્ષિણમાંથી આવ્યું. ઉદયાદિત્ય મહારાજ તો એને રોકવા વિદિશા પાસે પડચા હતા. ત્યાં પડેલો કર્ણદેવનો સેનાપતિ વાપુલ્લક તો હજી લડતો લડતો આ બાજુ આવી રહ્યો છે; જ્યારે કર્ણદેવ તો ધારાના સાન્નિધ્યમાં છે, અને મહારાજ અવંતીપતિ અચેત છે.'

'ને કુમાર જયસિંહ—કુમાર ક્યાં છે ?'

'એ પણ, મહારાજ ! કર્ણાટનો સંદેશો આવતાં યાદવરાજના શ્વેતપાદદેશ તરફથી આવતાં સૈન્યને કેમ ખાળવું—

એની વિચારણામાં અત્યારે તો ધારા બહાર નીકળી ગયા છે !'

'કર્ણાટ પણ આવે છે ?'

'હા પ્રભુ !'

'બીજું કાંઈ દામોદરે કહેવરાવ્યું છે ? તમારે અજાણ્યાને કેમ આવવું પડયું ?'

'માલવી ન હોય એવો કોઇ આ બાજુ આવી શકે એમ નથી એટલે. પણ કર્ણદેવના સૈન્ય સાથે મહારાજનું સૈન્ય હવે એકદમ મળી જાય—તો કર્ણાટ આવતા પહેલાં જ ધારા-ધ્વંસનો પૂરેપૂરો લાભ ઉઠાવી શકાય. કૂચને ઝડપી બનાવવાની છે, પ્રભુ !'

'અરે—સિંહનાદ !—આ દામોદરના દૂતને—'

'મહારાજ ! એક ક્ષણ—કાંઈ આજ્ઞા ન આપતા–' પટ્ટકુટીની બહારથી એક અવાજ આવ્યો. મહારાજનો શબ્દ અધૂરો રહી ગયો. કોણ આવે છે એ જોવા પેલા સંદેશવાહકે ડોકું પાછું ફેરવ્યું ને તે ધ્રૂજી ગયો. દામોદર મહેતો હમણાં જ સાંઢણી ઉપરથી ઊતરી દોડતો આવી રહ્યો હતો. પેલા દૂતે ઝડપથી પાછા ફરી જવાનું કર્યું. પણ દામોદરની દૃષ્ટિએ એને માપી લીધો હતો. તેણે ઉતાવળે કહ્યું : 'તૈલીજી ! સોમપતિ—હવે ઉતાવળા ન થતા. જરા થોભો. હું આ આવ્યો. સારું થયું કે હું મોડો નથી પડયો.'

સોમપતિને કોઈ રસ્તો સૂઝયો નહિ. હવે તેણે પોતાની પ્રત્યુત્પન્નમતિ ઉપર જ આધાર રાખવાનો નિશ્ચય કરી લીધો. દામોદરને શો પ્રત્યુત્તર આપવો એની એના મનમાં ઘડભાંગ થઈ રહી. બીજા કોઇને કાંઈ સમજણ પડી નહિ. દામોદર મહારાજને પ્રણામ કરીને સીધો તૈલીજી પાસે ગયો :

'તમે, તૈલીજી ! આંહીં આવ્યા છો, કર્ણાટના નાગદેવના ગુપ્તચર તરીકે એ અમારી જાણબહાર નથી હો !'

તૈલી ચોંકી ઊઠયો. મહારાજ સાંભળી રહ્યા. સૌ વધારે સાવધ થઇ ગયા. દામોદરે તૈલીને ખભે હાથ મૂકયો.

અમારો સાંતૂ—અભિનય પાઠશાળામાં રાત્રે જતો આવતો ત્યારે તમે એની પૂરી તપાસ રાખી રહ્યા હતા. કેમ એ ખરું નાં ? હૈહય ને પાટણ—બન્ને એક છે કે જુદાં એ તમારે જાણવું હતું. જાણીને નાગદેવને એ સમાચાર પહોંચાડી દેવા હતા. કુમાર જયસિંહ કર્ણાટનો આધાર, અમારી સામે સ્વીકારે, એવું તમારે કરવું હતું. હું હમણાં ધારાથી જ આવી રહ્યો છું—ને કુમાર જયસિંહ ધારાનગરી તજી દઈ કર્ણાટ તરફ વળી રહ્યા છે—એટલે તમારે જે કરવું હતું તે તો થઈ ચૂકયું છે. હવે તમારે જાણવું હતું કે કર્ણદેવ ને અમે એક છીએ કે જુદા—કેમ એ જાણવું હતું નાં ? એ જાણીને જયસિંહ તથા કર્ણાટની મૈત્રી અમારી સામે વજ્રલેપ કરવાની તમારી નેમ હતી નાં ?'

'પણ—પ્રભુ ! આવું આળ—મારા ગરીબ તૈલી ઉપર—'

'તૈલીજી ! તમારે ત્યાં નાગદેવ તે પહેલાં રહી ગયા હતા એ યાદ કરો. એ કાંઈ અમસ્તું ન હોય. તમે સાંતૂને વારંવાર પાટણના ને હૈહયના સમાચાર પૂછયા કરો, એ પણ અમસ્તું ન હોય. સ્વેચ્છાથી નિર્માઈ તમે મારા સંદેશવાહક બન્યા, એ પણ અમસ્તું ન હોય. કુલચંદ્રના શુક રુદ્રદત્તની વાત તમે સાંતૂને કરો—ને સાંતૂ પાસેથી શુકની વાત રસથી સાંભળો, એ પણ અમસ્તું ન હોય. હવે તમારી અનુમાનશક્તિ અદ્‌ભુત છે. સિંહનાદ ! મહારાજની આજ્ઞા લઇ આ

તૈલીજીને હમણાં આંહીં જ રાખજો. જોજો, છટકી જાય નહિ !'

'દામોદર ! આ બધું શું છે ?' મહારાજે પૂછ્યું.

'મહારાજ ! પહેલાં આ તૈલીને આપણે બરાબર બંદોબસ્તથી રખાવી લો—પછી વાત કરીએ !'

સિંહનાદ તૈલીને લઈને ગયો. દામોદરે સોમપતિની વાત કહી. જયસિંહ ને કર્ણાટ એક થઈ જાય—ને હૈહય તથા સોલંકીઓને ધારા પાસે જ હંફાવે એ યોજના તૈલીની હતી. એને જાણવું હતું કે સોલંકી આવે છે એ અવંતીની સાથે રહેવા કે સામે થવા—એ બરાબર વખતસર જાણી લે, તો કુમાર જયસિંહ તરત કર્ણાટનો આધાર સ્વીકારવાની તૈયારી કરી આપણને સૌને આંહીં ધારામાં જ રોકી—કર્ણાટના યુવરાજ વિક્રમાદિત્યને મોટા સૈન્ય સાથે પોતાની મુક્તિ માટે આવવાનું આમંત્રણ મોકલી આપે તેમ છે. ને આપણી બધી મહેનત ધૂળમાં જાય. કેટલેક અંશે આ વાત ચાલતી પણ હશે. આપણે ત્વરાથી જીતવાનું છે, અને ત્વરાથી પાછું ફરવાનું છે. જીતશે હૈહયઃ આપણી શેહથી એ વિજય મેળવશે; માટે આપણને વિજયનો અર્ધલાભ આપશે. હવે ત્વરા એ જરૂરી વસ્તુ છે.'

'પણ ત્યારે, દામોદર !' વિમલ દંડનાયક ટાંકણે આવી પહોંચ્યો હતો, તેણે વાતનો દોર ઉપાડી મહારાજને પ્રણમીને કહ્યું: 'આપણે આવી દ્વિમુખી ભયંકર રાજનીતિનો આધાર શા માટે લેવો પડે ? સ્પષ્ટ કહી દોને કે અમે લડવા આવી રહ્યા છીએ !'

'દંડનાયકજી ! મહારાજ ભોજરાજ ટાંકણે અસ્વસ્થ છે; અસ્વસ્થ શું—આજકાલમાં કદાચ નહિ હોય. અવંતીને અત્યારે ત્રણે દિશામાં સૈન્યને વિભક્ત કરવું પડયું છે. બાકી

અવંતી એકલું—હજી તો પાટણને હંફાવે તેમ છે; દેહુય કે કર્ણાટ જો સાથે હોય, તો તો એ આપણને મૂળમાંથી જ ઉખેડી નાખે. આબુ લેવું એ સહેલી વાત બની ગઈ; ખોવું એ એના કરતાં પણ સહેલું બની જાય તેમ છે. આપણે રાજનીતિ વડે જ વિજય મેળવીએ તેમ છીએ. આપણી સામે અવંતી લડે નહિ. બીજો પણ કોઈ અવંતી સાથે થઈ જાય નહિ. ને જે અવંતી સામે લડે—તે આપણને સાથે રાખે—તો વિજય આપણો છે. બરાબર એ જ વસ્તુસ્થિતિ આજે લાંબે ગાળે આવી રહી છે. દંડનાયકજી! કર્ણદેવને પાટણનો ખપ છે. પાટણને કર્ણદેવનો ખપ છે. માલવનો સંપૂર્ણ પરાજય ન થાય—ત્યાં સુધી માલવા પાટણના હેતુ વિષે કાંઈ પણ નહિ જાણે!'

'અને આને તું પાટણનો મહાવિજય માને છે? મહારાજ પણ આમાં સંમત છે? બાહુકરાયજી, તમે કેમ કાંઈ નથી કહેતા? અને આ જુવાન ભાઈ કોણ?—' વિમલ હરપાળ સામે જોઈ રહ્યો: 'જાણે બીજા મકવાણાજી!'

'એ તો કેસરનો કુમાર છે, વિમલ! આંહીં હું સાથે લાવ્યો છું. મકવાણાજી તો ગયા—ખબર નથી?' મહારાજે કહ્યું.

'મકવાણાજી તો ક્યાંય નથી ગયા, મહારાજ!' વિમલ બોલ્યો: 'મારી મા અંબા ભવાનીની પડખે જાણે શસ્ત્ર લઈને હમેશાં ઊભેલ હું જોઉં છું. એનું નામ રણરીત કહેવાય, દામોદર! માની પાસે પણ એવા વીરનર ઊભા રહે. બાકી આ તમે, આજકાલ જે યુદ્ધ કરવા નીકળ્યા છો, ઠીક ભલા માણસ, આ તે કાંઈ યુદ્ધ છે? આમાં વિજય શું? મને તો આનાથી મોટો કોઈ બીજો પરાજય દેખાતો નથી. દામો-

દર ભલે આ જુદ્ધ ખેડતો. મહારાજ પણ છો ખેડતા. ભલે મકવાણાજીના કુમાર પણ એ જુદ્ધ માણતા. બાલુકરાયજી ભલે એને વિજયજાત્રા ગણતા. હું તો, મહારાજ ! મારી મા જુગદંબાના ચરણે બેઠો બેઠો આ બધું નિહાળીશ. મને આવું જુદ્ધ નહિ ફાવે ' મહારાજ ! ' વિમલ બોલ્યો.

' દંડનાયકજી ! હું પણ સમજું છું કે ક્ષત્રિનાં જુદ્ધ કેવાં હોય—પણ તમને ખબર નથી લાગતી કે તમે કેવા જમાનાની સામે જઈ રહ્યા છો. આ તો કાંઈ નથી; આના કરતાં એક હજારગણું વધારે કુટિલશસ્ત્ર વાપરવું પડે તો હું વાપરું. જે અરિને સમજતો નથી, ને પોતાની જ મહત્તા ઉપર ઉન્નતશીર્ષ રહે છે, તેને નાનામાં નાનો અરિ પણ એવી છક્કડ લગાવે છે કે, એના હોંશકોશ ઊડી જાય છે. તમે સમજ્યા'તા ગર્જનકોને ? '

' પણ, દામોદર ! આપણે હવે તો અવંતીને સ્પષ્ટ કહેવરાવી દો ! ' મહારાજે કહ્યું.

' પ્રભુ ! અવંતીને કહેવરાવવું એ કામ આપણું નથી. જાણવું એ એનું કામ છે. આપણે તો ધારાધ્વંસ કરીને પાછા ફરીશું ત્યારે પણ કહેતા હોઈશું કે અવંતીની સમજમાં કાંઈ ફેર હતો. કોણ જાણે કેમ એ અમારી સાથે આથડી પડચા. અમે તો સંધિપાલક હતા: એમણે વિગ્રહ માગ્યો એટલે અમે વિગ્રહ આપ્યો ! '

' દામોદર ! ' વિમલ કાંઈક અધીરો થઈ ગયો. ' આ તારું રાજનૈતિક અભિમાન છે નાં—પણ '

' અભિમાન નથી, પ્રભુ ! રાજનીતિને સમજવાનો પ્રયત્ન છે ! '

' હા—ભલે, પણ તારી એ નીતિ તને જ ભારે પડશે:

હૈહયરાજ—એ પણ ગાંગેયદેવનો પુત્ર છે હો. એ કામ સરી ગયે તને પણ અંગૂઠો બતાવશે. એ બળવાન છે. આપણી નિર્બળતા જાણે છે. આપણું એકાકી બળ એ સમજે છે. તને ધારાનગરીની સીમમાં એ એવા તો છકાપંચા બતાવશે કે તું પાટણના પાદર સુધી એને સંભારતો જાશે !'

'વિમલરાજ ! જ્યારે દામોદરને લાગશે કે એનું માપ ખોટું ઠર્યું છે, એણે પાટણને હતું એનાથી નાનું બનાવ્યું છે, એની કોઈ ખોટી ચાલથી સોલંકી કુલની મહત્તાને હાનિ પહોંચી છે, ત્યારે રુદ્રાદિત્યે તો અગ્નિસ્નાન કર્યું હતું નાં, પણ હું મારે હાથે કાપીને મારું માથું મહારાજના ચરણમાં ધરી દઈશ. આમાં એક પણ ચાલ ખોટી નથી—ગણતરીબહાર નથી. મારી મા જુગદંબાની કૃપાદૃષ્ટિ ન મળે તેવી નથી. મારી મા જુગદંબા—અંબાભવાની જાણે છે કે, દામોદરનાં મૂઠી હાડકાંને દોઢ હાથ જમીન જોઈએ એટલા માટે આટલો બધો ઉધામો એ ન કરે. દામોદર શું કરે છે એ તમે જુઓ છો દંડ-નાયક; એ શા માટે કરે છે એ મારી મા જુગદંબા જુએ છે. તમે આણુને જ સાચવશો—તોપણ આ જુદ્ધ જીતીને જ અમે આવીશું. મહારાજ ! સિંહનાદને આજ્ઞા કરો કે કૂચની ડિંડિમિકા વગડાવે !'

વિમલે ઊઠીને મહારાજ ભીમદેવને પ્રણામ કર્યા. તેનો અવાજ કાંઈક ગળગળો થઈ ગયો. 'મહારાજ ! હું ન આવું તો ?'

'તમારે આવવાનું નથી, દંડનાયકજી ! તમારે તો આ પડખું જ ઘણું છે. પણ દામોદર ! વિમલની એક વાત સાચી છે !'

'કઈ, મહારાજ ?'

'હૈહયરાજ કર્ણદેવ બડો ચાલાક છે. એ આપણને બનાવી જાશે. યુદ્ધનો યશ એ લેશે, દેશ પણ એ લેશે, સંપત્તિ પણ એ લેશે, અને આપણને દેશે—કેવળ શ્રમ !'

'હું પણ એ જ કહું છું, મહારાજ !' વિમલે હાથ જોડયા: 'અને સોલંકીઓ તો હમેશાં સામે મોંએ લડતા આવ્યા છે. આ ઘા તો પીઠનો છે !'

'એ તો દૃષ્ટિભેદ થયો. જે દુનિયામાં આપણે જીવીએ છીએ, તે સારી પણ હોતી નથી, ખરાબ પણ હોતી નથી. એ તો જે છે તે છે. સારા કે ખરાબ આપણે હોઈએ છીએ. એ જ રીત સત્યની છે, મહારાજ ! દુનિયામાં કાંઈ અસત્ય નથી; કાંઈ સત્ય પણ નથી. તમારો જેટલો એમાં સ્વ—અર્થ ઓછો, એટલું જ એમાં સત્ય કે અસત્ય, પ્રભુ ! બાકી, જે ઘડીએ હૈહયરાજ આપણને બનાવશે—મહારાજને અપમાનશે, તે ઘડીએ દામોદરને જીવવું સહેલું નહિ હોય !'

'ત્યારે કરો કંકુનાં—મંત્રીશ્વર ! દ્યો નગારે ઘાવ—ને સેન ઉપાડો—મહારાજ !' શાદૂલેં ઉત્સાહ આપ્યો.

વિમલ, મહારાજ ભીમદેવના ચરણમાં નમી રહ્યો. સૈન્ય જ્યારે ધારાનગરી તરફ ધસી રહ્યું હતું, ત્યારે ગિરિમાળામાંથી રસ્તો કાઢતો એ એકલો ચંદ્રાવતી જઈ રહ્યો હતો.

દંડનાયકને આ યુદ્ધમાં વિજયદ્વારા મેળવેલો પરાજય દેખાતો હતો: દામોદરને પાટણના વિજયપંથનું એક નવું દર્શન મળતું હતું.

બન્ને સાચા હતા: અને એક રીતે બન્ને ખોટા હતા.

## ૩૯. સરસ્વતીની શોકાંજલિ

**ચેદિરાજ** કર્ણદેવ અને પાટણપતિ ભીમદેવ બન્નેનાં સૈન્ય ધારાનગરીને ઘેરીને પડ્યાં હતાં. કુમાર જયસિંહ ધારાનગરીની બહાર ફરતો રહી કર્ણાટના આહવમલ્લ સાથે સંદેશા ચલાવી રહ્યો હતો. કર્ણદેવ અને ભીમદેવ બન્નેને શેહમાં રાખનારી એ ચાલ હતી. ભોજરાજ પરાધીન, શોકગ્રસ્ત ને રોગગ્રસ્ત હતાઃ રાણીઓને, અને નિર્બળ આપ્તજનોને તો ઉદયાદિત્ય પોતાની સાથે સુરક્ષિત સ્થળે લઈ ગયો હતોઃ ધારાનગરીનો રક્ષણભાર કોટપાલ ઉપર હતોઃ સુરાદિત્ય કર્ણાટના કાંઈક આશાજનક સમાચાર મળે તો સોલંકીઓ ઉપર તૂટી પડવાની રાહ જોતો ધારાનગરીને હજી સાચવી રહ્યો હતો. ચેદિનું બળ વધતું જોઈ કર્ણાટનો આહવમલ્લ અવંતી સાથેનું વેર ભૂલવા ધીમેધીમે તૈયાર થઈ રહ્યો હતો. એ સ્થિતિમાં કુમાર જયસિંહ પણ પાછલું વેર ભૂલી—આ બન્ને સબળ શત્રુઓને એકીસાથે હંફાવવા માટે એકસામાન્ય મોરચો રચવા સારુ અનેક પ્રકારની રાજનૈતિક વાટાઘાટો ચલાવી રહ્યો હતો. સોમપતિ તૈલી એમાં રસ લેતો હતો. પણ દામોદરે એનેપકડી પાડ્યો, પછી તો, સોલંકી સૈન્ય છેક ધારાનગરીને

પાદર પડ્યું, ત્યારે જ સોલંકીની ચાલ કળાઈ. એટલે ધારા સુધી તો એ આવી પહોંચ્યું હતું.

દામોદર પ્રથમ કર્ણદેવના સૈન્ય સાથે રહ્યો હતો, અને હવે મહારાજની છાવણીમાં આવી ગયો હતો. કર્ણદેવ, મુંજ-સાગરને મધ્યસ્થ રાખી ચારે તરફ પટ્ટકુટીઓ રચી ધારાને ઘેરીને પડ્યો હતો. હમેશાં પ્રભાતે કોટ ઉપર હલ્લો થતો. સામનો પણ એવો જ મજબૂત હતો. ભોજરાજના મૃત્યુનો ઘોષ અરિદળે કર્યો: ને નગરીને બચાવી લેવા માટે શરણે થવા કહેવરાવ્યું. એટલી જ મક્કમતાથી કોટપાલે એ વાતનો ઈનકાર કર્યો હતો. મહારાજ ક્યાં છે એ ધારાનગરીમાં પણ ઘણાને ખબર ન હતી. કેટલાકને મન એ કર્ણાટને હંફાવીને હજી આવવાના હતા: કેટલાક ધારતા હતા કે ઉદયાદિત્ય ને એ બન્ને આવી રહ્યા છે: વિદ્વાનો ને પંડિતો શોકગ્રસ્ત હતા: સૈનિકો વિહ્વળ હતા: નગરજનો ગભરાયેલા હતા: કોટ ધ્રૂજતો હતો: હમેશાં કેટલાય સૈનિકો છેક ઉપર ચડી આવી તીરંદાજી ચલાવી જતા—ને અવંતીના માણસો એમને નીચે ધકેલી મારતા. ભોજરાજ આવી રહ્યા છે; *કુમાર જયસિંહ આહવમલ્લ સાથે મળીને મોટું સૈન્ય લાવે છે; આહવમલ્લનો વિખ્યાત પુત્ર સેનાધીશ વિક્રમાદિત્ય, ચેદિ-રાજની વધતી જતી સત્તાને ડારવા, પોતાના પ્રસિદ્ધ મંત્રીશ્વર વિજ્ઞાનેશ્વરને જયસિંહ તરફ મોકલીને સમાધાનનો સંદેશો કહેવરાવી રહ્યો છે એવા સમાચારથી સુરાદિત્ય નગરજનોને

* વિક્રમાંકદેવચરિત—સર્ગ ૩, શ્લોક ૬૭: स मालवेन्द्रं शरणं प्रविष्टमकंटके स्थापयति स्वराज्ये । એને આધારે. ગાંગુલી એ જ મતનું સમર્થન કરે છે.

હિમ્મત આપી રહ્યો હતો. ચેદિ અને પાટણને એ સમાચાર મળ્યા અને બન્નેને માળવાનું જલદી પતાવી લેવાની તાલાવેલી લાગી.* કર્ણદેવને લાગ્યું કે દામોદરનો દ્વિઅર્થી સંદેશો જાણી-જોઈને ભોજરાજના રોગની અતિશયોક્તિ કરી ગયો છે. એ રીતે એણે ચેદિના સૈન્યને છેક ધારાનગરીના સાન્નિધ્યમાં આણી મૂક્યું હતું. અને પાટણને અર્ધ પ્રદેશની અને અર્ધ સંપત્તિની ખાતરી આપી ત્યારે જ મહારાજ ભીમદેવ ધારા સુધી ધસ્યા હતા. ભોજરાજના ખરા સમાચાર મળે એ અત્યારે અત્યંત આવશ્યક હતું. એ એટલા મહાન સ્તમ્ભ સમાન હતા કે એમના મૃત્યુઘોષ સાથે જ અવંતી ઘડીના છઠ્ઠા ભાગમાં સામનો મૂકી દે. અને અવંતીમાંથી છૂટેલા પંડિતો ઘેરઘેર મહારાજ ભોજની કરુણગાથા ગાઈને સૌને દેશની મહા આપત્તિના સમાચાર આપી દે. એ જેટલી ત્વરાથી થાય તેટલો વિજય પાસે હતો. ભોજરાજ મૃત્યુ ન પામે— કે એનું મૃત્યુ છુપાવવામાં સુરાદિત્ય સફળ થાય, તો યુદ્ધનું પલ્લું બીજી બાજુ પણ ઢળી પડે.

કર્ણદેવ અધીર બન્યો હતો. એણે દામોદરને સંદેશો મોકલ્યો: 'ભોજરાજના મૃત્યુસમાચાર મેળવો—અથવા તો આહવમલ્લને ખાળવા નવું સૈન્ય આપો. પાટણ અને ચેદિ બન્નેની ઉપર આંહીં જ યુદ્ધની ભયંકર રમત રમવાનું આવી પડશે.'

દામોદરે કાર્તિકને બોલાવ્યો: કાર્તિકે બીડું ઝડપ્યું. મહારાજ ભોજના સમાચાર મેળવવા તે અરધી રાતે ઊપડ્યો. પણ ધારાનગરીમાં પ્રવેશ કરવો, એ હવે કાંઈ છોકરાંની

* ભવિષ્યમાં જયસિંહ આહવમલ્લની મદદથી અવંતીમાં સ્થિર થયો હતો, જ્યારે ઉદયાદિત્યે સાંભરરાજને સાધ્યા હતા.

રમ્મત ન હતી. તેણે રાજમહેલની દિશા સાધી.

એ રાજવાડી સુધી તો પહોંચ્યો: પણ કોટ ઉપર જવું અઘરું હતું. કાર્તિક વિચાર કરતો કોટના અંધકારમાં અંધકાર જેવો બની તદ્દન શાંત ઊભો રહ્યો. એના મનને એમ હતું કે રાજવાડી તરફનો આ ભાગ છે—એટલે કોઈને કોઈ ગુપ્ત માર્ગે આવતુંજતું તો હશે જ. લેશ પણ હિલચાલ કર્યા વિના ઊભો ઊભો એ બધું જોતો જ રહ્યો. ક્યાંય ઉજાસ ન હતો. ક્યાંય કોઈ તાપણું દેખાતું ન હતું. નગરી એકદમ ભયંકર રીતે શૂન્ય બની ગઈ હતી. કાર્તિકને લાગ્યું કે પોતે જ્યાં ઊભો છે ત્યાં નીચે ભોંયમાંથી કાંઈક અવાજ આવે છે. તે કોટની પડખે લાંબો થઈને સૂઈ ગયો. તેણે કાન સરવા કર્યા. કોટની ભીંતમાંથી જાણે કોઈકે એક પથ્થર નીચે ગબડાવ્યો હોય એમ લાગ્યું. જમીન ઉપર પથ્થર ધબ દઈને પડ્યો. બે ઘડી પાછી શાંતિ થઈ રહી. અને અચાનક પથ્થરે કરેલા બાકોરામાંથી એક જણાને બે હાથે તોળાઈ, આસ્તેથી નીચે પડવાની તૈયારી કરતો કાર્તિકે જોયો. તે ત્વરાથી ચારપગે ઊપડ્યો, અને તેણે પેલા માણસની બરાબર નીચે આવી, ગોઠણભર થઈ, હાથ લાંબા કરી, હવામાં અધ્ધર ગયેલા તેના બે પગ મજબૂતીથી પકડ્યા. પેલાએ કાંઈ પણ અવાજ ન કર્યો. કાર્તિક સમજી ગયો. અવાજ કરવામાં વધારે જોખમ છે એમ માનનારો કોઈ ગુપ્તચર કે ચોર પકડાયો હોવો જોઈએ. તેણે ઊભા થઈ પેલાને છેક કમરથી પકડી, એને પોતાની સાથે જકડી લીધો. અને પછી પોતાની સામે ખડો કર્યો.

'અલ્યા કોણ છે તું? અત્યારે ક્યાં ગયો હતો?' જવાબ આપવાને બદલે પેલાએ કાર્તિકના નાક ઉપર ધીમેથી

આંગળી મૂકી: ' એ તો હું છું—જગદીપ; કાર્તિકસ્વામી! ચૂપ રહો—નહિતર હમણાં વીંધાઈ જશો!'

કાર્તિકસ્વામીએ તેના કાન પાસે મોં આણ્યું: ' અરે? જગદીપ! તમે આંહીં ક્યાંથી? ક્યાં ગયા હતા?'

' એ જ; મને એ જ કામમાં આનંદ આવે છે: ને સૌને આવવો જોઈએ: ચોરી અને પ્રેમ. આપણે પાછા મળ્યા ખરા. તમારે ક્યાં જવું છે?'

' આ રસ્તો અંદર જાય છે? ક્યાં સુધી જાય છે?'

' સોમપતિ તૈલીના ઘર પાસે નીકળે છે. નીચે કોટમાં ને કોટમાં જઈને જમીનમાં ઊતરી જવાય એવી કરામત છે.'

' તમે મારી સાથે ચાલો. આપણે ભોજરાજના સમાચાર મેળવવા છે.'

' ક્યાં જવું છે?'

' ચોરી કરવા એમ સમજો ને. હું પણ ચોરી કરવા જાઉં છું.'

' પણ હવે ચોરવા જેવું ત્યાં કાંઈ રહ્યું નથી; ભોજરાજનો સરસ્વતીપ્રાસાદનો ગુપ્તમહાલય પણ શૂન્ય છે.'

' તમે ત્યાં જઈ આવ્યા?'

' ત્યાંથી જ આવું છું. નગરી અવ્યવસ્થિત હોય ત્યારે જ તમે વ્યવસ્થિત ચોરી કરી શકો. આ સમય જ ચોરી કરવાનો છે. પણ રત્નો ક્યાં છે? રત્ન વિના બીજામાં ચોરવું શું?'

કાર્તિકે જગદીપને સાથે ઉપાડ્યો. એના ખભા ઉપર ચડી પોતે કોટની ભીંતમાં ઊતર્યો, ને જગદીપને હાથના ટેકાથી ઉપર આણ્યો. પહોળી ભીંતમાં પગથી કરતો રસ્તો જમીનમાં જતો હતો.

સોમપતિ તેલીના ઘર પાસે થઈ તે બન્ને પંડિતરાજ ઉવટને ત્યાં પહોંચ્યા.

કાર્તિકે જોયું કે આખી નગરી એક પ્રકારના ભયંકર ગમગીનીભર્યા વાતાવરણમાં જાણે વીંટળાઈ ગઈ હતી.

કાર્તિકના જવાબમાં દ્વાર ઉઘાડવા પંડિતપુત્રી પોતે આવી હતી. તેણે દ્વાર ઉઘાડયા વિના અંદરથીજ જવાબ વાળ્યો: 'કોણ મંત્રીશ્વરનો દૂત કે? પંડિતરાજ તો હજી પણ મૃત્યુંજયના જાપમાં જ બેઠા છે. અને કહેજો મંત્રીશ્વરને કે, જે રત્નો એમણે મોકલ્યાં તે અમારી અકિંચન સરસ્વતીવાટિકામાં નાહકનાં અસ્થાને લાગે, માટે અમે પાછા વાળ્યાં છે. તમે જો એ ફરી આપવા આવ્યા હો તો નાહકનો શ્રમ ન લેતા. અમારે રત્નોની જરૂર નથી. જે વિદ્વાનોને જરૂર હોય તેમને તે આપો!'

'આ તો હું છું. હું આવ્યો છું, દેવી! હું કાર્તિક!' કાર્તિકે બહારથી જવાબ વાળ્યો.

સરસ્વતીએ દ્વાર ઉઘાડયું. કાર્તિકને અત્યારે આંહીં આવવા માટે હવે શરમ લાગવા માંડી. જે ઘરમાં મહારાજના જીવન માટે મૃત્યુંજયના જાપ થઈ રહ્યા હતા, તે ઘરમાં જ એ મૃત્યુના સમાચાર મેળવવા આવ્યો હતો. તેને સંકોચ થયો. પહેલી જ વખત પોતાના કામથી પોતે શરમાયો. તે સરસ્વતીને પ્રણામ કરતો નીચે બેઠો.

'આટલા અસુરા, કાર્તિકસ્વામી? પણ તમે તો હવે અવંતીમાં ગુપ્તચર થઈને આવ્યા હશો?' કાર્તિકને અસત્ય કહેવામાં શરમ લાગી. તેણે માથું નમાવ્યું.

'મહારાજ મૃત્યુના સાન્નિધ્યમાં છે એ સમાચારે પિતાજી વિહ્વળ થઈ ગયા છે. આજ સાત દિવસથી મૃત્યુંજયનો

અખંડ જાપ કરી રહ્યા છે. તમે દામોદર મહેતાના માણસ તરીકે અત્યારે આ ઘરમાં હવે એક ક્ષણ પણ રહો, એમાં સ્પષ્ટ રીતે ધર્મદ્રોહ છે. ધર્મદ્રોહ કરતાં પણ વધારે તો વિદ્યા-દ્રોહ છે. તમને ખબર નહિ હોય પણ મહારાજે મૃત્યુશય્યા ઉપરથી રહ્યાંસહ્યાં છેલ્લાં રત્નો, દ્રમ્મ, સુવર્ણ જે કંઈ હતું તે પંડિતોને, કવિઓને, વિદ્વાનોને આપી દેવા માટે આજે મોકલી દીધું છે. અમારે ત્યાં રોહક મંત્રીશ્વરનો માણસ રાતમાં એ વખત આવી ગયો—રત્નો આપવા. મહારાજે સૌને કહે-વરાવ્યું છે: "ધારા પડે, ધારાપતિ પડે, અવંતી પડે, કે દેશભરમાં ભયંકર વિપત્તિ પડે, પણ માલવદેશનો અખંડ સરસ્વતીસ્રોત ન પડે એ સૌ જોજો. વિદ્યાની ધારા આંહીંથી સુકાય નહિ. વિદ્યાની આંહીંની કીર્તિ ઝંખવાય નહિ. વિદ્યાની આંહીંની પ્રીતિ તૂટે નહિ. વિદ્યાનું આંહીંનું ધામ ટળે નહિ. વિદ્યા માટે આવતો કોઈ માનવ આંહીંથી પાછો ફરે નહિ. વિદ્યાનો અવંતીનો ધ્વજ નીચે નમે નહિ—સરસ્વતીભૂમિનો એનો મહિમા જાય નહિ—એ તમે સૌ જોજો. મહાન વિજય ભલે ચેદિને મળે, પાટણને મળે કે કર્ણાટને મળે: મહાન વિદ્યા-નિવાસ તો અવંતીનો જ રહે એ સૌ જોજો." આજે ધારા-નગરીના સરસ્વતીમંડળે ભારે હૈયે આ સંદેશો સાંભળ્યો. પણ અનેક વિદ્વાનો ધારા તજવાની તૈયારી કરે છે. અનેકો દેશવિદેશની ખ્યાતિ મેળવવા માટે નવો પ્રયત્ન સજે છે. કેટલાક મહારાજના સમાચારે શોકભારે શૂન્ય બન્યા છે. અનેકને રાજ્યાશ્રય વિનાની સરસ્વતી સ્થાનભ્રષ્ટ લાગે છે. પણ મહારાજનો મૃત્યુસંદેશ અમે ઝીલી લીધો છે. અમારા આંહીંના નાનકડા શિષ્યવૃંદે સરસ્વતીનો અખંડ સ્રોત વહે-

વરાવવાનો નિર્ણય કર્યો છે. હરકોઈ અધિકારી જન આવે —અમારી સરસ્વતીવાટિકાનું દ્વાર એને માટે હવે નિત્ય ખુલ્લું છે. પિતાજીનો પણ આ મૃત્યુંજયી જાપ—એ છોકરિયા રમત નથી. એકે એક કર્મક્રિયાને સૂક્ષ્મમાં સૂક્ષ્મ મંત્રશુદ્ધિ પ્રમાણે, જીવનભર સાચવ્યા છતાં, જો મૃત્યુંજયી જાપ ન ફળે—તો ક્યાંક પણ ઉપાસનાની અસિદ્ધિનું કારણ રહ્યું છે, એમ માનીને, પિતાજી, કર્મકાંડની આખી પ્રણાલિકાને નવેસરથી ઉપાસનાશુદ્ધ કરી જવામાં હવે શેષ આયુ ગાળવાના નિર્ણય ઉપર આવ્યા છે. એટલે એમના જીવનની જેટલી પળો છે તેમાંથી એક પણ પળ—અરે, એક શબ્દ બોલાય એટલો સમય પણ—એમની પાસે હવે નથી—બીજી કોઈ પ્રકારની વાત સાંભળવા માટે. પાટણની મહત્તાને પિતાજી પ્રિય ગણતા; પણ મહારાજ ભોજ એમને મન દિવ્યપુરુષ હતા. એવા પુરુષની આ અવસ્થા એમનાથી સહી શકાતી નથી. એ મૃત્યુંજયી જાપમાં લીન છે.'

કાર્તિકને પોતાના કામની અસંગતતા ભયંકર રીતે ખૂંચી રહી. તેણે બે હાથ જોડ્યા: 'દેવી! ધર્મદ્રોહ કે વિદ્યાદ્રોહમાં હું હવે કારણરૂપ નહિ બનું: બની ન શકું: પણ જ્યારે તમે મહારાજ પાસે જાઓ, એમની અંતિમ પળે દર્શન કરવા—ત્યારે મને પણ એ મહાન નૃપની છેલ્લી મહાન પળોનો સાક્ષી રાખો એટલું જ હું યાચું છું. હું હવે નગરીમાંથી જવાનો નથી—આ નગરીનું જે થશે એની સાથે મારું પણ જે થવાનું હોય તે થશે. મને ગુપ્તચર ન ગણતા.' કાર્તિકને સરસ્વતીની વાણીની એવી અસર થઈ હતી કે પોતે પોતાનું કામ ભૂલી રહ્યો છે, એ પણ એ ભૂલી ગયો. ઊલટાની પોતાના

કામની ક્ષુદ્રતા એને ખૂંચવા લાગી હતી.

'પણ આ—આ કોણ છે ? ને તમારે *કાંડપૃષ્ઠ બ્રાહ્મણકોને—સરસ્વતીની આવી તમન્ના પણ શી ?'

'એ પણ પંડિતજન છે.' કાર્તિકે જગદીપ સામે જોયું. જગદીપ ચોર હતો, પણ તેથી વિદ્વાન ન હતો એમ ન હતું. ભોજરાજની છેલ્લી મહાન પળો જોવાની એને પણ ઇચ્છા હતી. 'હું તો આંહીંનો જ છું: મારે પણ મહારાજનાં છેલ્લાં દર્શન કરવાં છે, દેવી !' જગદીપ બોલ્યો.

થોડી વાર પછી વહેલું પ્રભાત થતાં સરસ્વતી નાહી-ધોઈ તૈયાર થઈ: મહારાજનાં છેલ્લાં દર્શન કરવા ચાલી. સરસ્વતીકંઠાભરણપ્રાસાદના ગુપ્તમહાલયમાં માણસોની અવરજવર શરૂ થઈ હતી; પણ વિદ્વાનો, કવિઓ ને પંડિતો સિવાય સામાન્ય જનસમૂહ તો હજી સાચી વાતથી અજાણ્યો રહ્યો હતો: મહારાજ હરપળે ચેતન ગુમાવી રહ્યા હતા.

સરસ્વતીની પાછળ જતો કાર્તિક ધારાનગરીના વાતાવરણને ધીમે ધીમે પોતાના જીવનમાં પાછું ઉતારવા મથી રહ્યો હતો. તેને બ્રાહ્મણક શબ્દે એક પ્રકારનું નવું દુઃખદ ભાન આપ્યું હતું. બ્રાહ્મણ માટે વિદ્યાદ્રોહ જેવું બીજું પાતક નહિ હોય, એ એને સરસ્વતીની વાણીમાંથી સમજાયું. પોતે બ્રાહ્મણ હતો. અવંતીનાથ કવિતાનો પુત્ર હતો. એની સામે દ્રોહ કરતાં એ હવે ધ્રૂજતો હતો. વળી જે કામ માટે એ દામોદર સાથે ધારામાં આવ્યો હતો તે કામ પૂરું થતું હતું. એના પંડિત-સંસ્કાર જાગ્યા.

સરસ્વતી, ભૂગર્ભગુપ્તમહાલયમાં પહોંચી, ત્યારે ત્યાંનું

---

* સૈનિક બ્રાહ્મણો. એ ઉતરતા ગણાતા.

વાતાવરણ અત્યંત ઉદાસીન હતું. એક તરફ શોકભારે નમેલો રોહક મંત્રી ઊભો હતો. દૂર વિદ્વાનો ને કવિજનો ઉદ્વિગ્ન મને મહારાજની યશોગાથા સંભારી રહ્યા હતા. કેટલાક દાસજનો દ્વાર પાસે માથે હાથ મૂકી ભારે હૈયે મહારાજ સામે જોઈ રહ્યા હતા. નર્તિકાઓ ને વારાંગનાઓની મુખમુદ્રામાં કરુણતા છલકાતી હતી. કાર્તિકે આ જોયું. એનું હૃદય આ વાતાવરણથી અલિપ્ત રહી શકે તેમ ન હતું. આમજન કહે-વાય તેવું કોઈ ભોજરાજ પાસે ન હતું. ધારા ઉપર આવી રહેલા ધ્વંસે સૌને છિન્નભિન્ન કરી મૂકયા હતા.

સરસ્વતીએ જોયું કે મહારાજ ચેતન અચેતન અવ-સ્થામાં ઝૂલતા હતા. અચાનક મહારાજે કહ્યું: ' રોહક ! '

રોહક નતમસ્તકે પાસે આવ્યો. પ્રણામ કર્યા. મહારાજ મંદસ્વરે બોલ્યા: ' મને મરણનો ભય નથી મંત્રી ! વિદ્વાનો હવે નિરાધાર બની જશે એનો ભય છે. રત્ન, માણિક્ય, સુવર્ણ, દ્રમ્મ હજી જે કાંઈ તમારી પાસે હોય તે ધારા-નગરીમાં રહેલા વિદ્વાનોને, કવિઓને, પંડિતોને વહેંચવા માટે મોકલ્યા કરો: જે આજ નથી અપાયું તે કોને ખબર છે કાલે કોનું હશે ? કોનું થશે કે કોનું રહેશે ? '

એટલું બોલી મહારાજ પાછા શાંત થઇ ગયા. રોહકે અનેક વિદ્વાનો, કવિઓ અને પંડિતોને દ્રમ્મ તથા સુવર્ણ મોકલવા માંડ્યા.

થોડી વાર શાંતિમાં વીતી ગઈ. પ્રભાતનો સોનેરી સમય ચડવા લાગ્યો. રહ્યાસહ્યા પંડિતો, વિદ્વાનો, કવિઓ અને રાજ-પુરુષો છાનામાના આવવા માંડ્યા. કોઇએ પોતાનું છેલ્લું પુસ્તક મહારાજને ચરણે ધરવા આણ્યું હતું. કોઈએ પ્રશસ્તિના

શ્લોકો આણ્યા હતા. કેટલાકની આંખમાં અશ્રુ હતાં. ઘણા ક્ષુબ્ધ બન્યા હતા. અનેક ભયભીત હતા. મહારાજના પતન સાથે જ ધારાધ્વંસની માથે ગાજી રહેલી ભયાનકતાએ સૌને આકુળવ્યાકુળ કર્યાં હતા. સૌની વચ્ચે થઈને પંડિત ઉવ-ટની પુત્રી સરસ્વતી છેક મહારાજ પાસે આવી. મહારાજની શય્યા પાસે એ ઘડી ઊભી રહી. તેણે નતમસ્તકે મહારાજને પ્રણામ કર્યા. મહારાજની આંખ જરા ઊઘડી—ને સરસ્વતી ઉપર થોડી વાર સ્થિર થઈ. તેમનું સંજ્ઞાજ્ઞાન શિથિલ થતું જતું હતું: 'કો . . ણ . . સરસ્વતી? દેવી?'

'મહારાજ! એ તો હું છું. હું સરસ્વતી. પંડિતરાજ ઉવટની પુત્રી. મહારાજ! આપે મોકલાવેલાં રત્નો પાછાં આપવા આવી છું!'

'હેં! કેમ? ઓછાં લાગ્યાં હોય તો . . . રોહક! આ તો પંડિત ઉવટ જેવાની પુત્રી એને વધુ રત્નો . . .'

પંડિતો ને વિદ્વાનોને સરસ્વતીના શબ્દો અત્યારે અ-સ્થાને લાગ્યા. છેલ્લી ઘડીએ પણ કોઈને આપ્યા વિના રહી ન જવાય એની જ મહારાજને તમન્ના હતી. કાર્તિકસ્વામી મહારાજના શબ્દો સાંભળી ડોલી ઊઠ્યો.

'મહારાજ! ઓછાં લાગ્યાં છે માટે નથી સ્વીકારતી એમ નથી . . .'

'ત્યારે?'

'મહારાજને ચરણે મારે એક પ્રતિજ્ઞા ધરવાની છે. ને એટલા માટે હું આવી છું.'

'શું . . .?'

'મહારાજ! ધારાનગરી રહે કે જાય—અવંતીદેશ લડે

કે પડે, વિદ્વાનો નિરાધાર બની વિદેશ સંચરે કે બીજે રાજદ્વારે વિચરે, પણ પંડિતરાજ ઉવટની પુત્રી સરસ્વતી મહારાજની ઇચ્છા પ્રમાણે, સરસ્વતીનો અખંડ સ્રોત આંહીં વહેતો રાખશે. એ આંહીં ચાલ્યા જ કરશે. એ વાટિકાના વિદ્વાનો મહારાજનો સરસ્વતીનો અવિચ્છિન્ન પ્રવાહ ચલાવ્યા જ કરશે. એમાંથી કોઈ ડગશે નહિ, કોઈ હઠશે નહિ, કોઇ પાછો પડશે નહિ—રાજયુદ્ધો ભલે ગર્જ્યાં કરે, કવિતાદેવીનાં નૂપુરનો રવ ત્યાં હમેશાં સંભળાયા કરશે !'

'ધન્ય . . સરસ્વતી ! પંડિતપુત્રી ! ધન્ય . . પણ રાજ્યાશ્રય વિના, દ્રમ્મ વિના, વિદ્યાનો સ્રોત ચાલે ? ચાલશે ?'

'મહારાજ ! આપે મૂઠી ભરી ભરીને રત્નો વિદ્વા-નોને આપ્યાં: દેશવિદેશના વિદ્વાનો આંહીં આવ્યા: ધારા-નગરી ભારતની સરસ્વતીનગરી બની: પણ, મહારાજ ! મૂઠી મૂઠી રત્નથી નહિ—મૂઠી મૂઠી કણથી, ભારતવર્ષના વિદ્વાનો વિદ્યા સાચવતા આવ્યા છે ને એ જ રીતે એ સચવાશે ! રત્નથી વિદ્યા સચવાય નહિ, મહારાજ !'

'કણની મૂઠીથી ? સરસ્વતી ! ધારામાં વિદ્વાનો દરિદ્રી રહેશે ?'

'પ્રભુ ! ધારામાં વિદ્વાનો દરિદ્રી નહિ હોય; દરિદ્ર વિદ્વાનો તો કાંઇ કરી શકતા નથી: વિદ્વાનોને મન વિત્ત એ સિપ્રાની વેળુ હશે. જે વિદ્વાનો વિત્તને અજીઠા ધાન્યની જેમ ફેંકી દેશે—એ વિદ્વાનો ધારાનગરીમાં સરસ્વતીનો પ્રવાહ વહેતો રાખશે. એ વિદ્વાનો—મહારાજ !'

'એવા છે કોઈ તારી સાથે ? કોણ કોણ છે ?'

મહારાજને આશ્વાસન મળે એ હેતુથી સરસ્વતીએ

આસપાસ જોયું. વિદ્વાનો તો દૂર ઊભા હતા. સૌ સાંભળતા હતા. પણ એમાંથી કોઈ આ બાજુ સરકયો નહિ. સરસ્વતી કાંઈક ઝાંખી થઈ ગઈ. તેણે આશ્રય લેતી હોય તેમ કાર્તિક સામે જોયું. તેને સરસ્વતીની વાણીની અસર તો થઈ હતી. એ પોતે વિચાર મંથનમાં પડ્યો હતો.

ભોજરાજનો ક્ષીણ સ્વર સંભળાયો: 'મેં તને કહ્યું નાં—સરસ્વતી ? દ્રમ્મ વિના, વિદ્વાનો, રાજ્યાશ્રય વિના—એ નહિ બને, ત્યાં જો. પેલી શિલ્પી મન્થલે કરેલી સરસ્વતીની મૂર્તિ ત્યાં રહી ! એના મોં સામું જો. એ પણ જાણે છે કે મને એટલીને ઐકાંતિક રીતે કોઈ દિવસ કોઈ નહિ ભજે. राज्ञा समोऽर्हति न कवेः परोपकारी '

'મહારાજ ! ધારાનગરીમાં સરસ્વતીનો અખંડ સ્રોત વહેતો રહેશે—રત્નને રજ માનનારા વિદ્વાનો કવિતાની ચરણ-ધૂલિમાં મહારાજનાં પગલાં નિહાળશે. આ નગરીને—ભારત-વર્ષમાં અનુપમ એવી ઐચ્છિક ગરીબીનો મહામૂલ્યવાન લક્ષ્મી-વારસો આજથી મળે છે. મહારાજ ! સરસ્વતીવાટિકા રહેશે. સરસ્વતીકંઠાભરણ રહેશે, આંહીં કવિતા રહેશે, આંહીં કલ્પ-નાનો વૈભવ રહેશે. સ્વર્ગંગામાં જલસ્નાન કરતા અવંતીનાથો આ દૃશ્ય જોઈને ડોલી ઊઠશે. મહારાજ મુંજ ને મહારાજ ભોજની નગરી ભલે સંપત્તિવિહોણી હોય—એ સરસ્વતી-વિહોણી ક્યારેય નહિ હોય. મહારાજને ચરણે મારી એ આજે પ્રતિજ્ઞા છે. મહારાજના આશીર્વાદ એના ઉપર ઊતરે એટલી જ યાચના છે.'

'પણ તારો એક સાથી, સા—એક વિદ્વાન, તને જે સાથ આપવા તૈયાર હોય એવો તો બતાવ—મને જરા શાંતિ

—' મહારાજ ભોજનું વાક્ય અધૂરું રહી ગયું. વિદ્વાનોમાંથી એક પણ વિદ્વાન આ બાજુ ફરકતો ન હતો.

અચાનક સરસ્વતીની પડખેથી કાર્તિકસ્વામી નીકળી આવ્યો.

' મહારાજ અવંતીનાથ ! સરસ્વતીવાટિકાની કવિચરણ-ધૂલિમાં રમનારો એક તો હું છું ! હું મહારાજ !—પૂર્વાશ્રમનો સોમનાથ ભગવાનનો પંડિતઃ અત્યારનો દામોદર મહેતાનો સેવક. '

' કોણ ? તું . . ' મહારાજને સંભારતાં વાર થઈ.

' પ્રભુ ! હું . . કાર્તિકસ્વામી ! ભગવાન મહાકાલેશ્વરના ચરણજલથી આ કહું છું. અવંતીનો સરસ્વતીસ્રોત અખંડ રહેશે ! '

કાર્તિકસ્વામીના શબ્દોને સરસ્વતી એક ઘડીભર તો સમજી શકી નહિ. જ્યારે ધારાનગરીમાં કાર્તિક પ્રથમ આવ્યો —ત્યારે પોતાની સાથે થયેલો વાર્તાલાપ એને હવે સાંભરી આવ્યો. આજે પણ છેવટની ઘડી સુધી એ દામોદરનો દૂત હતો. સરસ્વતીએ મહારાજની મરણશય્યા પાસે પોતાની સાથે આવવાની એને અનુમતિ આપી હતી. પણ એનો રાજદ્વારી ઉપયોગ કરવા માટે એ હવે નગરીબહાર જવાનો ન હતો. પણ કાર્તિક આ પ્રમાણે નવું જીવનવ્રત સ્વીકારશે, એ એનો ખ્યાલ ન હતો.

સરસ્વતીને સાથ આપવા એક પણ વિદ્વાન બહાર આવતો નથી એ જોઇને—કાર્તિક આગળ આવ્યો હતો. એને બ્રાહ્મણુક મટવું હતું. બ્રાહ્મણ થવું હતું.

ભોજરાજના ચહેરા પર પ્રસન્નતા છવાઈ ગઈ. 'ત્યાગે

તો, કાર્તિકસ્વામી ! અવંતીએ તને જીત્યો !'

'પ્રભુ ! એનો મને હર્ષ છે: वन्दे वारिद सार्वभौम ! भवतो विश्वोपकारिव्रतम् ।

'રોહક !' પોતાના નિયમ પ્રમાણે ભોજરાજ તદ્દન યંત્રવત્ બોલી ઊઠ્યા: 'આ કાર્તિકસ્વામીને એક લક્ષ દ્રમ્મ કે રત્ન—'

'સરસ્વતીના કર્ણાવતંસનું રત્ન—એમ આપની આજ્ઞા હો, અવંતીનાથ !' કાર્તિક અત્યંત પ્રેમથી નમી રહ્યો. અને અચાનક મન્થલની પેલી અપ્રતિમ સરસ્વતીપ્રતિમામાંથી જાણે શોકનો સ્વર સંભળાતો હોય એવું સૌને લાગ્યું. સૌ ચોંકી ગયા. વિદ્વાનો જોઈ રહ્યા.

સરસ્વતી ભોજરાજની વધારે નજીક સરી. કાર્તિક વધારે નિકટમાં આવ્યો. વિદ્વાનો ભોજરાજને નિહાળવા પાસે આવ્યા. કોઈને કાંઈ સમજણ પડી નહિ. અંતરિક્ષમાંથી જાણે આવતો હોય તેમ સરસ્વતીની વીણાનો શોકાર્ત્ત સ્વર હજી આવી રહ્યો હતો: કોઈ ક્યાંય દેખાતું ન હતું.

અને એ શોકઘેરા અદૃશ્ય અવાજનો પ્રતિધ્વનિ, મહાશિલ્પી મન્થલની સરસ્વતીપ્રતિમાના વીણાના તાર ઉપર પડતો હોય તેમ, એના તાર ઝણઝણી રહ્યા હતા.

આશ્ચર્યચકિત બનીને સૌ જોઈ રહ્યા.

દિશાઓમાંથી પ્રગટતું હોય તેવું, સરસ્વતીના નૂપુરઝંકાર જેવું, કાવ્યચરણ, અંતરિક્ષમાંથી સંભળાયું:

अद्य धारा निराधारा निरालम्बा सरस्वती ।
पंडिता खंडिताः सर्वे त्वयि भोज ! दिवं गते ॥

સર્વનાં મસ્તક શોકભારે ભોજરાજને નમી રહ્યાં.

## ૪૦. કાં ભાગ લાવો, કાં શીર્ષ લાવો

'કોણે મહારાજ કર્ણદેવે આ સંદેશો મોકલાવ્યો છે?'

'હા, પ્રભુ!' સૈનિક નમી રહ્યો.

'ઠીક, તું જા—'

'પ્રત્યુત્તર શું આપું, પ્રભુ?'

'મહારાજને કહેજે—કે પ્રત્યુત્તર પણ આવશે. વિંધ્ય-પર્વત દૂર લાગશે—ને નર્મદાનાં જળ ખળભળતાં જણાશે. કહેજે—' દૂત તો નમીને ગયો. દામોદરે પાસે પડેલો નાનો શંખ ફૂંક્યો. તરત પાસેના પટ્ટકુટિમાંથી અર્જુનભટ્ટ આવ્યો.

'ભટ્ટરાજ! પેલો કાર્તિક—એ તે ગયો ક્યાં? એને મોકલ્યો'તો ભોજરાજની મરણવાર્તા સાંભળવા. એ મરણ પણ હવે તો જૂનું થઈ ગયું. ધારાનગરીમાં હૈહયો પેસી ગયા. રાજ-ભંડાર લૂંટાણો. કોઈ રાજપુરુષ ધારાનગરીમાં નથી. કોઈ વિદ્વાન રહ્યો નથી. મંત્રીશ્વર રોહક મહાકાલના મંદિરમાં બેસી ગયો. ચાર પાંચ દિવસમાં આમ પ્રસંગો ઉપર પ્રસંગો બની ગયા—અને એ દેખાયો જ નહિ. આ તે શું? એ ગયો ક્યાં?'

'પ્રભુ! મેં વળી કાંઈ નવું સાંભળ્યું છે!'

'શું સાંભળ્યું છે ત્યારે બોલોને—'

'કહે છે—એ પણ પાછો પંડિત બનીને બેસી ગયો, મહાકાલેશ્વરને ચરણે—'

'હોય નહિ . .'

'કહે છે; વાત ચાલે છે. જુઓને હજી આવ્યા તો નથી.'

એટલામાં હરપાળ દોડતો આવ્યો. તેના ચહેરા ઉપર વ્યગ્રતા હતી, પગમાં અસ્થિરતા હતી. તે એકદમ દામોદર પાસે જ આવ્યો—ભટ્ટને જોઈને ખંચકાઈને બોલ્યા વિના ઊભો રહ્યો.

'કેમ—મકવાણાજી! કેમ આમ છો? કેમ ખંચકાયા? એ તો આપણો જ માણસ છે!'

'પ્રભુ! મહારાજે બાલુકરાયને આજ્ઞા કરી છે કે સોલંકીઓને તૈયાર થવાનો શંખનાદ કરવો—'

'શા માટે? શાનો શંખનાદ મહારાજ કરાવે છે? હવે કોની સાથે લડવાનું છે? અવંતીમાંથી તો હવે કોઈનો સામનો નથી. ને કર્ણાટ તો હજી દૂર રહ્યું છે. ક્યાં જવાની તૈયારી કરવાની છે?'

'કર્ણદેવનો સાંધિવિગ્રહિક હમણાં મહારાજ પાસે આવી ગયો—'

'કોણ દેવશર્મા?'

'હા. પ્રભુ! એ કહે, હૈહયરાજે કહેવરાવ્યું છે કે સોલંકી સૈન્યને લઈને મહારાજ ભીમદેવ હવે ઇલદુર્ગ તરફ ભલે પાછા ફરે. યાદવ ને આહવમલ્લ એ તરફથી આ બાજુ આવશે. આંહીં અવંતીને અમે સંભાળીશું. તમે ત્યાં વાગડના સત્યરાજને કે યુવરાજ માંડલિકને સંભાળો!'

'કોણે કર્ણદેવે આ સંદેશો મોકલ્યો છે—અને તે મહારાજને પોતાને?'

'અરે! કાંઈ કહેવાની વાત નથી પ્રભુ! મહારાજે તો બાલુકરાયને બોલાવરાવ્યા છે. તમને પણ હમણાં તેડું આવશે. મહારાજે આજ્ઞા કરી છે કે હૈહયોને જ રોળી નાખો. અવંતી આપણે સાચવીશું. એવો એ ક્યાંનો અવંતી લઈને બેસી જનારો? કુમાર જયસિંહ આહવમલ્લના સાથમાં આવશે, તો આપણે પણ આહવમલ્લને ઓળખીએ છીએ. મહારાજે દેવશર્માને કહ્યું: 'દેવશર્મા, બ્રાહ્મણ છો એટલે જવા દઉં છું. બાકી કહેજો કર્ણદેવને કે તારા જેવડા તો મારે ત્યાં છોકરા છે!'

એટલામાં સિંહનાદ આવ્યો: 'પ્રભુ! મહારાજ યાદ કરે છે.'

'કોણ કોણ છે, સિંહનાદ?'

'બાલુકરાયજી છે. મહારાજ છે. સેનાનાયકો છે. હમણાં જ ચંડશર્મા આવી પહોંચ્યા છે. હૈહય કર્ણદેવને આહ્વાન મોકલવાની વાત ચાલે છે! બધા ઉગ્ર બની ગયા છે.'

દામોદર સિંહનાદ સાથે ગયો. કર્ણદેવે એને સંદેશો મોકલાવ્યો તે પણ અવંતી તજવામાં રહેલા રાજનૈતિક ડહાપણ વિષેનો જ હતો. 'જયસિંહ આવશે. આહવમલ્લ આવશે. તમે મફતના સપડાશો—તમે ઇલદુર્ગ તરફ હટી જાઓ—' એ વાત હતી. મહારાજને પણ એ જ કહેવરાવ્યું હતું. દામોદરને કર્ણદેવનો અવાજ ખૂંચ્યો હતો. હવે શું કરવું એની વિચારણામાં એ પડ્યો હતો..

દામોદર મહારાજ ભીમદેવ પાસે પહોંચ્યો તો ત્યાંનું વાતાવરણ એણે અત્યંત ઉગ્ર જોયું. બાલુકરાય રાતોચોળ બની ગયો હતો. ચંડશર્મા ગભરાઈ ગયેલો દેખાતો હતો.

મહારાજ સામે જોઈ ન શકાવાથી સેનાનાયકો નીચું જોઈ રહ્યા હતા. કર્ણદેવનો સાંધિવિગ્રહિક દેવશર્મા પાછો ફરીને આવીને ત્યાં બેઠો બેઠો કાંઈક કહી રહ્યો હતો.

'દામોદર! આ દેવશર્મા કાંઈક કહે છે તે તું સાંભળી લે, ભાઈ! તારા ખપનું છે. અમે તો એને ક્યારનો જવાબ આપી દીધો છે!'

દામોદર મહારાજને પ્રણામ કરીને નીચે બેઠો.

'શું કહેવરાવે છે હૈહયરાજ કર્ણદેવ મહારાજ--ચેદીપતિ?' તેણે દેવશર્માની સામે જોયું. એની વાણીની નમ્રતાથી કેટલાક સેનાનાયકો મનમાં આકરા જેવા થઈ ગયા.

'મંત્રીરાજ! હૈહયરાજે એમ કહેવરાવ્યું છે કે હવે માતંગે માતંગ ગર્જે છે. જયસિંહ આહવમલ્લની મદદ મેળવીને પાછો આવશે જ. લડાઈ ઉગ્ર બનશે. તમને સોલંકીઓને નાહકની વિપત્તિ પડશે. તમે અમારે વેણે આવ્યા, અમને મદદરૂપ થયા, અવંતીનો અર્ધવિજય સિદ્ધ થયો, હવે તમે વાગડનો માર્ગ સાચવવા ઇલ્લદુર્ગ તરફ પાછા ફરો, તો તમારું રાજ પણ સચવાય ને અમને પણ મદદ થાય. અવંતીને તો અમે સાચવી લેશું!'

'આટલું જ કહેવરાવ્યું છે?' દામોદરે પૂછ્યું.

'આટલું વળી તને ઓછું લાગે છે?' મહારાજ બોલ્યા.

'ઓછું તો ખરું જ ના, મહારાજ! એમાં અવંતીને પોતે સાચવશે એમ કહેવરાવ્યું છે. પણ એમને પોતાને કોણ સાચવશે એ તો કહેવરાવ્યું જ નથી. દેવશર્મા! કર્ણદેવને કહેજો, કે દામોદર મહેતો જેમ માણસને મહાન બનાવી શકે છે, તેમ ઘડીના છઠ્ઠા ભાગમાં નાના પણ બનાવી શકે છે.

તમારે મોટું રહેવું હોય તો તમે અમારે મન મોટા છો જ. અમારે કાંઈ આંહીં તમારી સાથે આથડવું નથી. પણ તમારે આથડવું જ હોય—તો પછી નર્મદા આઘેરી થઈ પડશે!'

'પ્રભુ—આ તો આહ્વાન—

'એ આહ્વાન નથી; વિગ્રહનો સંદેશો પણ નથી; સાદી સમજણની વાત છે; તમારા વચનની તમને યાદી છે. પાટણપતિ આવ્યા છે તે અરધું અવંતી લઇને જ જાશે.'

'અથવા આખું મૂકીને જાશે—'

'દેવશર્મા!' બાલુકરાય બોલી ઊઠયો: 'બ્રાહ્મણનો દેહ છે તે જાવા દઉં છું. બાકી ભોડકું આંહીં પડી જાશે હો!'

'તો સમશેર લોને, સેનાપતિજી!' દેવશર્માએ નિડરતાથી કહ્યું: 'મારું ભોડકું વિચિત્ર છે. એમાંથી એક હજાર બીજાં માથાં ઊગશે!'

'સમશેર લેવાની વાત તો તમારે ત્યાં ચેદિમાં રહી—અમે સમશેર નથી લેતા. એક નજર નાખતાં, દેવશર્માજી! આંહીંથી બે ડગલાં હાલવું ભારે પડશે. વાત જાવા દ્યો ને. તમતારે સંદેશો લઈ જાઓ—' હરપાળ બોલ્યો. મહારાજ એની સામે જોઈ રહ્યા. દામોદરને પણ મકવાણાનું પાણી અજબ લાગ્યું.

'તમે, દેવશર્મા! મેં કહ્યું તેમ કહેજો ને,' દામોદર બોલ્યો. 'સોલંકીઓએ પણ હાથી જોયા છે. ગજદળ પણ દોર્યાં છે. એ તમને પણ ઓળખે છે, આહવમલ્લને પણ ઓળખે છે. લડવું પડશે તો એ બેઠા છે. બાકી દક્ષિણ બાજુનો અવંતીનો પ્રદેશ લઇ અમારી પૂર્વદિશાને સરખી કર્યા વિના આંહીંથી કોઈ ખસે તેમ નથી. તમે તમારા સૈન્યમાં મજા કરો. અમે આંહીં બેઠા મજો કરીએ. લડવું

હોય ત્યારે કહેવરાવજો સામે—અથવા સાથે.'

'આ તમારો છેલ્લો પ્રત્યુત્તર છે?'

'આથી છેલ્લો તો પછી આકરો પડશે!' દામોદર બોલ્યો.

દેવશર્મા નમીને ચાલતો થયો.

'દામોદર!' દેવશર્મા ગયો કે તરત મહારાજે કહ્યું. 'વિમલે કહ્યું હતું તેમ જ થયું નાં? આ કર્ણદેવ ઉપર તેં આધાર રાખ્યો—એ હવે તને પણ મ્યાંઉં કરે છે, જોયું? આંહીં યુદ્ધ કરવું પડે કે નામોશી વહોરવી પડે—આનું નામ દળી દળીને ઢાંકણીમાં ઉઘલાવ્યું. આના કરતાં તો આપણે એકલા અવંતી સાથે લડી લેતા હતા એમાં શું ખોટું હતું?'

'મહેતા! તમે પણ એના વેણે બહુ ભોળવાયા; એના ઉપર આધાર શો? એણે ભંડાર લૂંટયો, પણ તમને શું મળ્યું? કાંઈ મળ્યું છે?' બાલુકરાય બોલ્યો.

'મળ્યું—ન મળ્યું કાંઈ નહિ, પણ આપણને એણે બનાવ્યા. રાજભંડારમાં નીલકંઠેશ્વરની મૂર્તિ છે. મહામોલી ચિંતામણિ પ્રતિમા છે. દાર્શનિક નંગ છે. સુવર્ણમંડપિકા છે. એ ભંડાર લૂંટે—આ તો આપણે ઉંદરઃ આપણે ખોદ્યું ને ઇ ભોરંગ ભોગવે. એને કહેવરાવી દેજે, દામોદર! કે સોલંકી-સૈન્ય પછી વસમું પડી જાશે! વિમલે તો આ પહેલેથી જ કહ્યું હતું!' મહારાજ બોલ્યા.

દામોદરને પોતાની આ અવસ્થા ખૂંચી રહી. કાર્તિકના સમાચારથી એ અસ્વસ્થ હતો. એમાં આજે એની રાજનીતિની છેક છેલ્લી ઘડીની અફળતા એને તીવ્ર દુઃખ આપી રહી. કર્ણદેવ બળવાન હતો—ને એટલે જ એ ડારતો બેઠો હતો.

આંહીં અવંતીને આંગણે સોલંકીઓ અને હૈહયો લડે તો શું થાય એનું એને ભાન હતું. આંહીં સોલંકીઓ હારે—તો લાટના ત્રિલોચનપાલ જેવા પણ પાટણને પોતાનું ખંડિયું ગણી કાઢે. દામોદરને આ ઘડી સૌથી આકરી થઈ પડી. વિમલના શબ્દો ખરા પડતા લાગ્યા. મહારાજ પાસેથી પાછો ફરીને એ એકાકી પોતાની પટ્ટકુટીની પાસે ફરી રહ્યો હતો. કર્ણદેવ મક્કમ હતો. અર્ધું અવંતી આપવાની વાત તો છેટે રહી—અર્ધો રાજભંડારની લૂંટ આપવાની પણ એણે ના કહેવરાવી દીધી હતી. દેવશર્મા સાંજે આવીને પાછો કહી ગયોઃ 'મહારાજ કર્ણદેવ પ્રભાતે સોલંકીઓનું સૈન્ય આંહીં નહિ દેખે—તો આનંદશેઃ દેખશે તો પછી શું કરવું તે તમને કહેવરાવશે.'

દામોદરને લાગ્યું કે કાલે પ્રભાતે તો લડાઈના રણ-શીંગા ફૂંકાશે. એણે જે કરવું હોય તે રાતમાં કરી લેવું રહ્યું.

એ એકલો ફરી રહ્યો. લડાઈનો અગ્નિ સળગશે તો ભયંકર પરિણામ આવશે. નહિ સળગે તો મહારાજ ભીમદેવ આ અવમાન એમ ને એમ નહિ ગળે. કાંઈ પણ ન સૂઝવાથી એક ઘડીભર તો એ આકુળવ્યાકુળ બની ગયો. અચાનક એને એક માર્ગ મળ્યો. અને એ જ વખતે મકવાણા હરપાળને પોતાની તરફ આવતો એણે જોયો. હરપાળ ત્યાં આવીને થંભ્યો. દામોદરે એને ઓળખ્યો.

'મકવાણાજી! કેમ અત્યારે? વળી છે કાંઈ પાછો નવો સંદેશો?'

'સંદેશો કાંઇ નથી, પ્રભુ! પણ કાલે પ્રભાતે યુદ્ધ થશે એમ લાગે છે. બન્ને પક્ષો તૈયારી કરે છે. મહારાજે બાલુકરાયને કહી દીધું છે. કર્ણદેવે પણ શંખ ફૂંકવાની આજ્ઞા

આપી દીધી છે. જે કરવું હોય તે રાતમાં થાશે. સવારે તો કોઈ કોઈનું નહિ સાંભળે !'

'મકવાણાજી !' દામોદર અચાનક બોલ્યો. પણ એનો બોલ અધૂરો રહી ગયો. સિંહનાદ ત્યાં આવીને ઊભો હતો.

'કેમ સિંહનાદ ?'

'પ્રભુ ! મહારાજને નિદ્રા આવતી નથી. આવું અપમાન થશે એ એમની કલ્પનામાં પણ ન હતું. એ પોતે એકલા સમશેર લઈને ઊપડતા'તા'

'ક્યાં ?'

'કર્ણદેવને હણવા.'

'પછી ?'

'પછી વળી બાલુકરાય આવી ચડ્યા. મહારાજે— કહેવરાવ્યું છે, પ્રભુ !—હું તો મહારાજનો સંદેશવાહક છું—' સિંહનાદ બોલતાં ધ્રૂજ્યો.

'શું છે, સિંહનાદ ! કેમ થોથરાય છે ? તું તારે બોલી દે. દામોદરને કોઈ વસ્તુનો હવે ડર નથી. એની રાજનીતિ— છેક છેવટની ઘડીએ વિફળ થતી હોય તો ભલે કૂટિલ વિધિ આનંદ કરે, બીજું શું ? પુરુષાર્થમાં માનનારા વિધિને માને છે ત્યારે પુરુષાર્થ શોભી ઊઠે છે. મેં દરેકેદરેક વસ્તુની ગણતરી કરી હતી. છેક છેલ્લી ઘડીએ એક ગણતરી નિષ્ફળ ગઈ—પણ તેથી શું ? હું હરકોઇ પરિણામ માટે તૈયાર છું, શું કહેવરાવ્યું છે મહારાજે ? બોલ સિંહનાદ !'

'પ્રભુ ! હું તો અનુચર છું—

'મારાથી એ અજાણ્યું નથી, સિંહનાદ ! તું તારે બોલી દે.'

'મહારાજે એમ કહેવરાવ્યું છે, પ્રભુ! મહેતાને કહેજો કે "કાલે કાં રાજભંડારને અર્ધો ભાગ લાવે અથવા તો" . . .'

'અથવા તો—?' દામોદરે ત્વરાથી પૂછ્યું.

'અથવા તો શીર્ષ લાવે!'

'શીર્ષ—શીશ—માથું લાવે—એમ કહેવરાવ્યું છે મહારાજે?' મકવાણો સિંહનાદના શબ્દે સ્તબ્ધ થઈ ગયો. તેનાથી સિંહનાદને પુછાઈ ગયું.

'હા, પ્રભુ! મહારાજના એ શબ્દો છે!' સિંહનાદ નમીને ફરીને બોલ્યો: 'કાં ભાગ લાવે—કાં મહેતા શીર્ષ લાવે!' સિંહનાદ એક ઘડી શાંત ઊભો રહ્યો. 'ઠીક, તું તારે જા,' દામોદરે કહ્યું.

સિંહનાદ નમીને ચાલતો થઈ ગયો.

'એનો અર્થ હું સમજ્યો છું, મકવાણાજી! મહારાજ વ્યગ્ર થઈ ગયા છે. વર્ષોની મહેનતનું ફળ એમને વણસી જતું દેખાય છે. પણ એમને કહેવાનું આમ હશે—કર્ણદેવનું શીર્ષ લાવે!'

'પણ . . એ . . એ . . તે કાંઈ . .' મકવાણો વિચાર કરી રહ્યો.

'રમત નથી એ ખરું; પણ શીર્ષ આપ્યા વિના કોઈ શીર્ષ લઈ શક્યો છે ખરો? આપણે રસ્તો શોધવો પડશે, મકવાણાજી!'

મકવાણો ને દામોદર સામસામે વિચારમાં તલ્લીન ત્યાં ઊભા રહ્યા. થોડી વાર પછી દામોદરે મકવાણાનો હાથ પકડ્યો: 'મકવાણાજી! પેલું તાપણું બળે છે ત્યાં અર્જુનભટ્ટ બેઠો છે એને પહેલાં બોલાવો.'

મકવાણો અર્જુનભટ્ટને બોલાવવા ગયો.

## ૪૧. જ્યારે દામોદર શસ્ત્ર લે છે

**અર્જુનભટ્ટ** આવ્યો. દામોદરે ભટ્ટની સામે જોયું: ' ભટ્ટજી ! પછી પત્તો મળ્યો કાંઈ કાર્તિકનો ?'

' મુંજસાગરની આ તરફ ધારા બાજુ જતાં ઈશાનરાશિનો આશ્રમ આવે છે—'

' હા, એ મેં જોયો છે. ધારાનગરી આવ્યા ત્યારે એ —હું ને કાર્તિક ત્યાં જ રાત રહ્યા હતા—કેમ એનું શું છે ?'

' ત્યાં ધારાનગરીમાંથી બહાર નીકળી ગયેલી કોઈ વિદ્વાન બાઈએ ઝૂંપડાં બાંધી વેદની ધૂન જગાવી છે: કોઈની પરવા ન હોય તેમ ત્યાં વિદ્યાની વાતો ચાલી રહી છે: હૈહયનું સૈન્ય જાણે ક્યાંય છે જ નહિ એમ ત્યાં કવિતાવિનોદ થઈ રહ્યો છે. ચેદિરાજ પણ ત્યાં જઈ આવ્યા ! કાર્તિકસ્વામી ત્યાં છે.'

' ત્યાં છે ? હેં ! તમે મળ્યા હતા એને ?'

' હું મળ્યો નથી. પણ પાકે પાયે વાત આવી ગઈ છે. છે તો ત્યાં જ. એણે વિદ્યાનું વ્રત લઈ લીધું છે. છેવટે તો બ્રાહ્મણદેહ ખરો નાં ? એ ક્યાં સુધી ટકી શકે ?'

આજ રાતમાં જ ચેદિના સૈનિકો લડી શકે જ નહિ એવી યોજના કરવાની ગડમથલમાં પડેલા દામોદરના મન ઉપર આ

સમાચારે હથોડાનો ઘા કર્યો. એક ઘડીભર તો એ વેદનાથી વળ ખાઈ ગયો. વિમલે પહેલેથી એની રાજનીતિને તિરસ્કારી હતી; પરાજય મળે તો એ બાજુથી એને લેશ પણ આશ્વાસનની આશા ન હતી. મહારાજ ભીમદેવે તો વિજય માગ્યો હતો, અથવા શીર્ષ માગ્યું હતું; એમને પરાજય ખપતો ન હતો. બાલુકરાય ને બીજા સૌ તો એની રાજનીતિની અફળતાને સાતમે પાતાળ ઉતારી પાડવા તૈયાર હતા; એક કાર્તિક હતો જે જય અને પરાજય બન્નેનું મૂલ્યાંકન કરી દામોદરને સમજી શકે. એ કાર્તિક પણ હવે ગયો; એટલે આવે પ્રસંગે જેના ઉપર આધાર રાખી સલાહ લે—જેને કામ સોંપી શકે—એવો કોઈ એની પાસે અત્યારે ન રહ્યો. એને લાગ્યું કે હવે આજે એ એકાકી હતો. એનો આ પરાજય—એને ભરખી જવા માગતો હોય તેમ—ચારે તરફથી ભયંકર અંધકારની માફક, એની સામે ધસી રહ્યો હતો. અને વિજયોની પરંપરાને અંતે મળેલો એક મહાન પરાજય જ વિજયીને હમેશાં ભરખી જાય છે નાં? દામોદરની અવસ્થા વિચિત્ર બની ગઈ.

'મકવાણાજી!' દામોદરે જુવાન મકવાણાના ખભા ઉપર હાથ મૂક્યો. અત્યારે હવે કાર્તિકની વાતને શોચવાનો વખત ન હતો. પ્રૌઢ મંત્રી આવા તરુણોના આધારે આવતી આપત્તિને તરવા માગતો હોય તેમ તેની સામે જોઈ રહ્યો: 'તમે કહ્યું તે સાચું છે. કાલે સવારે જુદ્ધ ગરજશે. મહારાજ આ અપમાન સહન કરવાના નથી. ચેદિરાજ વિજયમાં ઉન્મત્ત છે તે અત્યારે માનવાનો નથી. ચેદિ ને પાટણ આંહીં આથડશે. તો જે સમય મળશે તેમાં જયસિંહ આહવમલ્લનો સાથ મેળવી બન્નેને—પાટણને ને ચેદિને—રોળી નાખશે.

તમે એક વખત—છેલ્લો પાસો નાખી જુઓ. અર્જુનભટ્ટ! તમે સાથે જાઓ.'

દામોદરનું વાક્ય પૂરું થયું ન થયું ને સાંતૂ દેખાયો. બન્ને જણા જતાં જરા અટકયા. સાંતૂના હાથમાં એક સુંદર પોપટ હતો: 'પ્રભુ! આ જોયો?'

'અરે!' દામોદરે પોપટને તરત ઓળખ્યો: 'આ તો પંડિતરાજનો પોપટ લાગે છે—રુદ્રદત્ત! સરસ્વતીએ ઉડાડી મૂકયો દેખાય છે!'

'પ્રભુ! પણ એ તો શુદ્ધ ગીર્વાણમાં મનોહારી કાવ્યપંક્તિઓ બોલી શકે છે. કર્ણદેવની પાસે એને લઈને હું જાઉં?'

દામોદર થોડી વાર વિચારમાં પડી ગયો.

'ત્યારે, ભટ્ટજી!' દામોદર કોઈ યોજનાને સ્ફુટ કરતો હોય તેમ બોલ્યો. 'આપણે હવે એમ કરીએ. માણસનો અવરજવર બંધ થાય, એટલે ગુપચુપ કર્ણદેવની પટ્ટકુટીની આસપાસ આપણે ગોઠવાઈ રહેવાનું છે. એની પટ્ટકુટીની એક દિશા—પશ્ચિમ બાજુ જરા જંગલ જેવું છે, એ તો તમે જોયું છે. એ બાજુ તરફ આપણે આશ્રય લેવો. કોઈ પહેરેગીરની નજર પડે નહિ એની બરાબર સંભાળ રાખવી પડશે: નહિતર બધી વાત ફોક જશે ને હાંસી થશે એ મફતમાં. સાંતૂ! તું તારા આ શુકરાજને લઈને ત્યાંના કોઈ ઉત્તુંગ વૃક્ષ પર બેસી જજે. એ શુકરાજ પાસે મનોહારી કાવ્યચરણાવલિ બોલાવજે—અને રાજા પોતાની પટ્ટકુટીમાંથી બહાર આવશે. એ આવે—ભટ્ટજી! અને જે વૃક્ષ ઉપર સાંતૂ બેઠો હોય ત્યાં થોભે—કે એક ક્ષણના પણ વિલંબ વિના એને તરત ઉપાડી લેવાનો છે. આ લ્યો તમે—' દામોદરે પોતાની

પાસેની એક મુદ્રિકા અર્જુનભટ્ટને આપી. ' અને અત્યંત ત્વરાથી—એ એક શબ્દ પણ બોલે તે પહેલાં—આપણે એને ઈશાનરાશિના મંદિરમાં મૂકી દેવાનો છે. તમે હું કહું એટલા સોલંકી યોદ્ધાઓને બોલાવો.' દામોદરે એકપછી એક નામ આપવા શરૂ કર્યાં: ' આ મુદ્રિકા સેનાનાયકને બતાવી મેં નામ આપ્યાં તે બધાને આંહીં બોલાવી લાવો. અમે આંહીં ઊભા છીએ. સાંતૂ ! તું તારે કામે ચડી જા. પટ્ટકુટીની પશ્ચિમમાં જે પહેલું મહાન વૃક્ષ દેખાય તેનો આશ્રય લેજે ! મકવાણાજી પણ આવીને ત્યાં થોભશે ! '

દામોદર ચમકી ગયો. પાસે કાંઈ સળવળાટ થયો કે શું ? એક ઘડીભર એ શાંત થઈ ગયો. મકવાણાજી ત્વરાથી ચારે તરફ આંટો મારી આવ્યો. ત્યાં કોઈ હતું નહિ. પણ દામોદરના મનની શંકા ગઈ નહિ. તેણે અવાજ ધીમો કરી નાખ્યો હતો: ' કર્ણદેવને ઉપાડી લેવા માટે તો અત્યંત ત્વરા કરવી પડશે. એક પણ અવાજ થાય તે પહેલાં જ એને બાંધી લેવાનો છે. ભટ્ટજી ! ત્વરામાં આપણી શક્તિ છે. એમાં જ આપણો વિજય છે. તમે ગયા ન હો તેમ આવજો. તમે હવે જાઓ.'

સૌ સૌને કામે ગયા. સાંતૂ ગયો. મકવાણાજી એની સાથે ગયા. અર્જુનભટ્ટ પણ ગયો. દામોદર એકાકી ત્યાં ઊભો રહ્યો. આજે એના જીવનપરાક્રમની છેલ્લી ઘડી હોય તેમ એને જણાયું. એને લાગ્યું, કે હવે એણે વિદાય લેવી જોઈએ. મહારાજે શીર્ષ માગ્યું—કે વિજય માગ્યો—એનો અર્થ એ કે હવે એના પ્રયોગને અપનાવવાની કોઈની તૈયારી ન હતી: કાં વિજય કાં મૃત્યુ.

દામોદર એકાકી ત્યાં ફરી રહ્યો.

## ૪૨. કર્ણદેવને અદ્‌ભુત કાવ્ય સંભળાયું

રાજા કર્ણદેવ હજી જાગતી ઊંઘમાં પડ્યો હતો. સરસ્વતીની અકિંચન ઝૂંપડીઓ ને તેમાં કેવળ વિદ્યાપ્રીતિથી દોરવાઈને બેસી ગયેલા શિષ્ય પંડિતો વિષે તે મનમાં ને મનમાં વિચાર કરી રહ્યો હતો. યુદ્ધ ગર્જતું હતું ને ગર્જવાનું હતું. પણ સરસ્વતીએ વિનમ્રતાથી ને એટલી જ મક્કમતાથી એને કહ્યું હતું: 'મહારાજ! આંહીં આ મંદિરદ્વારમાં ને આ ઝૂંપડીઓમાં મહારાજ ભોજે મૂકેલી સરસ્વતીપ્રણાલિકા ચાલુ રહેવાની છે. માતંગો ગર્જે કે નગરીઓ પડે—વિદ્યાની ઉપાસના કરતો કોઈ પંડિત આ સ્થાન તજવાનો નથી, કે વિદ્યાની ઉપાસના મૂકવાનો નથી. જય, પરાજય, રાજ ને રાજાઓ એ સઘળાં ક્ષણિક છે: કેવળ વિદ્યા એક જ અમર છે.' કર્ણદેવ સરસ્વતીની મોહક ને મક્કમ વાણી વિષે વિચાર કરી રહ્યો હતો, એટલામાં ક્યાંકથી આવતા મનોહારી અવાજે એ સંપૂર્ણ જાગી ઊઠ્યો. શુદ્ધ ગીર્વાણમાં, પોતાના વિદ્યાપતિની જ મનોહારી પંક્તિઓ એણે સાંભળી: એ ચકિત થઈ ગયો. એણે વધારે ધ્યાનથી સાંભળ્યું ને એના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. કોઈ પક્ષીને

આટલી સ્પષ્ટ શુદ્ધ વાણીમાં એણે બોલતું સાંભળ્યું ન હતું. ધારાધ્વંસે અનેક વિદ્વાનો નગરી તજીને ચાલી નીકળ્યા હશે, એવી જ રીતે અનેક ગીર્વાણ અભ્યાસી પક્ષીઓ પણ છૂટાં થઈ ગયાં હશે—તેમાંનું એક આંહીં ક્યાંક પોતાની પટ-કુટી પાસેના કોઈ વૃક્ષ ઉપર બેસીને બોલી રહ્યું લાગે છે. રાજાને કુતૂહલ થયું. તે એકલો અશસ્ત્ર બહાર નીકળ્યો, ને પહેરેગીરોનું પણ ધ્યાન ન પડે માટે પાછલે રસ્તે ચાલ્યો.

અવાજ પાસેના વૃક્ષ તરફથી જ આવતો હતો. રાજા સંભાળથી એ તરફ ગયો.

જઈને તે ધીમે ધીમે વૃક્ષની પાસે અટક્યો. એને થયું કે જો આ પક્ષી પકડાય તો એની વિદ્યાસભાની કીર્તિ દિગંતમાં પ્રસરે. તે વધુ આગળ વધ્યો. પક્ષી તો અત્યંત મનોહારી અવાજે બોલી રહ્યું હતું:

कर्णाटः पट्टबन्धं न भजति भजते गुर्ज्जरो निर्झराणि ।
भोज ! त्वत्तन्त्रमात्र प्रसरभयभरव्याकुलो राजलोकः ॥

કોઈ માગધીકવિની મહારાજ ભોજની પ્રશસ્તિ શુક ગાઈ રહ્યો હતો. પોતાના પ્રતિસ્પર્ધીની પ્રશસ્તિએ કર્ણદેવને વધારે આકર્ષ્યો.

તે છેક વૃક્ષની પાસે આવીને એની નીચે જ ઊભો રહ્યો. તેણે ઊંચે જોયું. પક્ષી શાંત થઈ ગયું હતું. કાંઈ નજરે પડતું ન હતું. આંખ ખેંચી—પણ અંધારામાં કાંઈ દેખાય તેમ ન હતું. તે પગલું પાછું ભરે છે, એટલામાં તો કોઈનો જબર-દસ્ત રાક્ષસી હાથ એના મોં ઉપર આવી ગયો. પણ તે મહાન યોદ્ધો હતો. તેણે માથાને એક આંચકો મારી હાથ છોડાવી તો નાખ્યો, પણ એ જ વખતે વૃક્ષના થડ પછવાડેથી નીકળી

તેની સામે આવીને ઊભેલા કોઈ બીજા માણસે, કાંઈક એવી ભયંકર વસ્તુ તેના નાક પાસે ધરી દીધી, કે કર્ણદેવની સંજ્ઞા એક ઘડીના છઠ્ઠા ભાગમાં હતી ન હતી થઈ ગઈ. છેલ્લી સંજ્ઞા માત્ર પેલા ઠીંગણા માણસની રહી ગઈ. દામોદરને આંહીં જોઈને તેનું મન આશ્ચર્ય અનુભવે તે પહેલાં તો એ અભાનમાં પડી ગયું હતું.

એક પણ શબ્દ બોલ્યા વિના ત્વરાથી રાજાને ચાર માણસોએ ઉપાડી લીધો. ઝડપથી પાલખીમાં મૂકયો. સપાટાબંધ ભોઈઓ જંગલ તરફ અદૃશ્ય થઈ ગયા. એટલી જ ત્વરાથી દામોદર ને તેના સાથીદારો સરી ગયા. એક ક્ષણમાં તો જાણે કાંઈ ન બન્યું હોય તેમ શાંતિ વ્યાપી ગઈ.

મકવાણોજી ને અર્જુનભટ્ટ પાલખી સાથે લાંબે જંગલને માર્ગે થઈ ઈશાનરાશિના મંદિરમાં પહોંચ્યા. અગાઉથી દામોદરે કરેલી ગોઠવણ પ્રમાણે કર્ણદેવને મંદિરના પાછળના ભાગમાં સુખાસનમાં રાખી, તેના ઉપર બત્રીસ સશસ્ત્ર સૈનિકો ખડી ચોકી ભરતા ઊભા.

'ચાલો, મકવાણાજી! હવે પ્રભાતે વાત. રાજા તો પ્રભાતે જાગશે. આપણે પાછા પ્રભાતે આવીશું!'

'પણ, મહારાજ! રાત જેવું ધાણું છે, કોને ખબર, રાતે અરિદળને ખબર નહિ પડે?'

'ખબર પડે તો પણ શું? આપણને આંહીં પહોંચી જતાં કેટલીવાર? છતાં તમારી વાત સાચી છે. ચેતતા રહેવું. તમે મંદિરના ચોગાન બહાર ફરતા રહો. જરાક હિલચાલ લાગે કે તરત શંખ ફૂંકજો!'

દામોદર ગયો. અર્જુનભટ્ટ પહેરેગીરો સાથે રહ્યો.

મકવાણોજી મંદિરની બહાર એકલા આંટા મારતા રહ્યા. એટલામાં તો આગલી રાતના પાછલા ભાગમાં ઊગનારો વદી સાતમ આઠમનો ચંદ્રમા દેખાયો.

બહુ નાની ગણાય એવી અવસ્થામાં પણ તરુણને ધ્રૂજાવે એવું કામ કરવાની મકવાણાની શક્તિ વિષે વિચાર કરતો દામોદર એકલો પાછો તો ફરી રહ્યો હતો; પણ પોતે જ્યારે મકવાણાને આજે જ વાત કરી રહ્યો હતો, ત્યારે જે કાંઈક સળવળાટ થવાની ભ્રાંતિ એને રહી ગઈ હતી, તે ભ્રાંતિ હવે અત્યારે અચાનક મોટું રૂપ ધારીને એની સામે ખડી થઈ ગઈ. અને તે આગળ જતો અટકી ગયો. તેની શંકા વધારે પ્રબળ થઈ. તે તરત જ મકવાણા પાસે જવા માટે પાછો ફર્યો.

આ બાજુ મકવાણાજી પોતે ફરી રહ્યા હતા, ને ચંદ્રમાનો ઉજાસ થતાં આનંદ પામતા હોય તેમ વારંવાર કૈં કૈં ગાથાઓ ગણગણતા હતા. એટલામાં અચાનક એમના કાન ઉપર એક અત્યંત મધુર અવાજ આવ્યો: ' કોણ તરુણ છે એ ? એક અબળાને ભોજરાજની નગરીનો રસ્તો બતાવશો કે ? '

મકવાણો આશ્ચર્યચકિત થઈ ગયો. અત્યારે એક નારી ધારાનગરીનો રસ્તો પૂછે એ તો આશ્ચર્ય હતું. પણ એ અવાજમાં એટલી માદક મોહિની હતી કે એ તરફ ગયા વિના મકવાણાજીથી રહેવાયું નહિ.

' કોણ છો તમે ? ' મકવાણાજીએ પોતાની સામે એક નારીને જોઈને પ્રશ્ન કર્યો. પણ એણે પ્રશ્ન કર્યો એટલું જ. એની સામે ઊભેલ નારીની મોહભરેલી કાંતિમાં એવું અજબ આકર્ષણ હતું કે ઇચ્છા નહિ છતાં મકવાણોજી એક ક્ષણ એની તરફ જોઈ રહ્યો—જોઈ જ રહ્યો.

'તમે જ મકવાણાજી કાં ?' પેલી સ્ત્રીએ પૂછ્યું. પણ એનો અવાજ—જાણે એ અવાજ જ ન હોય પણ—સ્ત્રીના મધુરકોમળ સ્પર્શની સુરા હોય એમ લાગે. એટલો બધો એના ભારોચ્ચારણમાં વિલાસનો પાસ હતો.

વાતોએ ચડવું એ પહેરેગીર સૈનિક માટે નિષિદ્ધ છે. પણ આ સ્ત્રીના તો દરેક હલનચલનમાં, શબ્દમાં, બોલમાં, અને ભાવમાં સત્તાધીશના જેવી નિરંકુશ આજ્ઞા પ્રવર્તતી મકવાણાજીને લાગી. પણ તે તરત જ સાવધ થઈ ગયો. પેલી સ્ત્રીએ પણ એ ફેરફાર જોયો, ને તે એ વાત ન માનતી હોય તેમ નવાઈ પામી. તે મકવાણાજી સામે જોઈ રહી હતી.

'તમારે ધારાનગરી જવું હોય તો આ સીધો રસ્તો, ચાલ્યા જાઓ.'

'ના, મકવાણાજી ! અત્યારે તો તમારે આશ્રયે જ રહીશ. અબળાને ક્ષત્રિય થઈને આશ્રય નહિ આપો ?'

'કેમ તમારી પાછળ કોઈનું કટક ચડયું છે ?'

'ત્યારે નહિ ? કટક ચડયું છે. ને તે જેવાતેવા દુશ્મનનું નથી.'

'કેમ કોનું કટક છે ?'

'લ્યો, હજી સમજ્યા નહિ ? એકાકી તરુણ નારીને, આવી ચાંદની રાતે, આવા એકાંતમાં, ને આવા પુરુષની સામે —બોલો, કોનું કટક પીડે ? જેનું રાજ સર્વત્ર છે, તે અનંગરાજનું !' પેલી સ્ત્રી મકવાણાની પાસે સરીઃ ને તેણે કાંઈક હાવભાવયુક્ત વસ્ત્રાચ્છાદન કર્યું. દામોદર આવી પહોંચીને મકવાણાજીની પાછળ એક વૃક્ષને થડે ઊભો હતો, તે આ નારીને જોતાં ધ્રૂજી ગયોઃ 'ઓતત્તારીની !' તે મનમાં ભડકી ગયોઃ

'આ તો ભયંકર પ્રતાપદેવી—પાછી આહીં મકવાણાજીને ભરમાવવા આવી લાગે છે! અને એ તો વિષકન્યા છે.' તે મકવાણાજીને ચેતાવવા એક પગલું આગળ ભરવાનો વિચાર કરે છે, ત્યાં તો મકવાણાજીની વાણી સાંભળીને એ થંભી ગયો: થંભી ગયો, એટલું જ નહિ, અત્યારે અપ્રગટ રહેવામાં જ એને ગૌરવ લાગ્યું. મકવાણોજી બોલી રહ્યા હતા: 'અરે મા! દેહનો ધરમ પીડતો હોય તો બીજો આશરો શોધો, મા! મારી મા જુગદંબા અંબા ભવાનીનું એવું રૂપ મેં નજરોનજર જોયું છે કે એમાં હવે બીજા કોઇનું થાનક નથી. મા! તમે પણ જુગદંબા છો.' મકવાણોજી બે હાથ જોડીને પ્રતાપદેવીને નમી રહ્યો: 'નારીમાત્ર જુગદંબા છે. થોભવું હોય તો તમારો બાળક છું, થોભો; જાવું હોય તો ધારાનગરીનો માર્ગ આ રહ્યો.'

મકવાણાજીની વાણીએ પ્રતાપદેવીનું જાણે વિષ ચૂસી લીધું હોય એમ એ નિસ્તેજ ને શિથિલ બની ગઈ. પોતે અત્યંત પરિશ્રમ કરીને વિષથી સિંચેલા શરીરનો આવો કરુણ પરાજય થશે એ એની કલ્પનાબહાર હતું. એનો તો જાણે વૈરનો ઉત્સાહ ઊડી ગયો. મકવાણા કેસરના પુત્રને પોતે હણી શકશે એવી એની મહેચ્છા મરી ગઈ. એના અંતરમાં ટાઢી હિમ જેવી જડતા પ્રવેશી ગઈ. થોડી વારમાં એ લથડતે પગલે અને શિથિલ શરીરે મકવાણાજીએ બતાવેલ માર્ગે ચાલતી થઈ ગઈ.

પ્રતાપદેવીને ગયેલી જોઈને દામોદર ધીમેથી પાછો સરી ગયો. તે રસ્તામાં પોતાના મનમાં ને મનમાં બે તરુણોને સરખાવી રહ્યો હતો—સાંતૂને ને મકવાણાને.

## ૪૩. નીલકંઠેશ્વર

**પ્રભાતે** કર્ણદેવ જાગ્યો. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પોતે ક્યાં હતો એ તરત તો કળી શક્યો નહિ. દૂરથી તેણે વેદના મંત્રોચ્ચારના મંગલધ્વનિ આવતા સાંભળ્યા. કોઈ સૂર્યને ને ઉષાને મનોહારી પંક્તિઓથી સ્તવી રહ્યું હતું. તેણે ગોખલામાંથી બહાર નજર કરી, તો એક સુંદર તરુણી સવત્સા ધેનુનું મંગલપૂજન કરી રહી હતી. કેટલાક જુવાનો મહાકાવ્યની પંક્તિઓ ગાતા આમતેમ ફરી રહ્યા હતા. શબ્દેશબ્દમાં, અક્ષરેઅક્ષરમાં, આરોહઅવરોહ અને મંત્રોચ્ચારણના ભારજનક ધ્વનિમાં પણ પરમશુદ્ધ એવી વાણીમાં કોઈ કર્મઠ વેદીની પાસે બેસીને મૃતદેહના માંગલ્ય માટેની ક્રિયા કરી રહ્યો હતો. કર્ણદેવને હવે સાંભર્યું. પોતે થોડા દિવસ પહેલાં સરસ્વતીની જે વિદ્યાવાટિકામાં આવ્યો હતો, એ જ આ વાટિકા હતી. ધેનુનું પૂજન કરતી તરુણી સરસ્વતી લાગી. તેણે તેની પાસેથી કાંઇક હકીકત મેળવવાની આશા રાખી. પોતાને આંહીં કોણ લાવ્યું, શી રીતે લાવ્યું, ક્યારે લાવ્યું, શા માટે લાવ્યું, એ કોઈ વાતની એને ગતાગમ પડી નહિ. પોતે એક મધુર પંખીની ગીર્વાણવાણી પાછળ રાતે ગયો, ત્યાં કોઈકે એને બંધનમાં

નાખ્યો—પછી શું થયું એ કોઇ વાતની એને ખબર ન હતી. છેવટની યાદી—માત્ર દામોદરના ચહેરાની હતી. એને તરત લાગ્યું કે આ કામ દામોદરનું છે. કોઈને પૂછવું એમાં એને ગૌરવભંગ લાગ્યો. અવાજ કરવો એમાં પ્રતિષ્ઠાભંગ દેખાયો. એટલામાં એણે પેલી તરુણીને આ તરફ આવતી નિહાળી. તેને એણે મંગલ-નમસ્કાર કર્યાં. તેણે એ નમસ્કાર ઝીલ્યા પણ ખરા. એણે એને જોયો હોય તેમ લાગ્યું. તે આ બાજુ છેક નજીક આવી. કર્ણદેવે એને મુદ્રાથી ગોખ પાસે બોલાવી. સરસ્વતી તેની પાસે આવી.

'દેવી ! આ સ્થળ—તમારી સરસ્વતીવાટિકા—એ જ છે નાં ?'

'હા; વિદ્યાની કોઇ ઉપાસના વિષે તમારે કાંઈ કહે-વાનું છે ?' સરસ્વતીએ સામે પ્રશ્ન કર્યો.

'મને ઓળખ્યો નહિ તમે ? ચેદિરાજ કર્ણદેવની સાથે તમે તે દિવસે વાત કરી હતી, ભૂલી ગયાં ? દેવી ! મને આંહીં કોણે રાખ્યો છે ને કેમ રાખ્યો છે ? આ તમારી વાટિકા નથી શું ?'

'ના; આ તરફનો ભાગ તો ઈશાનરાશિના મંદિર અંગેનો છે. તમે આંહીં શા માટે છો, એમાં અમને વિદ્યાના ઉપાસકોને રસ નથી. કેમ રાખ્યા છે એ અમારે માટે કુતૂહલ-નો વિષય નથી. કોણે રાખ્યા છે એની અમને તમન્ના નથી. ઐકાંતિક વિદ્યોપાસના સિવાય બીજી કોઈ વાતને અમારા જીવનમાં સ્થાન નથી. તમને રસ હોય તો તમે મહાકાવ્યોની ચરણાવલિ સાંભળી શકો છો. જય-સરસ્વતી—' સરસ્વતીએ જવા માટે પગ ઉપાડ્યો.

'પણ, દેવી ! આંહીં યુદ્ધ ગર્જે છે. ચેદિનું સૈન્ય પડ્યું

છે. પાટણનો દામોદર પણ પડ્યો છે. એનું જ આ કામ લાગે છે. એના આ કામની એને હમણાં ખબર પડશે—ને તમે જે વાત કરો છો—'

'હૈહયનું સૈન્ય પડ્યું હોય, મહારાજ! કે પાટણનું પડ્યું હોય કે કર્ણાટનું હોય, અમારી આ ઉપાસના એ અમારી અમર્ત્ય ભાવના છે. અમને કોઈના જયપરાજયની તમન્ના નથી. સાચી વિદ્યાને જયપરાજય સાથે નહિ—સત્ય સાથે સંબંધ છે. જીવનનો જેને થાક ચઢશે, તે આંહીં આવશે. જીવનનું સત્ય શોધવું હશે, તે જિજ્ઞાસુ આંહીં આવશે. જીવનપરિશ્રમનું ભાથું મેળવવા ઇચ્છનારો આંહીં આવશે. હું એ યુગનું સ્વપ્ન જોઉં છું, મહારાજ કર્ણદેવ! કે જ્યારે એક મુઠ્ઠી સામાના ધાન્ય ઉપર રહેનારા ઋષિસંતાનો વિદ્યાને વંશપરંપરા, અપાર વિશુદ્ધિથી, એક કૌટુમ્બિક સંપત્તિ લેખે, એક હાથથી બીજે હાથ સોંપતા આવ્યા હતા, એ યુગ—મહારાજ! એ યુગ વિદ્યાને જીવતી રાખે: રત્નોની રજથી નહિ, હેમમંડિત આભૂષણોથી પણ નહિ, રાજદ્વારે મળેલા યશોવિજયથી પણ નહિ—વિદ્યા, કવિતા, સરસ્વતી જીવશે તો ઋષિજીવનથી: મરશે તો રત્નની રજથી. એટલે ગમે તે આવે કે ગમે તે જાય, મહારાજ અવંતીનાથે ચલાવેલો વિદ્યાધર્મ—આંહીં તો વિદ્યાસંગ્રહ—ચાલતો જ હશે!'

સરસ્વતી નમીને પાછી ફરી ગઈ. એ જ વખતે દ્વાર ઊઘડ્યું ને દામોદરે પ્રવેશ કર્યો. તેની સાથે બહાર સશસ્ત્ર સૈનિકો ઊભા હતા. 'મહારાજ!' દામોદરે વિનયથી પ્રણામ કર્યા: 'દિવસોના પરિશ્રમ પછી મહારાજને સૈનિકો વચ્ચે શાંત નિદ્રા નહિ આવે એમ ધારી અમે આ ફેરફાર કર્યો છે. પ્રભુ! નિદ્રા

તો સુખરૂપ આવી હતી નાં ? અમારા સત્કારમાં ખામી લાગી હોય તો ક્ષમાની પ્રાર્થના કરી લઉં છું. મહારાજ પાટણપતિએ શરીરસ્વાસ્થ્યના સમાચાર પુછાવ્યા છે, પ્રભુ !'

કર્ણદેવ પામી ગયો. પણ તે જેવો વીર હતો, તેવો ધીર હતો. અત્યારે કોપ અસ્થાને હતો. એમાં પ્રતિષ્ઠાહાનિ હતી. દામોદરે જે રીતે વાત ઉપાડી હતી, એ રીત જ જાળવવામાં ચેદિરાજે ગૌરવ જોયું: 'દામોદર ! મહેતા ! નિદ્રા તો બરાબર આવી હતી. માત્ર એટલું જ કે આવી નિદ્રા પછી જાગેલો માણસ બહુ અશાંત હોય છે !'

'મહારાજ માટે સુવર્ણ પાલખી બહાર તૈયાર છે—' દામોદરે પ્રણામ કરીને જવાબ વાળ્યો. 'માત્ર ભગવાન સોમનાથનું જલ લઈને, મહારાજ જે વાત ભૂલી ગયા હતા, તે અક્ષરશઃ પાળવાની પ્રતિજ્ઞા એમને લેવી પડશે !'

'પ્રતિજ્ઞા લેવી પડશે ? દામોદર ! હૈહયો જ્યારે હણે છે, ત્યારે એમની હણવાની રીત અનોખી હોય છે.'

'પ્રભુ! એ કાંઈ કહેવાની જરૂર હોય? મહારાજનું પરાક્રમ મેં ક્યાં જાણ્યું નથી ? પણ હૈહયરાજ પરાક્રમ કરે છે —ને પ્રતિજ્ઞા પાળતા નથી—એ આજે નવું જાણ્યું !'

'શાની પ્રતિજ્ઞા ?'

'અરધી સંપત્તિ આપવાની—અરધું અવંતી સોલંકીરાજને આપવાની. પાટણપતિ અવંતી લેવા માટે આવ્યા છે, જોવા નથી આવ્યા.'

'એ નહિ બને. અવંતી તો ચેદિરાજના મુગટનું અણમોલું રત્ન બની રહેશે.'

'ત્યારે આંહીંથી જવાનું પણ નહિ બને. દંડનાયક

વિમલ આવી રહ્યો છે. સોલંકીસૈન્ય શંખનાદ થતાં ચેદિની છાવણી તરફ ધસશે—યુદ્ધ થશે. જો કર્ણાટ આવી ચડશે—તો પછી તમારે તમારું કેમ સંભાળવું એ તમે જાણો. અમારે માટે કાંઈ વિકટ પ્રશ્ન નથી. અર્બુદગિરિની ડુંગરમાળા અનેક કર્ણાટોને તળ રાખે તેમ છે!'

'આ તારો વિશ્વાસઘાત ચેદિ કોઈ દિવસ ભૂલશે નહિ!' કર્ણદેવે દામોદરને સંભળાવ્યું.

'અને વચનભંગને માટે વિશ્વાસઘાત એ જ અમોઘ શસ્ત્ર છે—એ પાટણ પણ કોઈ દિવસ નહિ ભૂલે, મહારાજ! જે વાત ગૌરવથી કરવામાં મહારાજનો પ્રતાપ રહ્યો છે—એ વાત થાકીને કરવામાં રાજતેજની હાનિ છે. અવંતીનાથે વચનભંગ કર્યો—અને એનું પતન થયું. ચેદિનાથ વચનભંગ કરશે—અને એનું પતન થશે. આ તો કાંઈ નથી—પણ રાજાનું વચન જશે—ત્યારે સમજજો કે ભારતભૂમિમાં કોઈ રાજા જ નહિ હોય. મહારાજ! પાલખી તૈયાર છે. હૈહયના સૈનિકો આકળા પડે છે. સોલંકીઓ અધીરા થાય છે. આ પળ ગયા પછી તમે જે સમાધાન સ્વીકારશો તેમાં ગૌરવ નહિ હોય.'

આ પરિસ્થિતિ લાવવાની દામોદરની ભયંકર રાજનીતિ કર્ણદેવને ખૂંચી તો રહી, પણ અત્યારે પોતે આંહી હતો, એકલો ને અશસ્ત્ર હતો. સૈનિકો આકળા પડ્યા જ હશે, ને ગભરાયેલા પણ હશે. એમાં જો સોલંકીઓ હલ્લો કરે તો પરિણામ વિષે શંકા ન હતી. પછી જોઈ લેવાશે એમ વિચારી એણે દામોદરને કહ્યું: 'દામોદર! મહેતા! ચાલો મારી સાથે .. અરધો ભાગ ..'

'ના, મહારાજ! એમ નહિ—લેશ પણ ગૌરવભંગ થાય

એવી રીતે ચેદિરાજ પાછા ફરે તો તો પાટણના રાજનીતિજ્ઞો મને પાટણમાં ઊભો પણ ન રાખે. મહારાજ ભીમદેવ સાથે ચેદિરાજ રાત આખી વિદ્યાવિનોદ કરી રહ્યા હતા—ને હવે હમણાં પાછા આવે છે—એ સમાચાર આપવા અમારા સિંહનાદ, આયુષ, ને અર્જુનભટ્ટ ત્રણે ચેદિની છાવણીમાં જશે. પછી મહારાજ તો આંહીંથી—પાટણના મહાન ગજરાજ ઉપર સિધાવશે. મહારાજ! આ ભગવાન સોમનાથનું ચરણજલ સ્વીકારો!' દામોદરે વિનયથી એક સુવર્ણ કળશમાંથી રાજાના હાથમાં પાણી આપ્યું. કર્ણદેવે શપથ લઈને પાણી મૂક્યું.

થોડી પળો ગઈ અને ગજરાજનો ઘંટાઘોષ સંભળાયો. સોલંકી સૈનિકો ને સવારો મહારાજ કર્ણદેવને એમની છાવણીમાં પહોંચાડવા જઈ રહ્યા હતા. મહારાજ કર્ણદેવના ગજરાજની અંબાડીમાં મહારાજની પાછળ બેઠેલો દામોદર અત્યંત વિનમ્રતાથી કર્ણદેવને અવંતીના વિદ્યાવારિધિ પંડિતોનાં કેટલાંક સુંદર કાવ્યો કહીને આનંદ પમાડી રહ્યો હતો.

થોડી વાર પછી જ્યારે દામોદર કર્ણદેવની પટ્ટકુટીમાંથી પાછો ફર્યો, ત્યારે એક મનોહારી સુવર્ણમંડપિકામાં નીલકંઠેશ્વરની મૂર્તિ શોભી રહી હતી. એની પડખે ચિંતામણિ ગણનાયકની પ્રતિમા બિરાજી હતી. દામોદર પોતે પગેપાળો મંડપિકાની સાથે ચાલી રહ્યો હતો. પાછળ આવી રહેલા મકવાણાના હાથમાં કાંઈક લેખ હતો. અર્જુનભટ્ટ, સાંતૂ, આયુષ, અને સિંહનાદ સૌ પડખે ચાલી રહ્યા હતા.

'મકવાણાજી! દામોદર મકવાણાને કહી રહ્યો હતો. 'તમે પાટણની ઉત્તર દિશા સાચવી છે. પશ્ચિમમાં રા' એદા છે. પૂર્વમાં ઉપલે મથાળે દંડનાયકજી છે. ને આ તમે લેખ

લીધો એમાં ચેદિનાથે પૂર્વનું નીચલું મથાળું—દધિપદ્રમંડલ વગેરે પાટણને સોંપીને અવંતીની જીતનો ભાગ પણ આપ્યો છે. ભગવાન નીલકંઠેશ્વરની મૂર્તિ મહારાજ ભીમદેવ સોમનાથમાં પધરાવશે. ચિંતામણિ ગણનાયકની મંગલપ્રતિમા નિહાળીને જૈન મંત્રીશ્વરો પ્રસન્ન થશે. હવે પાટણની આ ચોથી દિશાનો દિક્‌પાળ શોધવો પડશે. કાર્તિક ગયો—'

દામોદરના શબ્દના જવાબમાં જ જાણે હોય તેમ કાર્તિક ત્યાં રસ્તા ઉપર આવીને પ્રણામ કરતો ઊભો રહ્યો હતો. એનો વેષ સાધુ વિદ્વાનનો હતો. તે પ્રણામ કરીને મંત્રીશ્વરને નમી રહ્યો: 'મહારાજ!'

'અરે! કાર્તિક! તું? આવી રીતે? આ શું? તને ક્યાં મોકલ્યો હતો—તું પાછો જ ન આવ્યો—?'

'પ્રભુ! મને માફ કરો. આપણે જે કામે આવ્યા હતા તે કામ પૂરું થયું છે. મારે બ્રાહ્મણને, બ્રાહ્મણક થયાનું પ્રાયશ્ચિત્ત લઈ, ભગવાન સોમનાથના સાન્નિધ્યમાં પાછા જવા માટે, હવે તો અવંતીમાં વર્ષોની સરસ્વતીઉપાસના કરવી પડશે. મેં દિવ્ય જલ લઈ મહારાજ ભોજરાજની મૃત્યુશય્યા પાસે પ્રતિજ્ઞા પણ મૂકી છે!'

'પ્રતિજ્ઞા પણ મૂકી છે? શાની પ્રતિજ્ઞા મૂકી છે?'

'પ્રભુ! તમારી સાથે આટલી વાત કરવી એ પણ દ્રોહ છે. ક્ષમાયાચના માટે જ મારે આ બોલવું પડ્યું છે. પ્રભુ! હું ક્ષમા યાચું છું. મને જવા દો. મારી વિદ્યોપાસના ખોટી થાય છે.'

'ત્યાં પાટણમાં રહીને—ત્યાં વિદ્યાઉપાસના કરજે.'

'પાટણ મહાન છે, મહારાજ! મહાન હશે ને છે; પણ

અવંતી તો સંસ્કારી છે !'

દામોદર બોલ્યો નહિ, પણ તેના હૃદયમાં હજાર વીંછીના ડંખ જેવી વેદના થઈ રહી.

'કાર્તિક !' તે ધીમેથી બોલ્યો: 'ભલે, તું પણ જા. કદાચ દામોદરનું જીવન એકાકી રહેવા માટે જ નિર્માણ થયું હશે. પણ એક દિવસ તું સાંભળશે કે અવંતીની વિદ્યાસભા જેના લેખામાં નથી એવી મહાન વિદ્યાસભા પાટણમાં પણ પ્રગટી છે. હું ભલે એ વસ્તુ જોવા જીવતો ન હોઉં—પરંતુ સ્વપ્ન તો આજે પણ જોઈ રહ્યો છું !'

'પ્રભુ !' કાર્તિક બેહાથ જોડીને બોલ્યો: 'એવું થશે તો હું ત્યાં આવીશ. વિદ્યા કોઈ દેશનું કે કાલનું બંધન ક્યારે સ્વીકારે છે ?'

કાર્તિકે પ્રણામ કરીને વિદાય માગી. દામોદર તેને જતો જોઈ રહ્યો. પરંતુ એટલો શોચ કરવો એ પણ મંત્રીના જીવન માટે વૈભવ હોય, તેમ એ કાંઈ શોચ કરે તે પહેલાં તો, સામેની સોલંકીઓની છાવણીમાંથી મંગલ શંખધ્વનિ સંભળાવા લાગ્યો. ઢોલ, ત્રાંસા, શરણાઈ, ભેરી ને નફેરીના નાદથી આકાશ ગાજી ઊઠયું. પવિત્ર વેદોચ્ચારથી વાતાવરણ ભરાઈ ગયું. પુષ્પો ને સુગંધીજલના છંટકાવથી ભૂમિ મહેકવા લાગી. દેરદેરથી સૈનિકો આવવા લાગ્યા.

નીલકંઠેશ્વરની મંગલમૂર્તિને પધરાવવા મહારાજ ભીમદેવ પોતે એક મહાન ગજરાજ સાથે પગેપાળા ચાલતા આવી રહ્યા હતા.

મહારાજે દામોદરને સુવર્ણમંડપિકા સાથે આવતો જોયો, કાલે કહેવરાવેલા સંદેશાના સંસ્મરણે દામોદરને જોતાં

મહારાજનું મોં જરા મલકયું: ને પાટણપતિની અંતરિચ્છાનો પડઘો પાડતો હોય તેમ સૈનિકવૃંદમાંથી એક મહાઘોષ ઊઠયો:

'ભગવાન સોમનાથનો જય! નીલકંઠેશ્વર મહાદેવનો જય! મહારાજ ભીમદેવનો જય! મહામાત્ય દામોદર મહેતાનો જય!'

એ હાથ જોડીને દામોદર સૌને પ્રણમી રહ્યો.

મોડી સાંજે એકાકી દામોદર મંદ પગલે પોતાની પર્ણકુટી તરફ જઈ રહ્યો હતો. તેને કાર્તિકસ્વામીના શબ્દો હજી ડંખી રહ્યા હતા: 'પાટણ મહાન હશે, પણ અવંતી સંસ્કારી છે. સંસ્કાર વિના કોઈ મહાન બનતું નથી—મહાન દેખાય ખરું.'

ભયંકર રણયોદ્ધાઓ શોણિતના છેલ્લા બિંદુ સુધી નગરીને જાળવે એવું કાંઈ ધારાનગરીમાં બન્યું ન હતું—એ વાત સાચી હતી. પણ એ છતાં વિજયી રાજાઓને કોઈ મહાન ગણતા ન હતા. ભોજરાજની સરખામણીમાં ભીમદેવ ને કર્ણદેવ ક્ષુલ્લક હોય એમ અવંતીજનો માનતા.

દામોદર વિચાર કરી રહ્યો: 'સામનો ભયંકર ન હતો, કે આગ્રહી પણ ન હતો. અવંતીનો પરાજય પણ થયો હતો. છતાં અવંતીમાં એવું શું હતું કે વિજય મેળવનારાઓ નાના લાગતા હતા ને પરાજય પામનારા મહાન જણાતા હતા?'

અને ભોજરાજના મૃત્યુ પછી એક વારાંગનાએ પ્રજાજનોને જે કહ્યું હતું તે દામોદરને સાંભર્યું: 'મહારાજ ભોજરાજ કાંઈપણ સાથે નથી લઈ ગયા. જે હતું તે આંહીં મૂકતા ગયા છે. સાથે લઈ ગયા સંસ્કાર: ને તમારે માટે મૂકતા ગયા તે પણ સંસ્કાર.' વારાંગનાના આ શબ્દનો પડઘો દામોદરને સંભળાયો, ને તે ચમકી ગયો: 'સંસ્કાર!'

## ૪૪. સાબરમતીને કાંઠે–સ્વપ્નનગરી

**કર્ણદેવ** પાસેથી મેળવેલી પ્રતિમાઓ સાથે મહારાજ ભીમદેવ પાટણ જવા નીકળ્યા. ગુજરાત આખામાં માલવ-વિજયની ઘોષણાથી નવું ચેતન આવ્યું હતું. ભગવાન નીલકંઠેશ્વરની પ્રતિમાને નિહાળવા ને ચિન્તામણિ ગણનાયકનાં દર્શન કરવાં રસ્તામાં ઠેકાણે ઠેકાણે લોકોની ઠઠ જામતી. ચિંતામણિ ગણનાયકથી શુભ શરૂઆત થઈ. એટલે હવે પાટણમાં વિજયોની પરંપરા આવશે, એમ ભવિષ્યવાણી સંભળાવા લાગી. ગોધ્રક પાસેથી મહારાજ આનંદનગરને માર્ગે પાટણ તરફ ગયા. દામોદર સ્તમ્ભનકના આચાર્યને મહારાજ ભીમદેવે મોકલેલી ત્રણ લક્ષ દ્રમ્મની ભેટ ધરવા એ બાજુ ગયો.

એ સ્તમ્ભનકમાં હતો ત્યાં સંદેશો મળ્યો કે મહારાણી ઉદયમતી સોમનાથની જાત્રા કરી, સ્તમ્ભતીર્થને દરિયામાર્ગે થઈ, સાબરમતીમાં જલપ્રવાસ કરતાં, આશાપલ્લીને આરે ઊતરી પછી પાટણ તરફ જવાનાં છે. આશાપલ્લી, ધન્ધુક્ક ને આસપાસનાં સર્વ સ્થાનો ધનમેર કોળી અને આશાભીલની હાકે ગાજતાં. અચૂક તીરંદાજી કરનારા માથાભારે મેવાસીઓનાં એ રહેઠાણ હતાં.

ભૃગુકચ્છ, સ્તમ્ભતીર્થ, સોમનાથ ને છેક ગોપગિરિ સુધી દરિયામાં એમની હાક વાગતી. મહાપ્રતાપી ભીમદેવના તેજપ્રભાવે મહારાણી ઉદયમતી તો સ્તમ્ભતીર્થ સુધી સલામત આવી પહોંચ્યાં હતાં; એટલે સંદેશો મળતાં જ, દામોદર પોતે મહારાણીને સાથ આપવા આશાપલ્લી પહોંચી ગયો.

દામોદર જ્યારે આશાપલ્લીને આરે આવ્યો, ત્યારે પ્રભાતનો સમય હતો.

મહાન જલતરંગો ઉછાળતી શ્વભ્રવતી—સાબરમતી, દામોદરની નજરે પડી. સામે પૂર્વ કાંઠે, નાખી નજર ન પહોંચે એવું ભયંકર વિસ્તીર્ણ જંગલ ઝૂકી રહ્યું હતું. આ બાજુ પાણીનો મહાસાગર રેલતી સાબરમતી બન્ને કાંઠે, તરંગો ઉપર તરંગો નાખતી વહી જતી હતી. દામોદર મહારાણીના વહાણની રાહ જોતો એક ઉત્તુંગ ભયંકર કરાડ ઉપર ઊભો રહ્યો. એક બાજુ થોડે દૂર નદીના પટને નીરખતો સાંતૂ હતો. ગરુડદૃષ્ટિથી દૂરદૂરના જલમાર્ગને નિહાળતા અર્જુનભટ્ટ ઉપરવાસ આગળ જઈને ઊભા રહી ગયા હતા. સૈનિકો આમતેમ ઘૂમતા હતા. સામેનાં બાપણુ જંગલની પેલી મેરથી ચાલ્યો આવતો, કોઈ રખડુની ગજબની મધુર વાંસળીનો, રસળતો અવાજ સાંભળવા માટે, દામોદર એકધ્યાન થઈ ગયો હતો. વાતાવરણ અત્યંત પ્રસન્ન ને મધુર હતું. થોડે દૂર મયૂરો ટહૂકતા હતા. પંખીઓ કલરવ કરીને ગાઈ રહ્યાં હતાં. સાબરમતીને આ કાંઠે ઝૂકી રહેલી આમ્રકુંજોમાંથી પંચમ રવે વાતાવરણને ભરી દેતી કોયલો આનંદી રહી હતી. જલતરંગો ઉપર સોનેરીરૂપેરી રેખાઓ નાચતી હતી.

દામોદરની આંખ આ સઘળાં દૃશ્યો ઉપર ફરીને, એક

ઘડીભર, એના કવિહૃદયની ગુપ્ત ગુહામાં જઈને બેઠી. થોડી પળ એ નિમ્મીલિત નયને શાંત ઊભો રહ્યો.

સામેનાં ભીષણ, ગાઢ, અંધારઘેરાં જંગલોમાંથી એક અપૂર્વ નગરી ઊભી થતી એણે જોઈ. બે ઘડીભર એ દૃશ્ય જોવામાં એ લીન થઈ ગયો.

અદ્‌ભુત પ્રાસાદો, ઉત્તુંગ શિખરાવલિઓથી મંડિત ધ્વજધારી દેવમંદિરો, મહાન કીર્તિસ્તંભો, સપ્તશૃંગી રાજ-મહાલયો, વિશાળ સરોવરો, સુંદર વાપીઓ, મનોહારી ઉદ્યાનો, નાજુક રમ્ય વાટિકાઓ,—કોઈ અતિભવ્ય નગરી—એના દૃષ્ટિપથમાં આવીને જાણે ઊભી રહી ગઈ હતી. દેવમંડલ જેને જોતાં ચકિત થઈ જાય એવી હજારહજાર સ્તમ્ભાવલિઓની હારની હાર એણે ત્યાં નીરખી. મહાન ગજરાજો ઉપર ચડીને, હાટશોભા નીરખતા ને લાખો ને કરોડો દ્રમ્મનો વ્યવહાર કરતા શ્રેષ્ઠીઓ, આ સ્તમ્ભાવલિમાં ઘૂમતા એની દૃષ્ટિએ પડ્યા. એમનાં ચરણ જ્યાં પડતાં ત્યાં સોનાની રજ વેરાતી હતીઃ એમના ઉત્તરીયમાં લંકાનાં મૌક્તિકો લટકી રહ્યાં હતાંઃ એમની સોનેરીરૂપેરી ભરતે ભરેલી રત્નજડિત મોજડી જોવા મહારાજાઓ પણ થંભી જતાઃ એમનો ધનભંડાર નિહાળવા કુબેરને પણ માનવ થવાનું મન થતું. ઇંદ્રાણીના વૈભવને પણ ક્ષુલ્લક ગણે એવી નમણી, ગોરી, ગંભીર, ગરવી, શ્રેષ્ઠીપત્નીઓ એની નજરે ચડી; અને જાવા, સુમાત્રા, ચીન, બલ્ખ ને બુખારા જેમને મન રમવાનાં મેદાન હતાં એવા શ્રેષ્ઠીપુત્રોને, રાજ-મહાલયો જેની પાસે તુચ્છવિસાતમાં નહિ, એવી વિશાળ ચારુ નૌકામાં બેસીને, જલધિજલના તરંગો ઉપર નાચતા નાચતા, વિદેશ સંચરતા એણે દીઠા. તારાઓઢણી ઓઢીને, સ્ફટિકના

શુભ્રધવલ મહાલયોમાં રમવા નીકળી હોય એવી ચાંદની રાતને એણે આંહીં નીરખી. રાત્રિઓ એણે અનેક જોઈ હતી. ચાંદનીરાત પણ અનેક નજરે પડી હતી. પણ કૌમુદીના તેજ-સરોવરમાં, લાખ્ખો દ્રમ્મનાં દુકૂલ પહેરીને, મા અંબાભવાનીના રાસરમણે રમતી ગુજરાતણો એણે સ્વપ્નમાં જોઈ—અને એમ-ની કૂખે ઉત્પન્ન થયેલા, સરસ્વતી લક્ષ્મી બન્નેને બે હાથમાં સરખેભાગે તોળીને સાચવતા, ગુર્જરપુત્રો એણે જોયા, અને એ દૃશ્યે એ ડોલી ઊઠ્યો. મંદિરો, શિખરો, સ્તમ્ભો, છજાંઓ, ઝરૂખાઓ, ગવાક્ષો, છતો, જ્યાં નજર કરે ત્યાં નજર થંભી જાય એવી અસંખ્ય શિલ્પાકૃતિઓથી નગરીને શણગારતા શિલ્પીઓ નજરે આવ્યા. એક અનોખા પ્રકારની 'સંસ્કાર-લક્ષ્મી'નો ઉદ્ભવ એણે આંહીં નિહાળ્યો. જંઈ જંઈ માટે મરતા જૈન શ્રેષ્ઠીઓને—ખરેટાણે લાખ્ખો ને કરોડો દ્રમ્મ ધૂળરાખની પેઠે વાપરી નાખતા એણે દીઠા. સોનેરીરૂપેરી જલકુંભો લઈને મલપતી જતી, રંગબેરંગી મહામોલાં પટ-કુલોમાં શોભતી, શિલ્પીઓની સ્વપ્નાકૃતિઓનું પણ બે ઘડી માન મુકાવે એવી, રૂપાળી, નમણી, લજ્જાળુ, ઘરવૈભવ પાસે રાજવૈભવને તુચ્છ ગણનારી રસીલી, કોડિલી, ગરવી ગુજ-રાતણોની હારની હાર નદીને સામે કાંઠે ચાલી જતી. એણે દીઠી: જંગલમાંથી મુક્ત બનીને આનંદધ્વનિ કરતી આવતી સવત્સા ધેનુઓ એણે જોઈ: યજ્ઞનો હોમ અગ્નિ પ્રજ્વલતો દીઠો, અને પશુઓને, પંખીઓને, સજીવ સૃષ્ટિમાત્રને અભય દેતા નાગરિક શ્રેષ્ઠીઓ દેખાયા. શ્રેષ્ઠીઓ, બ્રાહ્મણો, યોદ્ધાઓ, વિદ્વાનો, કવિજનો, શિલ્પીઓ, સુંદરીઓ—એક કરતાં એક ચડી જાય એવી પંક્તિ પછી પંક્તિ, જંગલમાંથી નીકળીને

જાણે શ્વભ્રવતીના જલતરંગમાં લુપ્ત થતી હોય એમ અદૃશ્ય થતી, એકપછી એક આવી રહી હતી: અનંત પ્રવાહની જેમ આવતા શ્રેષ્ઠ માનવસમુદાયથી ઊભરાતી મહાન નગરી દામોદર જોઈ જ રહ્યો.

ગુજરાતનો મહામંત્રી મહાકાલના સાગરજલની તરંગાવલિ નિહાળતો અંતરમાં ને અંતરમાં ઊંડે ને ઊંડે ઊતરી ગયો. એટલામાં અર્જુનભટ્ટના અવાજે એને જગાડ્યો: 'પ્રભુ! જુઓ, ત્યાં દેખાય.'

'શું?' પોતાનું સ્વપ્ન આ બ્રાહ્મણે પણ જોયું કે શું એવી આશ્ચર્યચકિત વાણીમાં દામોદરે પૂછ્યું: 'શું! અર્જુનભટ્ટ! શું દેખાય છે?

અર્જુનભટ્ટે દૂરથી આવી રહેલી મહારાણી ઉદયમતીની એક નૌકા બતાવી. નૌકા થોડીવારમાં આરા પાસે આવીને થોભી. એક રૂપાળો ઊંચો તરુણ એમાંથી પહેલાં કૂદી પડ્યો. દામોદરે એને પ્રેમથી પોતાની છાતીમાં જ સમાવી દીધો: 'અરે! કુમાર! તમે આટલા મોટા થઈ ગયા? હું તો કેવા નાના ધારીને તમને જોવા આવ્યો હતો!'

'દામોદર! કાઠું તો બહુ કરી ગયો કાં! એના દાદા લાંબા હતા નાં?' રાણી ઉદયમતીએ જમીન ઉપર પગ મૂકતાં કહ્યું.

'હા, મહારાણીબા! જુઓને મારા કરતાં ચાર તસુ ઊંચા થઈ ગયા છે!'

જે ભેખડ ઉપર એ સૌ ઊભાં હતાં એમાં નીચેથી કોઈ ઉપર આવી રહેલું કર્ણદેવની દૃષ્ટિએ પડ્યું: 'કોણ છે એ!' કર્ણદેવે બતાવ્યું એ દિશામાં દામોદરે જોયું. કોઈ ઘેલા જેવો જણાતો માણસ ઉપર આવી રહ્યો હતો. પોતે

પોતાના વિચારમાં હોવાથી દામોદર અત્યાર સુધી એને જોઈ શક્યો ન હતો. પેલો જુવાન દામોદર તરફ જ આવ્યો. એની બગલમાં કાંઈક પટ્ટચિત્ર જેવું હતું.

'કેમ ત્યાં શું કરતા હતા? આ શું છે બગલમાં?' દામોદરે એને પૂછ્યું ને એની સામે જોઈ રહ્યો.

'હું તો ચિતારો છું, મહારાજ! કાલીવેલી થોડી રેખાઓ કાઢી રહ્યો હતો!'

દામોદર ચિત્રકારની ઘેરી સ્વપ્નભરેલી વિશાળ આંખો સામે જોઈ રહ્યો. એનો ચહેરો રૂપાળો હતો. નાક અણિ-શુદ્ધ હતું. રંગ કાંઈક શ્યામ હતો.

'ક્યાંથી આવો છો? ક્યાંના છો?' દામોદરે પૂછ્યું. 'શાનું ચિત્ર કર્યું છે—લાવો તો.' દામોદરને કોઈ ગુપ્તચરની શંકા પડી.

ચિત્રપટ્ટ ઉખેડીને ચિતારાએ પાસે મૂક્યું. દામોદર એને જોતાં આશ્ચર્યથી દિઙ્મૂઢ બની ગયો. નદીના જલતરંગોમાં પડછાયા પાડતી મહાન પ્રાસાદોની કોઈ અત્યંત ભવ્ય નગરી એણે ત્યાં દીઠી. ચિતારાની કલ્પનાએ એને આકર્ષ્યો.

રાણી ઉદયમતી ને કર્ણ બન્ને ચિત્રપટ્ટને નીરખી રહ્યાં.

'શું નામ તમારું? ક્યાંના છો? ને આ દેશની નહિ એવી આ મધુર નારીને, તમે આંહીં શ્વભ્રવતીનાં જલ નીર-ખતી ચીતરી છે—એ કોણ છે? તમારી કલ્પનાની છે કે કોઈની પ્રતિકૃતિ છે?'

'પ્રભુ! હું આંહીનો નથી. હું તો કર્ણાટનો છું. મારું નામ શ્રીકંઠ!'

'અને આ તમે આંહીં મૂકી છે—'

'પ્રભુ! એ ગોપગિરિના નરેન્દ્રની પુત્રી—મીનલદેવી છે!'

'અને આ નગરી કઈ છે?' કર્ણે શ્રીકંઠને પૂછ્યું.

શ્રીકંઠ હાથ જોડી રહ્યો: 'કુમાર! એ તો મને પણ ખબર નથી!'

'એની ખબર મને છે—' દામોદરે કર્ણદેવના માથા ઉપર હેતથી હાથ મૂક્યો. 'તમે જ્યાંથી આવ્યા એ કિનારા તરફ જુઓ, મહારાજકુમાર! સામેનાં ભીષણ જંગલ—!'

કર્ણદેવ ત્યાં જોઈ રહ્યો. 'ત્યાં તો કાંઈ નથી, મંત્રીશ્વર!' તેણે થોડીવાર પછી કહ્યું.

'ત્યાં એક મહાન નગરી ઊભી છે—મહારાજકુમાર! એનું નામ—તમારે નામે—કર્ણાવતીનગરી!'

'પણ ક્યાં છે, મહેતા? હું તો કાંઈ દેખતી નથી!' રાણીએ કહ્યું.

'મહારાણીબા! આ ચિત્રકારે કાંઈ અમસ્તી એ જોઈ છે? નગરી રહી છે—કુમાર કર્ણદેવના બાહુબલમાં, એ હજી છૂપી છે એટલું જ. કોઈ એક મહાન નગરીને પોતાની કેડ ઉપર તેડવાનું મન દરેક સરિતાને હોય છે. આ સાબરમતીને પણ એવું મન છે. પણ નગરી મહાન બને છે—ઉત્તુંગ શિખરોથી કે વિશાલ પ્રાસાદોથી નહિ; ગગનચુંબી મહાલયોથી પણ નહિ; ભવ્ય ને સંસ્કારી અડગ પ્રજા જ્યાં વસે છે ત્યાં મહાન નગરી ઊભી થાય છે. મહારાજકુમારની કર્ણાવતી નગરી—આજે નહિ તો જ્યારે મહારાજકુમાર રચે ત્યારે—એવી હો!'

'અરે! દામોદર! તું એની વાત કરે છે?'

દામોદર બે હાથ જોડીને મહારાણી ઉદયમતીને નમી રહ્યો.

